'ગુજરાતી પંચ'ની સને
૧૯૧૯—૨૦ ની ભેટ.



# વીર રમણી

અને

# રાણા હમીરનો ભાગ્યરવી.



કિંમત રૂ. ૧-૮-૦.

# વીર રમણી

અને

# રાણા હમીરનો ભાગ્યરવિ.


લેખક:-

લલ્લુભાઈ ગોકળદાસ પટેલ.

નડિઆદ.



પ્રકાશક:—

સોમાભાઈ મંગળદાસ શાહ.

અમદાવાદ.

સંવત ૧૯૭૬. ઇ. સ. ૧૯૨૦.

પ્રત ૫૫૦૦.

ધી ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસમાં શાહ સોમાભાઈ
મંગળદાસે છાપ્યું. ઠે. પાંચકુવા–અમદાવાદ.

કિંમત ૧–૮–૦

# ઉપોદ્ઘાત.

Hail, Mewad ! warlike land !
Hail ye heroes ! Heaven Born band !

Who faught and bled in freedom's cause,
Who faught and bled in freedom's cause,

And when the storm of war was gone,
Enjoyed the peace, your valor won.

Let independence be your boast,
Ever mindful what it cost;
Ever grateful for the prize,
Let its alter reach the skies !*

મેવાડ ! સમસ્ત રાજસ્થાનનું નાક ! મેવાડ ! ઇશ્વરની એક અનુપમ વાટિકા. થોડાજ સૈકા ઉપર મહાપ્રતાપી સૂર્યવંશી શ્રી રામચંદ્રજીના વંશમાં ઉત્પન્ન થએલા તેમના જેવા પ્રતાપી, ચક્રવર્તી બાપ્પા રાવળના વંશજ, પૃથુરાજ ચોહાણના ગુજરાત ઉપરની ચઢાઇમાંથી પાછા ફરતા સુધી શાહબુદ્દીન ઘોરી જેવાને દીલ્હીના દરવાજા દેખવા ન દેનાર અને પાણીપતના મેદાનમાં શાહબુદ્દીન ઘોરીના લશ્કરનો ત્રણ દિવસ ઘાણ કાઢનાર રાણા સમરસિંહ, રાણો ભીમસિંહ, બાળ બાદલ અને તેનો કાકો ગોરાહ, રાણો હમીર, લાખો રાણો, ચંદ્રસિંહ, ઈસહુંમ્બાવાળો ચંદાવત, કુંભો રાણો, રાણો સંગ્રામસિંહ ( સંગ રાણો ), •પ્રતાપી પ્રતાપ, દુર્ગાદાસાદિ મહા કીર્તિમન્ત રાજાધિરાજો જેના સ્વામી અને બહાદુર લડવૈયા હતા, એવું મહાન મેવાડ ! મેવાડ ! જેમાં કુતુબમિનારને શરમાવે તેવો કીર્તિ સ્થંભ અને અનેક સુંદર કારીગરીવાળાં મકાનો એક સમયે આખા જગતના ચિત્તને આકર્ષતાં, એવું આ મેવાડ ! રાજસ્થાનમાં અગ્રગણ્ય રાજ્ય ! શ્રીકૃષ્ણભગવાને કર્મવીર અર્જુનને કહ્યું હતું કેઃ—"**हतो वा प्राप्स्यसि स्वर्गं जित्वा वा भोक्ष्यसेमहीम्** " અર્થાત્ યુદ્ધમાં જય પ્રાપ્ત કરતાં રાજ્ય ભોગવશે. યુદ્ધમાં મૃત્યુ પામતાં સ્વર્ગ પ્રાપ્ત થશે."

---

*With a slight change from Joseph Hopkinson's, "Hail Columbia"

એ ભગવદ્ વાક્ય, પાંડવ કૌરવના સમયથીસૂર્યકુળ તિલક શ્રી રામચંદ્રજીના વંશજો—રાજસ્થાનના વીરબાંકુ ક્ષત્રિઓ, તેમજ ક્ષત્રાણિઓનાં કર્ત્તવ્ય કર્મમાં સંપૂર્ણ રીતે જોવામાં આવે છે. રાજસ્થાનની યુદ્ધપ્રિય ભૂમિમાં, અને તેમાં પણ મેવાડમાં ઉત્પન્ન થએલા સ્વદેશાભિમાની, સ્વદેશ પ્રેમી રાજપૂત—ક્ષત્રિય રાજાઓનાં જીવનવૃત વાંચવાથી જણાઇ આવે છે, કે ભારતવર્ષના નકશામાં હ્રદયસાથે સ્થિત થએલી રાજસ્થાનની ભૂમિમાં અને તેમાં પણ જમણા પડખે આવેલી એવી મેવાડ ભૂમિમાં અનેક કર્મવીર—યુદ્ધ વીર નરો અને કર્મદેવી, તારાબાઈ, રાણી ચંદાના, વીરમતી દુર્ગાવતી આદિ અનેક નારી રત્નો પાક્યાં હતાં.

મેવાડની વીર રમણીઓએ પોતાનાં પરાક્રમથી વિધર્મી શત્રુઓને પરાજિત કરીને અનંત અક્ષય કીર્તિ રાખી છે. એ અનંત અક્ષય કીર્તિની કહાણી પવિત્ર ઇતિહાસમાંથી કદી પણ ભૂસાઇ જશે નહિ. મેવાડ ખરેખર એવા વિરત્વ—ગરિમાની લીલા-ભૂમિ છે.

પરંતુ,

ઉદયાસ્ત તણું હરચક્ર ખરે, ખમી સૃષ્ટિ વિષે વિનાશ કરે,
રો કેઈ પ્રભુત્વ પડાવી અરે! જન અન્ય ચડાવીજ દે શિખરે;
કુમુદો કમળાં કરમાઇ ગયાં, અરવિંદ અચિર વિકારી થયાં,
ઉદયાસ્ત તણું અતિ ગૌરવ આ, નહિ શૂન્યવતું જનમાં જગમાં.

તેવા રીતે ઓ ભલી મેવાડ ભૂમી! તને પણ વારંવાર ઉદયાસ્તનો નિયમ લાગુ પડતો. અંધકાર થતો અને ઉદય પણ થતો! ઉદયાસ્તના ચક્રમાંથી કયું રાજ્ય બચ્યું છે!

ભલી મેવાડ! અંધકારના સમયમાં, રાજ્યોના વારા ફરતી ચઢતી પડતીના અમલમાં અધિકારીઓ તને ચૂસતા, લૂટતા અને નિચોવતા! અલ્લાઉદ્દીન, અકબર અને ઔરંગઝેબ જેવા જબરજસ્ત પાદશાહોના મારના સપાટાથી તારાં ખોખરાં થએલાં હાડકાં અને લોહી—માંસ વગરની ચામડીવાળું હાડપિંજર જોનાર, અને તારા ઉપર વિતેલી વિતક સાંભળનાર અથવા વાંચનાર કયું હ્રદય કંપાયમાન નહિ થાય? કોની આંખમાંથી એક પણ આંસુ નહિ ટપકે?

રાણા હમીર, દીલ્લીના ખીલજી વંશના તાર્તાર બાદશાહ

અલ્લાઉદ્દીનના છેવટના સમયમાં થયો. અલ્લાઉદ્દીને પદ્મિનીના લોભમાં ચિતોડને ભસ્મિભૂત કરી દીધું. એક પદ્મિનીને લીધે તેર હજાર પદ્મિનીઓની ભસ્મ થઇ ગઇ ! ચિતોડ ખાલી ખમ થઇ ગયું. રજપૂતોએ કેસરીઆં કર્યાં અને ઉજડ ચિતોડમાં કાગડા ઉડવા લાગ્યા ! રાણા ભીમસિંહ પોતાના અગિઆર પુત્રો અને પુત્રવધુ ચંદાના જે મર્દાની વેષમાં પોતાના પતિ ઉરસીની સાથેજ યુદ્ધમાં ઉતરી હતી, તે સૌ યુદ્ધમાં ખપી ગયાં. ઉરસીનો પુત્ર રાણો હમીર નાનો હોવાથી, તેને રાણા ભીમસિંહે પોતાના પુત્ર અમરસિંહ સાથે કેલવાડાના ડુંગરોમાં મોકલી દીધો હતો. માત-પિતાનું શૌર્ય અને ગુણો હમીરમાં ખરેખર ઉતરેલાં હતાં, અને તેમાં ચૌદ વસા મોસાળના ઉમેરાયા હતા. મોસાળમાં પાંચ છ વર્ષ રહેવાથી તેનામાં રાજપૂતના દરેક ગુણોએ વાસ કર્યો હતો. પુત્રનાં લક્ષણ પારણામાંથી તેમ નાનપણમાંથીજ હમીરમાં હિમ્મત અને બહાદુરીના ગુણો ઝળકી નીકળ્યા. અરવલ્લીના ડુંગરામાં વસ્તા ભીલો, રાજાઓ અને ઠાકોરોનો માનીતો થઇ પડયો.

ઝારોરના રાવ માલદેવ, જે અલ્લાઉદ્દીનનો ખંડીઓ રાજા હતો, અને જેને અલ્લાઉદ્દીને ચિતોડનો સુબો ઠરાવ્યો હતો, તેણે બાળ હમીરનાં શૌર અને બહાદુરીની હકીકત મીઠા મરચા સાથે અલ્લાઉદ્દીનને જણાવી. અલ્લાઉદ્દીને ફરીથી રાજસ્થાનમાં આવી અરવલ્લીનો પૂર્વ તરફનો ભાગ જીત્યો. પરંતુ તેથી હમીર નરમ પડયો નહિ. આખરે અલ્લાઉદ્દીને થાકીને, માલદેવને હમીરને તાબે કરવાનો હુકમ આપી પોતે દીલ્લી પહોંચી ગયો !!

હમીર સાથે યુદ્ધમાં જીતાવાનું ન હોવાથી માલદેવે બળ ન વાપરતાં કળ વાપરી. તેમાં પણ તે ન ફાવ્યો અને આખરે ચિતોડ હમીરને હસ્તક ગયું. બાપ્પા રાવળના વંશજે બાપ્પા રાવળની માફક નાની ઉમ્મરમાંજ ચિતોડનો કબજો લીધો. કર્મવીર બાપ્પા રાવળના ચૈતન્યનો-કર્તવ્ય કર્મનો પ્રકાશ તેની ભવિષ્યની સંતતિ ઉપર આબાદ પડેલો જણાય છે. તેઓ કહેતા હતા કે, "બાપ્પા રાવળના શ્રેષ્ઠ વંશમાં જન્મ પામેલા જે જે વીર પુરૂષોના હાથમાં શસ્ત્ર ધારણ કરવાનું સામર્થ્ય છે, તેઓ સંકટની અથવા શત્રુની બીકથી ભયભીત થતા નથી ! તેમને સંકટ સામેજ ઝઝુમવા માટે ઉલટો આનંદ જ આવે છે ! મેવાડના રાજપૂતો ભયની

કલ્પનાથી કિંવા કલ્પનાના ભયથી બીલકુલ બીતા નથી ! માતૃભૂમિને માટે તેઓ પ્રાણુ અર્પણ કરવા હમેશાં તૈયારજ હોય છે." તે કથન રાયમલ, પ્રતાપ વગેરે રાણાઓએ પોતાના કર્તવ્ય કર્મથી સિદ્ધ કરી આપ્યું. ધન્ય છે રાજપૂત વીર ! ધન્ય છે તમારા બાહુબલને ! ધન્ય છે તમારા સાહસને ! ધન્ય છે તમારા સ્વદેશ પ્રેમને ! અને ધન્ય છે તમારા નેક ટેકને !

મનુષ્યે પોતાનો નેક ને ટેક છોડયો તો પછી તેણે શું રાખ્યું ?

જે ટેક ત્યાગ્યો જન હોઇ જેણે,
સમૃદ્ધિ રાખી કદી ક્રોડ એણે;
તો નાક આ અંગથકી કપાવ્યું,
રાખી મૂછો મોટી શું એથી ફાવ્યું ?

પૂર્વ કાળમાં અનેક કર્મવીરો ઉત્પન્ન થએલા હતા. વર્તમાનકાળમાં તેવા કર્મવીરોની ન્યૂનતા છે, તેમ છતાં તેવા કર્મવીરોના અસ્તિત્વનો તદન નાશ થએલો છે એવું તો નહિજ કહી શકાય. પ્રત્યેક પદાર્થને કાળના વિચિત્ર નિયમાનુસાર ઉન્નતિ અને અવનતિનો સમય પ્રાપ્ત થયાજ કરે છે; અને ભવિષ્યમાં ઉન્નતિનો સમય આવે જ છે.

But fate is strong.

This is law; all things come back to the source,
Their strength to renew. (*Vivekanand*).

ભાવિ પ્રબળ છે. સર્વ વસ્તુઓ પુનરપિ તેમની બળવત્તાને નવિન કરવા પાછી પોતાના મૂળ સ્થાનમાં આવી લાગે છે. એ વિશ્વનો અબાધિત અનન્ત કાળનો નિયમ છે.

તે સમયનો અંધકાર મટી ગયો છે. પ્રતાપી અંગ્રેજી રાજ્યને લીધે પ્રકાશ થયો છે. ખોવાયલાં ધી અને શ્રી પાછાં મળ્યાં છે. દેવી લક્ષ્મી અને સરસ્વતિ બંને પાછાં સંપ કરી આવી વસ્યાં છે. પ્રજા શાંત અને સુખી થઇ છે. પાછલા અંધકારના સમયને ધિક્કારથી જુવે છે. ધંધા રોજગાર ધમધોકાર ચાલે છે, અને આખા હિંદમાં ઉઘાડું સોનું ઉછાળતા સૌ જન હરે છે-ફરે છે. "એ ઉપકાર ગણી ઇશ્વરનો, હરખ હવે તું હિંદુસ્તાન."

એ વર્ષ ઉપર યોજાયલું અને સસ્તી વાર્તામાળા માટે લખા-

થતું નવલકથાના રૂપનું આ ચરિત્ર મારા સ્નેહી મી૦ સોમાલાલ મંગળદાસ–અમદાવાદમાં સસ્તુ, સારૂં અને લોકપ્રિય પત્ર ' ગુજરાતી પંચ 'ના માલિકની ઇચ્છાથી આજે પ્રજા સમક્ષ નિવેદન કરવાનો સમય પ્રભુએ આપ્યો છે, તે માટે તેનો આભાર માનું છું. Man proposes, God disposes '

સને ૧૯૧૪ માં, સસ્તી વાર્તામાળા તરફથી ' મહારાણા બાપ્પારાવ ' નામનું પુસ્તક છપાયા પછી થોડાજ વખતને અંતરે બાપ્પારાવમાંનો ગુજરાતનો ઇતિહાસ કાઢી દઇ, " ચક્રવર્તિ મહારાણા બાપ્પા રાવળ, " પ્રથમના બાપારાવની સામ્યકૃતિ જેવીજ પરંતુ તેના ઉપોદ્ઘાતમાં લખ્યા પ્રમાણે લેખકશ્રીએ ઘણા વર્ષ ઉપર લખી રાખેલો તે ત્યારેજ છપાવવાનો પ્રસંગ આવ્યો(!) એ લેખકશ્રીએ મહારાણા બાપારાવમાંનો ગુજરાતનો ઇતિહાસ "અનંગભદ્રા, અથવા વલ્લભીપુરનો વિનાશ " એ નામે અન્ય પુસ્તક રૂપે લખી, " ગુજરાતી " પત્રની ભેટ તરીકે આપ્યો અને તેના ઉપોદ્ઘાતમાં મહારાણા બાપારાવ ઉપર ધર્મ સંબંધી કેટલીક ટીકા કરી જણાવ્યું કે, " આવાં પુસ્તકો ન લખવામાં અને છપાવીને ન પ્રસિદ્ધ કરવામાંજ તેમના લેખક અને પ્રકાશકની શોભા છે એ નિર્વિવાદ છે. " એ વાત સત્ય છે કે, જે પુસ્તકોથી જનસમૂહમાં કોઈ પ્રકારનો ફાયદો ન કરતાં, ઉલટા દુર્ગુણો વધારે અને ઐતિહાસિક વિષયોમાં પણ અજ્ઞાનપણું હોવાને લીધે વાંચકોને ભ્રમિત કરે, તેવાં પુસ્તકો ન છપાય, અથવા ભેટ તરીકે ન અપાય તેમાંજ લેખક અને પ્રકાશકને શોભા છે. એમાં વાદ કે વિવાદની શી જરૂર છે ?

અનંગભદ્રામાં ઐતિહાસિક અજ્ઞાનપણું કેટલે દરજ્જે છે, અને તે પુસ્તકનાં પૃષ્ઠ વધારવા માટે કેવી રીતે દળદાર કર્યું છે, તે જણાવવા માટે એક ચર્ચાપત્ર ' ગુજરાતી ' પત્રમાં ચાલતા વર્ષના (ઇ. સ. ૧૯૧૯)ના માર્ચ માસમાં પ્રગટ થાય તેવી રીતે મોકલ્યું હતું, પરંતુ ' ગુજરાતી 'પત્રનીજ તે ભેટ હોવાથી, તે ચર્ચાપત્ર ટોપલીને ( waste-paper Desket ) અથવા અગ્નિને સ્વાધિન કરવામાં આવ્યું હશે એમ જવાબ માટે ટીકીટ બીડવા છતાં, પ્રત્યુત્તર ન મળ્યો તે ઉપરથી અનુમાન થાય છે. ખેર. ખરી વાત લોકો સમજે છે. સરકાર બહાદુરે, એ લેખકનું એક પુસ્તક ' હમીરહઠ ' કેવા પ્રકારનું પુસ્તક છે ? એથી જનસમૂહની

નાતિરીતિમાં કેટલું વૃદ્ધિ કરનાર છે ? અને તે પુસ્તકમાં સમાવેલો ઐતિહાસિક વિષય કેટલો સબળ અને અર્થપૂર્ણ છે તે સમજીને-જોઇનેજ તે પુસ્તક જપ્ત કરાવ્યું, એ શું થોડું શોભાસ્પદ છે ?

અનંગભદ્રામાં પણ ઐતિહાસિક સમય કેટલો સબળ છે ? સ્માર્ત અને બૌદ્ધના ક્લેશમાં શ્રીમન્ન શંકરાચાર્યજીએ વલ્લભીપુરમાં વ્યાખ્યાન આપી બૌદ્ધ ધર્મનો નાશ કર્યો બતાવ્યું છે. શંકરાચાર્યનો જન્મ સમય, વલ્લભીપુરના નાશનો સમય, અને કુમારિલ ભટ્ટનો કાળ એ ત્રણે સરખાવાય તો અનંગભદ્રા પુસ્તક કેટલે દરજ્જે ઐતિહાસિક વિષયમાં ખરું છે (!) તે જણાશે, અને લેખકશ્રીનું ધર્મ અને ઇતિહાસવિષયક જ્ઞાન કેટલી સીમા પર્યન્ત પહોચેલું છે તેની ખાત્રી થશે, તેમ તેઓશ્રીના લખાણમાં કેટલી અસંબદ્ધતા તથા વિશ્રૃંખલતા છે તે આપોઆપ સમજાશે.

ટુંકામાં, સને ૧૯૧૭ ના 'નવજીવન 'ના મે માસના અંકમાં સ્વર્ગસ્થ સાક્ષર ભાઇશ્રી રણજીતરામ વાવાભાઇએ એ લેખકના લેખો હમીર હઠ, સુંદરિ અને ચચ્ચ, ૯૦ સંબંધી નિષ્પક્ષપાત પણે કરેલી ટીકા અત્રે સંક્ષેપમાં ટાંકી આપણે હાલ તો વિરમીશું.

"હમીરહઠમાં નિર્લજ વર્ણન કરવાથી તૃપ્તિ ન થઇ તે આ કથામાં (સુંદરિ અને ચચ્ચમાં) પાછું લંપટતાનું ગૌરવ આવ્યું છે. × × રા. રા. નારાયણ ઐતિહાસિક વાર્તાઓ લખે છે, પરંતુ ઇતિહાસનો અર્થ, સમય કે સંબંધ એમને ખબર હોય એમ લાગતું નથી. ઇતિહાસની વિગતો તેઓ મહેનતથી એકઠી કરે છે. જો કે વાર્તામાંની વિગતોમાં પણ કેટલાક કાલવ્યુતક્રમના દોષો થએલા છે. એમનું લખાણ કૃત્રિમ હોય છે. સ્વયંભૂ ઉર્મિઓથી હીન હોય છે. × × કે સંસ્કારી વાંચકોને તો કંટાળોજ આવે. × ×"

પુસ્તકની પ્રસ્તાવનામાં કોઇપણ પુસ્તક ઉપર ટીકા કરવી એ ઠીક નથી. પરંતુ જે પત્રને આ લેખક ઘણા વર્ષથી વખાણતો આવ્યો છે, અને જેની સેવા પણ કેટલાંક વર્ષ સુધી કરી છે તેને જયારે હાલના અધિપતિશ્રીએ જાણી જોઇને અથવા અજાણમાં અન્યાય કર્યો તેથીજ આટલા ઉદ્ગાર કાઢવા પડયા છે, જે માટે વાંચકોની ક્ષમા માગી, ગુજરાતી પત્રના અધિપતિ તેમજ બાપારાવમાં 'અને' શબ્દની ભૂલને માટે ટીકા કરનાર મી. ઠક્કુર પાસે ક્ષમા યાચના કરું તો અપ્રાસંગિકનહિ કહેવાય.

મેવાડના ઇતિહાસ માટે અન્ય સાધન પુરતાં મળતાં નથી. જે છે તે મહાન્ લેખકશ્રી કર્નલ ટૉડનું રાજસ્થાન, ભાટ લોકોની દંતકથાઓ. થોડાક રાસા અને ગજસ્થાન ઉપરથી લખાયલાં નાનાં વૃતાંતો. કર્નલ ટૉડ સાહેબે આપણને રાજસ્થાનરૂપી જે બક્ષીસ આપી છે તે માટે તેમનો ઉપકાર જેટલો માનીએ તેટલો ઓછો છે. મી. આપટેના મરાઠી પુસ્તક 'લાંછિત ચંદ્રમા'ની પૂર્ણ સહાય લીધી છે તે માટે તેમનો ખરા અંતઃકરણથી આભાર માનું છું. રા. બા. હ. દ. કાંટાવાળાની પાણીપત અને અન્ય ભક્ત શિરોમણીનાં પદોની સહાય લીધી છે, તેથી તેમનો આભાર ભૂલી ન જવો જોઇએ.

ઇશ્વરેચ્છા હશે તો અન્ય ( મેવાડ સંબંધી ) ઐતિહાસિક પુસ્તક લખવા ઇચ્છા છે.

ભમારવાડ—નડીઆદ.<br>
તા. ૨૮-૫-૧૯૧૯

લલ્લુભાઇ ગોકળદાસ પટેલ.



# વીર રમણી

## અને

# રાણા હમીરનો ભાગ્યરવિ.

## પ્રકરણ ૧ લું.

### અરે ! આતો ભુલૈયાં !

વર્ષાઋતુ છે. ચિતોડના એક જુના મહેલના, એક ઓરડામાં બે જણ કંઇક ચિંતાતુર ચહેરે વાતો કરી રહ્યા છે. આજે આશાડી સંવત ૧૩૬૭ ના ભાદરવા શુદ સપ્તમીનો રાત્રિ; એટલે ઈ. સ. ૧૩૧૧ ના સપ્ટેમ્બર માસના છેલ્લા અંધવાડીઆની એક રાત્રિ છે.

"વિશ્વાસઘાત ! મારી સાથે વિશ્વાસઘાત ! માલદેવ મારી સાથે વિશ્વાસઘાત કરે છે એમજ તમારે કહેવું છે ને ! હા !! અને તેથી મારે તેનાથી ડરવાનું શું કારણ ? જો એમ છે તો વિશ્વાસઘાત કરનારને જરા હાથ બતાવવો પડશે ! હું મારા મનને અસ્વસ્થ શા માટે થવા દઉં ? જેના કાંડામાં બળ નથી, તેણે તો પોતાના શત્રુની હીલચાલ ઉપર બારીક નજર રાખવી જોઇએ. મારે તો તેમ કરવાનું કારણ નથી. પરંતુ તમો સર્વેની સૂચના, વિનવણી, શંકા વગેરેને બાજુએ મૂકી–કંઇ ન ગણકારી હું અહીં આવ્યો અને તમારી બધાની મરજી વિરૂદ્ધ માલદેવની કન્યા સાથે લગ્ન—'

"લગ્ન ? ! રાણાજી આપ આ કપટરૂપી નાટકને–આ અપમાનાસ્પદ કૃત્યને લગ્ન કહો છો ? સ્પષ્ટ બોલવા માટે આપની ક્ષમા માગું છું, પણ માલદેવે કરેલી આ ઠઠ્ઠા–આનેજ જો લગ્ન

એ બહુમાનાસ્પદ નામ આપવામાં આવતું હોયતો લગ્ન એ શબ્દનો ખરો અર્થ બદલવોજ પડશે, અથવા તો જગતમાં ચાલુ લગ્ન પદ્ધતિને કાયમની કાઢી નાંખી માલદેવે કરેલી ઠઠ્ઠા—"

લગ્ન એ મનુષ્ય મંડળનો પાયો છે. એ અમુક મનુષ્યોના સુખ સાથે નિકટનો સંબંધ ધરાવે છે એટલુંજ નહિ, પણ તે લોક સમુદાય, રાજ્યો અને મોટી મોટી શહેનશાહતોની આબાદી અને જન કલ્યાણ સાથે પણ ઘણોજ સંબંધ ધરાવે છે. લગ્ન એ કંઈ રમત નથી. લગ્ન એ કંઇ ફારસ જેવું નથી, અથવા આંખ મીંચીને એક પ્રયોગ કરવા જેવું નથી! એતો બહુ ગંભીર વિચારનું કામ છે. એ તો પ્રેમનું સામ્રાજ્ય વિસ્તારવાનું અને જનસેવા કરવાનું મહાન કૃત્ય છે.

જીંદગીમાં એક માણસ જે કર્મો કરે, તે સર્વ કર્મોમાં લગ્ન એક એવું કર્મ છે કે જેને બહારના લોકો સાથે કંઇ સંબંધ નથી, છતાં મનુષ્યનાં બીજાં સર્વ કર્મો કરતાં માત્ર એજ એક એવું કર્મ છે કે જેમાં ઘણાં મનુષ્યો માથું મારે છે.

લગ્નનો હેતુ જેવો ઉત્તમ અને પવિત્ર પ્રકારનો હોવો જોઇએ તેવો, ઘણું કરીને હાલના જમાનામાં જોવામાં આવતો નથી. આ અગત્યના કરાર ઉપર હાલ ઘણું કરીને આપસ્વાર્થી અને દુષ્ટ લાગણીઓની સત્તા ચાલે છે, અને તેથી તેનાં પરિણામ નુકશાનકારક નીપજે છે.

"માલદેવે મને આદરપૂર્વક બોલાવી પોતાની પુત્રી મને આપી—એ મારી ઠઠ્ઠા કરી?" રાણાજી હસતા હસતા બોલ્યા. "જનક રાજાએ સીતા દેવીને—"

"રાજેન્દ્ર! કયાં દેવતૂલ્ય જનક રાજા, અને કયાં કપટપટુ માલદેવ! કયાં સીતા સ્વયંવર, અને કયાં માલદેવે કરેલી આપની ઠઠ્ઠા! કયાં મોટા મોટા મહારાજા અને વિદ્વાન્ વિપ્રગણ સમક્ષ સીતાદેવીએ રામચંદ્રને વરમાળ આરોપવાનો મનોહર દેખાવ અને કયાં ચિતોડગઢ ઉપર કોઇપણ જાતની ધામધુમ વગરના નિર્જન મકાનમાં લગ્નનો ઉપહાસ! રાણાજી હજુ પણ આપ હસી કાઢો છો? હસો—હસો. તારૂણ્યનું રક્ત આપના અંગમાં સળવળ સળવળ થઇ રહેલું છે. અહંકારથી આપનું મન ભરપુર હોય તેમ જણાય છે, અને તેથીજ આપને મારૂં કહેવું ઠીક લાગતું નથી. બહુ સારૂં, રાણાજી! આપ મરજીમાં આવે તેમ કરવા મુખ્યત્યાર છો.

મુશ્કેલીઇ કે અડચણના સમયમાં માલીકને સાવધ કરવા એ સેવકનો ધર્મ છે, અને તે પ્રમાણે હું કરી ચુકયો, હવે મને કાંઇ આજ્ઞા?"

રાણાજીની મુદ્રા ગંભીર થઇ ગઇ. થોડા સમય સુધી પોતાના સ્વામીનિષ્ટ સેવક તરફ પગથી માથા સુધી દૃષ્ટિ ફેરવતા જોઇજ રહ્યા.

"હરદેવ! જરા નીચે બેસ–તારૂણ્યને લીધે, તેમજ ગર્વને લીધે અમારી વિવેક બુદ્ધિ ભ્રષ્ટ તો થઇ છે પણ, હરદેવ! તારામાં સ્વામીનિષ્ટાની સાથે થોડી રાજનીતિજ્ઞતા હોત તો કેવું સરસ થાત! માલદેવે કરેલા ઉપહાસનું ચિત્ર મારા ચક્ષુ સામે રજુ કરી, જે કામ નખજ કરી શકે તે કામ કુહાડીથી કરાવવા· માગે છે?—" રાણાજીએ શાંતતાથી કહ્યું.

"એટલે?" હરદેવે એકદમ ઊંઘમાંથી જાગૃત થયો હોય તેમ જવાબ દીધો. રાણાજી તેના મુખ સામુ જોઇજ રહ્યા હતા. ગમે તેમ હો, પરંતુ હરદેવ, રાણાજીની મુખમુદ્રા જોઇ જરા નરમ પડયો–ઓશીઆ ગ જેવો થઇ ગયો, કોઇ વિષયમાં આપણો પોતાનો વિચાર નક્કી થયા છતાં, અથવા તેના સત્યાભ્યાસથી દોરવઈ જઇ તેનુ નિરાકરણ કરવા માટે ઉપયુક્ત થયા છતાં, આપણી કલ્પના, આપણી ભ્રાંતિ અને તન્નિવારણાર્થ કરેલા ઉપાયો વ્યર્થ છે એમ કોઇ કહે, અને તે વળી એકજ વાકયમાં સિદ્ધ કરી બતાવે, તે સમયે આપણી પોતાની સ્થિતિ કેવી થાય છે? આપણે ભુલ કરીએ છીએ, એવું સમજતાંજ આપણે કેટલા ઓશિયાળા કે શરમિન્દા થઇએ છીએ? હરદેવની પણ તેવીજ સ્થિતિ થઇ. પોતાના ધણીને મોટી ઉત્સુકતાથી, તેના ઉપર આવી પડનારા સંકટની સૂચના દેવા ગયો અને તેનું ખરૂં સ્વરૂપ ઉઘાડું કરી બતાવ્યું છતાં, તેનું મહત્વ તેમના લક્ષમાં ન આવતાં, માલિકે પોતાની હાંસી કરી એમ લાગવાથી હરદેવને ઘણું ખોટું લાગ્યું; એટલુંજ નહિ પણ પોતાના માલિક ઉપર તેને ક્રોધ પણ ચઢયો, અને તેથીજ તેણે કંઇક ઉદ્ધતપણે રાણાજીનો ગર્વ ઉતારવા પ્રયત્ન કર્યો હતો. પરંતુ રાણાજીએ તેને જયારે "જે કામ નખજ કરી શકે, તે કામ કુહાડીથી કરાવવા માગે છે?" એમ કહ્યું, ત્યારે તે જરા અચકયો. રાણાજીની તીક્ષ્ણ દૃષ્ટીથી જરા ઓશિયાળા જેવો થયો. જે સંકટની પોતાને સમજ પડી છે

તેની, પોતાના ધણીને પણ ખબર પડી હશે અથવા સમજવામાં આવ્યું છે, અથવા તો તે પોતેજ તે સંકટમાંથી દૂર થવાના અથવા સંકટને દૂર કરવાનો ઉપક્રમ કરે છે, તો હવે મારે પોતે ગભરાવાનું કાંઇ કારણ નથી. એવો વિચાર હરદેવના મનમાં આવવાથી તે નીચું જોઇ રહ્યો, તેવામાં રાણાજી તેને સાંકેતિક ભાષામાં કહેવા લાગ્યા, "હરદેવ ! શત્રુનું કપટ આપણા સમજવામાં આવ્યું છે તેવું, આપણે ગભરાટ કરી જણાવવું, અથવા, તેના માટે–તેને દૂર કરવા આપણે ઉપાય કરીએ છીએ એવી ખબર શત્રુને પડવા દેવી તે ઉત્તમ છે? કે શત્રુના કપટનાટકની આપણને ગંધ પણ નથી તેવો ઢોંગ કરી ઐન વેળાએ તેનેજ તેના ફાંસામાં પકડવો એ ઉત્તમ ? કહે, માલદેવે કરેલી કુચેષ્ટા–" રાણાજી ઓષ્ટદંશ કરતા બોલ્યા, "મારા લક્ષમાં આવી નથી ? પણ જવા દે"—

રાણાજીએ હરદેવને પાસે બોલાવી કાનમાં કહ્યું, "બહાર કોઇ છુપાઇને ઉભું છે, એમ લાગે છે. જો, કોણ છે ?"

હરદેવ બહાર ગયો.

ઉપરનો સંવાદ કેળવાડાથી આવેલી જાનને ઉતારા તરીકે આપવામાં આવેલા એક નાના મહેલના એક ઓરડામાં થતો હતો. આ ઓરડો હરદેવને રહેવા માટે આપવામાં આવ્યો હતો. "આપને કંઇ મહત્વની અને ખાસ ગુપ્ત વાત કહેવાની છે." એમ તે દિવસે બપોરના હરદેવે રાણાજીને કહેલું હતું, તે ઉપરથી રાણાજી પોતેજ તેના ઓરડામાં આવ્યા હતા. હરદેવ સ્વામિનિષ્ઠ છે. રાણાજીનો તેના ઉપર અત્યંત પ્રેમ અને વિશ્વાસ છે.

"તારૂણ્યનું રક્ત આપના અંગમાં સળવળ સળવળ કરી રહેલું છે" એવું હરદેવે જોકે રાણાજીને કહેલું હતું, પરંતુ તે પોતે પણ તરૂણજ હતો. રાણાજીની ઉમ્મર આ સમયે વીસેક વર્ષની હતી, તો હરદેવની ઉમ્મર પચ્ચીસ વર્ષની લગભગ હતી. એટલોજ માત્ર ફરક ! પરંતુ હરદેવ પોતે મોટી ઉમ્મરનો હોવાથી પોતાને દુનિઆનો વધુ અનુભવ છે એમ સમજતો.

ઘણા જુવાનીઆઓને જુવાનીમાં સઘળું જગત સ્ત્રીમય ભાસે છે. મદોન્મત્ત હાથીની પેઠે નિરંકુશ થઇ ગએલું તેમનું મન સ્ત્રી વિનાના બીજા પદાર્થો નિરસ દેખે છે ! કાન સ્ત્રીઓનાં મધુર ગીતો હર્ષથી સાંભળે છે, મુખ સ્ત્રીઓના અધરના ચુંબનને ઇચ્છે

છે, હાથ મૃગનેણીનું આનંદથી આલિંગન કરવા ચાહે છે, આંખ સુંદર વસ્ત્રાલંકારથી વિભુષિત થએલી સુંદર અવયવવાળી નવયૌવનાને જોવા આતુર હોય છે, ને વાણી નિરંતર સુંદર સ્રીઓ સાથે હાસ્ય કરવા તત્પર રહે છે. મોહનું પ્રધાનપણું હોવાથી વિવેક નાસી જાય છે, અને રોમે રોમમાં 'સ્રી, સ્રી' એવો ધ્વની જુવાનીમાં નીકળે છે. જુવાની આંધળીજ છે ! જુવાનીનો મોહઅંધકાર સ્વાભાવિક રીતે અતિ ગહન છે. થોડાક જ સમજે છે કે જવાની, તે જવાનીજ છે.

હરદેવ, જોકે રાણાજીથી પોતાને અનુભવી માનતો હતો, પરંતુ તેની સ્વામિનિષ્ઠા એટલી નીચ ન હતી, કે રાણાજીને પોતાની મુઠીમાં રાખવા ઇચ્છે. તેમ રાણાજી પોતે પણ પરબુદ્ધિએ ચાલે તેવો ન હતો. શ્રી મારૂતીરાયે, જે પ્રમાણે રઘુકુળ તિલક શ્રી રામચંદ્રની સેવા કરી હતી, તેવીજ સેવા પોતાના હાથથી રાણાજીની થાય, તેવી હરદેવની મહત્વાકાંક્ષા હતી. રાણાજીના લક્ષમાં આ વાત આવેલી હોવાથીજ, તેને બંધુ પ્રમાણે ગણતા અને તેના ઉપર પ્રેમ અને વિશ્વાસ રાખતા. હરદેવ, મને મૂર્ખ, અવિચારી, ગર્વિષ્ટ સમજીને પણ મારા રક્ષણ માટે—મારા ભલા માટે આટલું બધું કરે છે, તે જોઇને તે ઉદાર રાણાજીને ઘણું કૌતુક લાગતું, તેમ પ્રેમ ઉત્પન્ન થતો, એટલુંજ નહિ પણ કાંઇને કાંઇ પ્રસંગ કાઢી તેને ચીઢવી, "તમે અવિચારી છો, તમે ગર્વિષ્ટ છો." એવાં એવાં પોતાના માટે વિશેષણો બોલાવી મોજ મેળવતા.

અમારા વાંચકો પૈ કેટલાકને નવાઇ જેવું લાગશે, પણ પ્રેમને, વિશ્વાસને અને નિષ્ઠાને ઓળખવાના જે કાંઇ સાધનો છે, તે પૈકી ચીઢવણી પણ એક સાધન છે. પોતાના હાથ નીચેના માણસોનો મનોભાવ તેમાંથી જણાઇ આવે છે. પ્રસંગ વિષયે દ્રૌપદીએ પાંડવોની કરેલી નિર્ભર્ત્સના, સલાહ કરતી વખતે ભીમનું ધર્મરાજા સાથેનું ઉન્મત્તપણાનું વર્તન, તુકોબાનો વિઠ્ઠલ સાથે થએલો કલહ, ભક્ત બોડાણાનો દ્વારિકામાં શ્રી રણછોડજી ઉપર વાકપ્રવાહ અને પુરાણોમાં લખ્યા પ્રમાણે હનુમાનજીનું શ્રી રામચંદ્ર સાથેનું રૂસણું, એ અમારા ઉપરના કથનને પુષ્ટિદાયક જણાશે.

રાણાજી, હરદેવ પાસે ખાસ તેના ઓરડામાં ગયા અને ત્યાં

થએલું સંભાષણુ આપણે વાંચી ગયા છીએ. એ સંભાષણ ચાલતું હતું, તે સમયે બહાર કોઇ ઉભું છે, એવી શંકા રાણાજીને થઇ અને હરદેવને તેની તપાસ કરવા મોકલ્યો. હરદેવ ગયો. રાણાજી પણ આરામાસન ઉપરથી ઉઠયા, અને જોડેના ખંડમાં બળતા દીવા સામું જોઇ બડબડવા લાગ્યા.

" માલદેવ ! મારી સાથે પણ વિશ્વાસઘાત ! યાદ રાખજો કે વિશ્વાસઘાત એ મહાપાપ છે. વિશ્વાસઘાતથી કોઇ સુખી થયું નથી, અને થશે પણ નહિ. મોડું કે વહેલું તેનુ ફળ પ્રભુ આપે છે, અને આપશેજ. તેમાં વળી હું, હવે તમારો જમાઈ. તેની સાથે પણ દગો ફટકો ! હં— "

રાણાજીનું પરાક્રમ જાણનાર કોઇ આ સ્થળે હોત તો, આ તિરસ્કારપૂર્ણ "હ" કેટલો ભારે છે ? તેની સારી પેઠે સમજણ પડી હોત.

હરદેવ બહાર આવ્યો. જુએ છે તો એક અપરિચિત તરૂણ આંગણામાં ફરે છે. આ સમયે જો કે તે તરૂણ બારણાથી દૂર ચાંદનીમાં હતો, છતાં પોતાની રાણાજી સાથેની વાતચીત સમયે તે બારણા પાસે ઉભો રહી સાંભળતો હશે, તેવી શંકા હરદેવને આવી. જરા આગળ જઈ તેણે પૂછ્યું, " કોણ ?. " જરા અચકી શુદ્ધિ પર આવ્યો હોય તેમ તે અપરિચિત તરૂણે આમ તેમ જોયું. હરદેવને જોઇને તે પાસે આવ્યો, અને બોલ્યો, " રાણાજી અહીંઆં આવ્યા છે ને ? " હરદેવને શંકા ઉત્પન્ન થઇ. તેણે જરા હસીને પૂછ્યું, " શા ઉપરથી કહો છો ? તમે તેમના ઉપર જાસુસી કરત દેખાઓ છો ! શું સુખા સાહેબે..."

એટલામાં કોઇ પાછળ ખુંખાર્યું. હરદેવે જોયું તો, ખુદ રાણાજી આવતા જણાયા. હરદેવ ખસી અદબસર ઉભો.

" આપને શું કામ છે ? " રાણાજીએ પેલા અપરિચિત તરૂણને પૂછ્યું.

બંને એક બીજા સામુ જોવા લાગ્યા. તરૂણથી રાણાજીની તીક્ષ્ણ દૃષ્ટિ સહન થઇ શકી નહીં. તેણે આમ તેમ અને મુખ્યત્વે કરીને પાસે ઉભેલા હરદેવ તરફ સાશંકપણે જોઇ કહ્યું, " મારે કંઇક ખાનગીમાં કહેવું છે. "

અવાજ સાંભળી રાણાજી ચમકયા. ફરી એકવાર તરૂણ પ્રત્યે દૃષ્ટી ફેંકી. એ દૃષ્ટીએ રાણાજીને કંઇક બોધ આપ્યો

હોય તેમ જણાયું. તેમણે એક દૂર દેખાતા દીવા તરફ જોયું. દીવો એકદમ પ્રકાશ મારી ઓલવાઇ ગયો. રાણાજીના મુખ ઉપર હાસ્ય દીસવા લાગ્યું. તેમણે હસતાં હસતાં પૂછ્યું, "ત્યારે તમારે એકાંત જોઇએ છે, એમજ કહોને." રાણાજીના હાસ્યે તરૂણને અસ્વસ્થ બનાવ્યો. તેણે ચાલતાં ચાલતાં કહ્યું, "હાજી." રાણાજીએ હરદેવ તરફ ફરીને કહ્યું, "મારી સમશેર લાવતો. હું બેઠો હતો ત્યાંજ ખીંટી ઉપર છે."

"સમશેરનું શું કામ છે?" અપરિચત તરૂણે કહ્યુ. "હું પણ નિઃશસ્ત્રજ છું. મારા જેવા નિઃશસ્ત્ર માણસની સાથે એકલા આવતાં વીરમણી રાણાજીને ભય કેમ લાગે છે?"

"ઠીક, મારી સમશેર મહેલમાં મોકલી દે. હું છડોજ જાઉં છું." હરદેવને રાણાએ હુકમ કર્યો. તરૂણ સાથે રાણાજી ગયા. હરદેવને તે ઠીક ન લાગ્યું. તરૂણના બોલવા પરથી તેને વહેમ પડયો.

"પોતાના અવિચારી સાહસિક સ્વભાવથી જીવને જોખમમાં નાંખનાર છે." હરદેવે પુઠે બળાપો કર્યો. "કોઇને સાથે લીધું નહી, તેમ પાછળ આવવા હુકમ પણ કર્યો નહી."

રાણાજી અને પેલો તરૂણ ચાલતાં ચાલતાં ઘણે દૂર નીકળી ગયા. જે રસ્તે તેઓ જતા હતા, તે રસ્તો ઝાડબીડ વગરનો ચોખ્ખો હતો. ચાંદની રાત હોવાથી અજવાળું પણ ઘણું સરસ પડતું હતું. તેઓ બન્ને દેખાયા ત્યાં સુધી હરદેવ ત્યાંજ ઉભો રહી જોઇ રહ્યો હતો.

રાણાજીને પોતાના ડાબા હાથ તરફ સુમારે ૫૦–૬૦ હાથના અંતરે તેજ દિશા તરફ જતી બીજી એક વ્યક્તિ પણ જોવામાં આવી. તેની હીલચાલ ઉપર નજર રાખવી એમ પોતાને લાગ્યું. પોતે જરા ઉભા રહ્યા. અપરિચિત તરૂણ પણ થોભ્યો, અને તે સાથે દૂર ચાલતી વ્યકિત પણ ત્યાંજ થોભી. આ પ્રકાર જોઇ રાણાજીનું મન અસ્વસ્થ થયું, તેમને લાગ્યું કે તરવાર સાથે રાખી હોત તો ઠીક થાત. તેજ સમયે પેલા તરૂણે પણ કહ્યું કે "આપે આપની તરવાર સાથે આણી હોત તો ઘણું સારૂં હતું."

"કેમ વારૂ?" રાણાજીએ આશ્ચર્ય પામી પૂછ્યું.

"હું જે કંઇ કહેનાર છું, તે પ્રત્યે આપ લક્ષ આપો. આપનું મન અસ્વસ્થ દેખાય છે."

"તેમ કાંઇ નથી." રાણાજીએ તરૂણ તરફ તીક્ષ્ણ દષ્ટીએ જોઇ કહ્યું, "આપ ખુશીથી કહો. ફરીથી બંને જણ ચાલવા લાગ્યા. દૂર ચાલતી વ્યક્તિએ પણ ચાલવા માંડયું.

"હરદેવ તો ખાસ નહીં." રાણાજી મનમાં બબડયા.

"રાણાજી! આપનું લગ્ન ઘણી ઉત્તમ રીતે થયું નહિ વારૂ?" તરૂણે ધીમેથી કહ્યું. રાણાજીને એ શબ્દોથી કારીઘા લાગ્યા જેવું થયું. તેમનો ગુસ્સો ઉછળી આવ્યો. તેમણે તે તરૂણનો હાથ એકદમ પકડી કર્કશ સ્વરે કહ્યું, "પછી?"

અપરિચિત તરૂણ જરા ગભરાયો અને બીધો પણ ખરો. તેણે પોતાનો હાથ છોડાવી કહ્યું, "આપને ગુસ્સો ચઢવો એ સાહજિક છે, પણ આપને વાસ્તવિક રીતે સાવધ રહેવું જોઇતું હતું."

"એમ કે?" રાણાજી જીભ દાબી બોલ્યા, "હું સાવધ જ છું. ઉપદેશ રૂપી ઔષધ આપી સાવધ કરવા આપે તસ્દી લીધેલી જણાય છે, પરંતુ મારે કહેવું જોઇએ કે તસ્દી લીધી તે ખોટી છે."

"આપ સાવધ છો, એ જાણી ઘણો આનંદ થયો છે. પણ આજ આપની નવવધુનો મેળાપ થનાર છે. તેના સૌંદર્યમદમાં કદાચિત્ મત્ત થઇ આપ હાલની પરિસ્થિતિને ભૂલી જશો."

"જા! ચંડાળણી! ગભરાઇશ નહીં. માલદેવની રાખેલી! મેં તને કયારનીએ ઓળખી છે. જા! પુરૂષ વેષમાં મારી પાસે આવી મને ઉપદેશ દેનાર મદોન્મત્ત સ્ત્રી! આ હમીર વિષયલોલુપ કે વિષયાન્ધ નથી એ ખાસ સમજજે." રાણા ગુસ્સામાં છુટક છુટક પણ વિચારયુકત શબ્દોથી બોલ્યા.

આ નિર્ભર્ત્સના સાંભળતાંજ પુરૂષવેષ ધારીણી પેલી સ્ત્રી છંછેડાયલી નાગણ માફક ઉછળી, અને ખડખડ હસવા લાગી, અને હસતાં હસતાંજ તે બોલી, "રાણાજી! આપ નિઃશસ્ત્ર હોઇ પ્રતિકાર કયાં સુધી કરશો? આપને અત્યારે આપની તરવાર મળવાની છે? આપના સૈન્યમાં—પ્રત્યક્ષ આપનો પ્રાણપ્રિય હરદેવ તો—"

"બસ કર! ચંડાળણી! આગળ એક શબ્દ પણ ઉચ્ચારીશ—મારા કોઇપણ મનુષ્ય સંબંધી અવિશ્વાસનો એક શબ્દ પણ કાઢીશ તો તારૂં માથુંજ રંગી નાંખીશ." જોરથી બંધ કરેલી મુઠ્ઠી તેના માથા તરફ ધરી રાણાજી બોલ્યા.

"રાણાજી ! તેનો પ્રતિકાર હું આમ કરીશ." પોતે છુપાવી રાખેલી કટાર ખેંચી કાઢી ઉગામી કહ્યું. રાણાજી સાવધ થઇ ગયા. બાજુ પર ખસી ગયા, એટલામાં તો સૂરરર કરતું એક તીર તે રાક્ષસિણીના કટારવાળા કાંડામાં વાગ્યું ! જેથી તે સ્ત્રી દુઃખની વેદનાથી ચીસ પાડી તમ્મર ખાઇ જમીન પર પડી !

આ બનાવ જોઇ રાણાજી આશ્ચર્યચકિત થઇ ગયા. તેમણે સઘળી બાજુએ જોયું, પરંતુ કોઇ જોવામાં આવ્યું નહિ. પ્રથમથી દૂર અંતરપર ચાલનારી વ્યકિત પણ અદૃશ્ય થએલી જણાઇ. તે તીર એજ વ્યકિતએ મારેલું હોવું જોઈએ, એમ તેમના મનની ખાત્રી થઇ. પરંતુ તે કોણ હશે ? શું મારા વિશ્વાસુ સેવકો પૈકી કોઇ, સંશય આણીને વખતસર મદદ કરવા તો વખતે આવ્યું નહિ હોય ? ગમે તેમ હોય, પરંતુ તીર મારનાર વ્યકિત અને દૂર ચાલનારી વ્યકિત એકજ છે. પરંતુ મારા સેવકો પૈકીની તે ખાસ ન જ હોય. થોડીવાર તે બેશુદ્ધ થઇ પડેલી સ્ત્રી તરફ જોતાં વિચાર કરતા ઉભા. તેના કાંડામાંથી રક્ત વહેતું હતું. રાણાજી નીચે બેઠા. તીર ખેંચી કાઢયું અને રકતને વહેતું અટકાવવા જખમની ઉપરનો કાંડાનો ભાગ જોરથી પકડયો. "હવે આની વ્યવસ્થા કેવી રીતે કરવી ? આવીજ સ્થિતિમાં આને નાંખી દઇને જવું એ ઠીક નથી, તેમ અમે ઉભા રહેવાથી પણ આપણા સંબંધી ભળતી શંકા આવે એ પણ સ્વાભાવિક છે." એવો વિચાર કરતા તે ઉભા હતા, તેવામાં એ બાઇની ચીસ સાંભળી બે ચાર જણ દોડતા આવ્યા. તેમણે રાણાજીને તરતજ ઓળખ્યા. પેલી પુરૂષ વેષધારી સ્ત્રી તરફ જોઈ અંદર અંદર પુછપરછ કરવા લાગ્યા. "આ કોણ ?" એટલામાં એક જણ બોલી ઉઠયો, "અરે, આ તો ભુલેંયાં !

## પ્રકરણ ૨ જું.

### તેજ–તેજ તે !!

"ભુલેંયાં–માલદેવ મહારાજની માનીતી ? અહીં કયાંથી ?" બીજાએ પ્રશ્ન કર્યો.

સઘળા રાણાજી અને ભુલેંયાં તરફ વારંવાર જોવા લાગ્યા. આ નોકરોને ખરી બીના જણાવવી કે કેમ, તેના વિચારમાં રાણાજી

પડયા. તેમણે સબળાના મુખ તરફ થોડી વાર જોઇ રહી કહ્યું, " મોં સામુ જોઈ ઉભા રહેવાનું નથી. આની દાસી વગેરેને બોલાવી અહીંથી લઇ જવાની વ્યવસ્થા કરો. કોઇ, એક બે લોટા પાણી લાવો અને જખમને ધોઇ ભીનો પાટો બાંધો. " એમ કહી એક માણસને તેનો હાથ પકડી રહેવા સુચવી પોતે ચાલી ગયા.

આ સમયે તેમનું મન પહેલાંના જેવું સ્વસ્થ ન હતું. માલદેવના કપટરૂપી શેતરંજની બાજીની તેમને ખબર પડી હતી. તેનો વખત પર કેવો પ્રતિકાર કરવો, એ પણ નક્કી કરેલું હતું. પરંતુ માલદેવ પોતાનું પ્યાદું આવી ચમત્કારિક રીતે આગળ ચલાવશે, એનો લેશ માત્ર પણ વિચાર થયો ન હતો. માલદેવના કપટ નાટકના અંકમાં ભુલૈયાંના આગમનનો પ્રવેશ ખાસ નિષ્કારણ ન હતો, એવી ખાત્રી થઇ ચુકી; પરંતુ આ ચમત્કારિક પ્રવેશના આંતર ભાગમાં માલદેવ વળી કેવા પ્રકારનો પ્રવેશ ઘડી રજુ કરશે, તેની સમજણ ન હતી. હરદેવ સમજતો તેટલા રાણાજી બેસાવધ ન હતા, પરંતુ ભુલૈયાંનું આગમન તેમને કંઇક વિલક્ષણ અને ભેદ ભરેલું લાગ્યું. ભુલૈયાં આવી તો ભલે આવી, પરંતુ પુરૂષ વેષમાં કેમ આવી ? તેમજ તેણે એકદમ મારા ચમત્કારિક લગ્ન સંબંધી પ્રશ્ન કેમ કાઢયો ? વળી મારી પત્નીથી સાવધ રહેવાની તેણે કેમ સુચના કરી ? હરદેવ સ્વામીદ્રોહી થયો છે, એવા એવા આશયવાળું તેનું બોલવું કેમ થયું ? એવા નાના પ્રકારના અનેક વિચારો એક સદખા ઉદ્ભવવા લાગ્યા. મનની અસ્વસ્થતા વધતી ગઇ, અને હરદેવના સ્થાન તરફ વળ્યા.

" હરદેવ, કુત્તા કેઠે હય ? " રાણાજીએ હરદેવનો એક સૈનિક, જે તેના ઓરડા આગળ બેઠો હતો તેને પૂછ્યું. હરદેવ ઉપર ઘણોજ પ્રેમ છતાં, રાણાજી તેને કુત્તો એ વિશેષણ આપી સંબોધે છે, અને હું એક તેનો હલકો નોકર, તેના સમક્ષ રાણાજી આમ બોલે છે એ જોઇ, તે કંઈ જવાબ ન આપતાં નીચું જોઈ ઉભો રહ્યો. રાણાજી વિશેષ પૂછગાછ ન કરતાં ત્યાંથી ચાલી ગયા. કોઇ અંધારી, અજાણી, ઉંડી ગુફા કે ભોંયરામાં જઇ પડેલા માણસને ઘણી શોધખોળ કર્યા છતાં પણ રસ્તો જડતો ન હોય, અને તેથી હવે આપણે ગુંગળાઇ મરી જઇશુ એમ લાગવાથી નિરાશા ઉત્પન્ન થાય, એટલામાં કોઇ પણ જગાએથી જરા પવન કે પ્રકાશનું કિરણ જણાવાથી બહાર ખુલ્લા મેદાનમાં નિકળવાનો રસ્તો

આટલામાં પાસેજ છે એમ ભાસ થાય, ત્યારે તેના મનની જેવી સ્થિતિ થાય, તેવુંજ રાણાજીને એકદમ થઇ આવ્યું. તે એકદમ અચકી ઉભા. " હા, એમજ હોવું જોઈએ. ભુલૈયાના સૌંદર્ય દીપકમાં અંજાઇ તેનો બળી થઇ પડી, તેના હાથમાં સહેલાઇથી આવી શકીશ, એજ હેતુએ આ યુક્તિ રચેલી દેખાય છે ! વિષયી-સ્ત્રી લંપટ માલદેવને આવી આવી યુક્તિઓ સુઝે, તેમાં કંઇ નવાઇ નથી. પણ હવે મારે સાવધ રહેવું જ પડશે. પ્રત્યેક ડગલું જોઇ જોઇને મૂકવું-પડશે. મારે આથી પણ વધારે જાગૃતી રાખવી પડશે. એક વખત હરદેવને તો મળવું જોઇએ, એટલે છેવટનો નિશ્ચય કરાશે. કદાચ ધારો કે તેને ન મળાયું, અને તેને મળતા પહેલાં લઢવાનો પ્રસંગ આવી પડયો તો ?. હં, કંઈ નહિ. તેની કંઇ કાળજી નથી. મેં હમણાંજ તેના માણસ આગળ "હરદેવ કુત્તો" એ શબ્દ કહ્યો છે. એ માણસ જરૂર તેને કહેશેજ–કહ્યા વિના નજ રહે. અને હરદેવ, એ શબ્દનો ભાવ સમજી જે વ્યવસ્થા કરવાની હશે, તે કરશેજ. માલદેવ ! તું મારો સસરો ! તારી પોતાની પુત્રીના સૌભાગ્યતિલકની સાથે આવી રીતે વિશ્વાસઘાત કરવામાં તું પાછી પાની કરતો નથી કેમ:? નહીં; નહીંજ કરવાનો. તું સ્વભાવનોજ દુષ્ટ છે. પોતાના બાપને ન ગણનાર, તે જમાઇને શેનો બાકી રાખે ? ઠીક. આપણા સસરાની પરિક્ષા તો થઈ ચુકી. હવે રહ્યા એ સાળાજી. તે પણ આપણા ઉપર બારીક નજર રાખે છે. પ્રથમથીજ તેમની આંખ મારા ઉપર છે. ઠીક હવે રહ્યાં અમારાં પટ્ટરાણીજી ! આજ રાત્રીએ પ્રથમ સમાગમ વખતેજ તેમની પણ પરિક્ષા થઇ જશે ! તે ભલી હશે એમ વિશ્વાસમાં રહેવું એ ધોકો ખાવા જેવું છે. આપણે તો સાવધ રહેવું એજ ઠીક. માલદેવ સરખાની પુત્રી ! તેને મન પતિ કોણ ને કોઇ કોણ ? ચિતોડગઢના રાજયવંશનો નાશ કરવા માલદેવ ટાંપી રહ્યા છે, તેમાં તેની છોકરી મદદ જરૂર કરે. કરો સર્વ જણ મારા વિરૂદ્ધ એક સંપ કરી તમારાથી થાય તે કરો. પણ સસરાજી ! જરા ધ્યાનમાં રાખજો. મારા એક વાળને હરકત થઇ તો ? તો શું ? હરદેવ તમારો હૈડીઓ ચુસ્યા સિવાય રહેનારો નથી. મારી પાસે છે તો માણસ ૫૦૦ જ, પણ અણી વખતે તમારા પાંચ હજારને ભારી છે. " આમ વિચાર કરતા કરતા તેઓ ચાલ્યા. એટલામાં તેમના સાળાજી વનવીર સામે આવતા નજરે પડયા !. રાણાજી

તેને ટાળવાનો-ચુકવવાનો વિચાર કરતા હતા, એટલામાં તો તે પોતેજ ધાંટો કાઢી બોલી ઉઠયો, " એ જમાઇરાજ ! હું તો તમને ક્યારનોએ શોધું છું. ચાલો, ચાલો. જમવાનો વખત થયો છે ને." આ સમયે રાણાજીને હરદેવને મળી હવે પછી કરવાની સઘળી વ્યવસ્થા સુચવવાનો વિચાર હતો. પરંતુ એટલાજ માટે " મારે જરા કામ છે. હું પાછળથી આવું છું. " કહેવાથી તેને ખરૂં ભાસનાર નથી. નિદાન તેને કંઈ શંકા આવશે, અને જવાનો મિષ કરી આપણા ઉપર વધારે ચોકસાઇ રાખશે. એ પણ ઠીક નથી. વનવીરની સાથે જવું એજ ઠીક છે. એવો વિચાર કરી રાણાજીએ કહ્યું, " હું હમણાં ત્યાંજ આવતો હતો. " બંને ચાલવા લાગ્યા. થોડીવાર સુધી બેમાંથી કોઇ કાંઇ બોલ્યું નહી. " કેમ વનવીરજી ! અમને વિદાયગીરી આપવાનો કયારે વિચાર છે ? " રાણાજીએ ચુપકી તોડી પૂછ્યું.

વનવીરે રાણાજીની મુખમુદ્રા તરફ જોયું. રાણાજીએ આ સેહેજ પ્રશ્ન કર્યો હોય તેમ લાગ્યું. " લગ્ન તો હજી કાલજ થયું છે. એટલામાં જવાની ઉતાવળ થાય? " વનવીરે જવાબ આપ્યો. તેના ઉત્તરમાં રાણાજીના મનમાં માલદેવના વિશ્વાસઘાતને ઉઘાડું પાડવાનો વિચાર થઇ આવ્યો, પરંતુ તે વિચાર પરાકાષ્ટાએ દાબી દીધો. વનવીર એક બાજુના રસ્તા તરફ વળ્યો.

" આમ કયાં જાઓ છો ? " રાણાજીએ પૂછ્યું.

" અરે, હું તો તમને પ્રથમથી કહેવાનુંજ ભુલી ગયો. આજ ભુલેંચાંને ત્યાં મીજબાની ઠરાવી છે. ત્યાં જવાનું છે, " વનવીરે કાંઇક હસતે વદને જવાબ આપ્યો.

ભુલેંચાંનુ નામ સાંભળીનેજ રાણાજી ચમકયા. ' હું ત્યાં નથી આવતો ' એ શબ્દ ઓષ્ટપર આવી ગયા, પરંતુ ઓષ્ટ બહાર કાઢયા નહિ. તે પણ વનવીરની સાથેજ મુંગા મુંગા ચાલ્યા. વનવીર તેમની આ સ્થિતિ કળી ગયો. " કેમ ગભરાઓ છો " ? તેણે પૂછ્યું.

" કાંઈ નહિ, કાંઈ નહિ " રાણાજીએ તરતજ જવાબ આપ્યો. " મને લાગે છે કે આ સંદેશો કોઇએ મને પહેલાં કહેલો હતો. હું તો ભુલીજ ગયો હતો. ઠીક થયું કે તમે યાદ દેવરાવ્યું. "

રાણાજીએ બહાનું કાઢી વનવીરને સમજાવ્યો, પરંતુ પોતે તો મોટા વિચારમાં પડયા. " ભુલેંચાં મને ભોજન માટે આમં-

ત્રણ કરે, તેની મતલબ શી હોવી જોઇએ?. તે તો ઘાયલ થઈ પડી છે, તો આ મીજબાનીની તૈયારી કરી કોણે? કંઇપણ પેચ-કાંઇ પણ કપટ દાવ દેખાય છે, સેતરંજનું આ બીજું પ્યાદું! ચાલવા દો. સસરાજી! જાળ પાથરતાજ જજો. એમાંથી પણ છટકી જઈ તમારો હૈડીઓ જરૂર પકડીશ! આમાંથી પણ બચી મારો ચિતોડગઢ જરૂર પાછો લઇશ. શ્રી એકલિંગજી મને સહાય કરશેજ."

આ વખતે વનવીરના મનમાં કેવા વિચાર ચાલતા હશે; તે કળવાનો કંઇ માર્ગ નથી. તેની મુખપદ્મ વિચાર શુન્ય દેખાતી હતી, એટલુંજ નહિ પણ તે રાણાજીના સામું પણ ભાગ્યેજ જોતો. પોતાના કહેવાની રાણાજી ઉપર કેવી અસર થઇ છે? તેપણ જોવાની તેને દરકાર હોય તેમ દેખાતું નહતું. તેની નજ-રમાં તો આ વાત નજીવી જેવી દેખાઇ હશે, પરંતુ રાણાજીને તો ખાસ મહત્વની થઇ પડી હતી. માલદેવના પ્રત્યેક કૃત્યમાં સંશય, સંશય, અને સંશયજ દેખાયું. ભુલૈયાંનું પુરૂષ વેષમાં પોતાની પાસે આવવું, અને વળી ફરી તેના તરફથી ભોજનનું આમંત્રણ આવવું એ બે વાતને પરસ્પર ખાસ દ્રઢ સંબંધ હોવોજ જોઇએ, એમ લાગ્યું. "હાં હાં! ઠીક. એતો એક દાવ ચુકયો, એટલે આ બીજી યુકિત યોજાયલી દેખાય છે! શું માલદેવ ભુલૈયાંના હાથે મને વિષ દઈ મારવા ઇચ્છતો હશે? હોય! એમજ હોવું જોઇએ." મનમાંને મનમાં રાણાજી વિચાર કરવા લાગ્યા. વિચારમાળા ફેરવતા ફેરવતા ભુલૈયાંના મહેલ સુધી આવી પહોંચ્યા. એમને આવતી જોઇને નોકરો ચાકરમાં ગરબડ થઇ રહી. "જમા-ઇજી પધારે—જમાઇજી પધારે" એમ હર્ષનો ઘોંઘાટ થઇ રહ્યો. એ ઘોંઘાટે બેશુદ્ધ રાણાને શુદ્ધિમાં આણ્યો.

"હવે મારે પૂર્ણ સાવધ રહેવું જોઇએ. મારો એકદમ નાશ કરવાની માલદેવની ઇચ્છા હોય તેમ જણાતું નથી. મારા નાશનો આરોપ પોતાના ઉપર ન આવે તેમ કરવા તે યત્ન કરે છે. હવે ઇશ્વર ઉપર વિશ્વાસ રાખી સાવધ રહેવું એજ ઉત્તમ છે." મ-નમાં બબડી મુખ મલકાતું રાખી વનવીરની પાછળ બાગના ઝાંપામાં પેઠા.

ચાંદનીના દિવસ હોવાથી મહેલની બહાર ચુનાગચ્ચીના બનાવેલા ચોતરા ઉપર બેઠક રાખી હતી. તે ઉપર સુંદર બિછાયત

પાથરી હતી. રાણાજીનો બીજો સાળો રણવીર સ્વાગત કરવા ત્યાં ઉભો હતો. મધ્યમાં ખાસ તૈયાર કરેલા આસન ઉપર રાણાજીને બેસાડવામાં આવ્યા. સર્વજણ પોતપોતાના હોદ્દાનુસાર બેઠા. ખીલેલા મોગરાના ફુલોની માળાથી ભરેલા થાળ રાણાજીની બંને બાજુ મૂકવામાં આવ્યા. બે દાસીઓ પવન નાંખવા લાગી. કૃત્રિમ વાયુની લહરીની સાથે ફુલની સુગંધે રાણાજીના નાકમાં પ્રવેશ કર્યો. મગજ શાન્ત તો થયું પરંતુ આ પ્રકાર જોઇ રાણાજીને ઘણી મઝા પડી, તેમ હસવું પણ આવ્યું, પણ તે મુછમાંજ સમાયું અને અદશ્ય થઇ ગયું. સર્પને પકડતાં વાદીલોક આજ પ્રમાણે કંઇક કરે છે એ વિચાર તેમના મનમાં થઇ આવ્યો કે કેમ તે કોણ જાણે? એટલામાં—અહાહા! પ્રત્યક્ષ રંભા પ્રમાણે અલંકાર ભૂષિત ભુલેંયાં ત્યાં આવી! તેની મુદ્રા ઘણી સુંદર દેખાતી હતી. ચહેરા ઉપર હાસ્ય રમતું હતું. ગાલ ઉપર લાલીનો સુંદર રંગ આવી છવાઇ ગયો હતો. જમણા હાથમાં એક મોટો સુગંધિત હાર હતો. તે હારના બે ત્રણ આંટા જમણાહાથના કાંડા ઉપર નાંખેલા હતા, અને વચમાં વચમાં નેત્ર અને મુખના ચાળા કરતી કરતી, તેનો વાસ લેતી હતી. જાણે કોઇ સફેદ સાપને મંત્ર ભણી રમાડતી ન હોય! આ સાપ—એજ પુષ્પહાર રૂપી ફાંસો—રાણાજીના પર પડવાનો હતો કે કેમ? "જમાઇજી!" કહી ભુલેંયાં હસી. એક સુંદરીનું મંજુલ હાસ્ય કેટલું મધુર! પરંતુ રાણાજીને તે પસંદ ન પડયું. હાથ ઉપર હારના આંટા કેમ દીધા છે, તેનું કારણ રાણાજી સમજી ગયા. "આમ ચાલાકી વાપરી થઇ ગએલા પ્રસંગની યાદ આપવા ભુલેંયાં ઇચ્છતી નથી એમ લાગે છે." દાંતથી ઓષ્ટ કરડી રાણાજી બબડયા.

"જમવાનો સમય થયો છે." ભુલેંયાં નખરાં કરતી અને કટાક્ષ મારતી બોલી.

"ત્યારે અમે પણ તૈયારજ છીએ." રાણાજી એકદમ બોલ્યા અને ઉઠયા.

"ભુલેંયાં જયારે કંઇ જાણતી નથી તેમ કરે છે, તો મારે પણ તેમજ વર્તવું, એમ નક્કી કર્યું. બેઠકથી થોડે દૂર એક પાટલો ગોઠવી હાથપગ ધોવરાવવાની ગોઠવણ કરેલી હતી. એક દાસી હાથ પગ લોવા માટે રૂમાલ લઇ ઉભી હતી. રાણાજી હાથ પગ ધોવા ઉઠયા. પોતાની મેળેજ હાથ પગ ધોયા. દાસીએ રૂમાલ

ધર્યો. રૂમાલ લેવા હાથ લાંબો કર્યો તો તે દાસીએ આમતેમ જોઇ પ્રથમ તેના હાથમાંની એક ચીઠ્ઠી આપી અને પાછળથી રૂમાલ હાથ ઉપર ફેંકી દઇ ત્યાંથી ખસી ગઇ. રાણાજીને આશ્ચર્ય લાગ્યું. તે દાસીને જોવા ફાંફાં માર્યા પણ તે તો અલોપ !

આપણને અહીં પણ કોઈની મદદ છે ખરી. આ ચીઠ્ઠી પહેલાં ખાસ વાંચવી જોઇએ. એમ વિચારી ખિછાયત તરફ આવ્યા. વનવીર અને રણવીર બંને ભાઇઓને અંદર અંદર ગુસપુસ કરતા જોયા. "મારે જંગલ જવું છે." રાણાજીએ યજ્ઞોપવિત બહાર કાઢીને કાને ભેરવતાં કહ્યું. વનવીરે એક દાસીને હાંક મારી વ્યવસ્થા કરાવી આપી.

રાણાજીએ મોટી ઉત્સુકતાથી ચીઠ્ઠી વાંચી. ચીઠ્ઠી ઉતાવળમાં લખેલી હોય અને લખનારને વિચાર એકદમ થએલો હોય તેમ અક્ષર ઉપરથી સ્પષ્ટ દેખાતું હતું. ચીઠ્ઠીમાં નીચે પ્રમાણે લખેલું હતું.

"આપની મનસ્થિતિ મોટી ચમત્કારિક થએલી હોવી જોઇએ. આપ કોઈપણ પ્રકારે ગભરાશો નહિ. ભોજનમાં કાંઇ વહેમ રાખશો નહિ, વિષપ્રયોગની કાંઇજ ભીતિ નથી. સર્વ ચીજો મારી સમક્ષ થએલી છે. માત્ર વિનંતિ એટલીજ કે કોઇપણ પ્રકારે ગભરાઇ આપનો મનોવિકાર બતાવશો નહિ. જે જે કહે તે ખરૂં માનજો. નિદાન બહાર તેમજ બતાવજો. એકલિંગજી આપના રક્ષક છે."

"આશ્ચર્ય ! આ મારા રક્ષકે પોતાની સહી કેમ કરી નથી?" રાણાજી ચીઠ્ઠી ફાડી નાંખતાં બોલ્યાં, "ભુલૈયાના હાથ ઉપર બાણ મારનાર, તેમજ આ ચીઠ્ઠી લખનાર વ્યક્તિ એકજ હોવી જોઇએ. એ મારી પત્ની–મારી નવવધુ હશે કે શું ? તેમ હોય તો મારા જેવો ભાગ્યશાળી કોણ ? પણ માલદેવની પુત્રી એવું રત્ન નિપજવું કઠીણ. મારી પત્નીની અને મારી હજુ સુધી દષ્ટોદષ્ટ પણ થઈ નથી, તો મારા વિષે તેના મનમાં એટલો પ્રેમ ઉત્પન્ન થવો એ શકય પણ કેમ હોય ? પણ હવે હરદેવનો એક વખત મેળાપ થવો જોઇએ." વિચાર કરતાં રાણાજી મહેલ તરફ આવ્યાં. વખત મળે પત્ર આપનાર દાસીને ઓળખી કાઢવા નિશ્ચય કર્યો. હાથ પગ ધોઈ પોતાના બંને સાળા સાથે ભોજન લેવા ભોજનગૃહમાં ગયા. ચિઠ્ઠી મળી ન હોતતો ભોજનપર બેસતાં શંકા ઉપજત, પરંતુ ચિઠ્ઠી ઉપર પૂર્ણ વિશ્વાસ ચોટયો હતો.

ભોજનક્રિયા સમાપ્ત થઇ. માલદેવ તરફથી બંને ભાઇઓને બોલાવવા માણસ આવવાથી તેઓ બંને રાણાજીની આજ્ઞા લઇ ગયા. ભુલૈંયાંના ખાસ શયનગૃહમાં રાણાજીને લેઇ જવામાં આવ્યા. ભુલૈયાં પણ પાછળ પાછળ રૂમઝુમ કરતી ઠમકતી ઠમકતી ચાલી. રાણાજીને ઘણા માન સાથે એક કોચ ઉપર બેસાડવામાં આવ્યા, અને તે પોતે પણ પાન બનાવવાનો સામાન લઇ સામી થોડે છેટે નીચે બેઠી. રાણાજી છબીઓ જોવાના મિષે તેનો હાલચાલ જોવા લાગ્યા. થોડી વારે ભુલૈંયાં બોલી, "રાણાજી !" રાણાજી આશ્ચર્યથી તેના સામું જોવા લાગ્યા. "માલદેવ મહારાજે આમની સાથે આમ કરવું નહોતું જોઇતું." ભુલૈંયાં તેમના સામું જોતી ધીમેથી બબડી. રાણાજીને આ શબ્દો સંભળાયા. વખતે ભુલૈંયાંની તેમને સંભળાવવાની ઇચ્છા પણ થઇ હોય. રાણાજી ચિઠ્ઠીમાંની સૂચના વિસરી ગયા "શું કહ્યું ?" તેમણે પુછ્યું. "ક્યાં, ક્યારે?" ભુલૈંયાં બોલી. "જાયફળ તો તાટમાં છે નહિ. મુવાંઓને હજારવાર સમજાવ્યું કે તાટમાં દરેક વસ્તુ મુકી રાખવી, પણ કાંઈજ ભાન નહિ. ઉભા રહો, આ હું લઈ આવી." કહી ત્યાંથી ગઈ. રાણાજીને આશ્ચર્ય લાગ્યું. આ શો ઘોટાળો હશે? ભુલૈંયાંના મનમાં છે શું ? કંઇનો કંઇ દાવપેચ રમાય છે ખરો. ત્રીજું પ્યાદું ખસેડાય છે, પણ તે કેવી રીતે ? હાય ! મારી પાસે એક તરવાર હોત તો કેવું સારૂં થાત ?! હું પ્રત્યક્ષ યમને પણ એકવાર પાછો હઠાવત. એટલામાં કંઇક ઘસારો લાગવાથી તેમણે દ્વાર તરફ નજર કરી. ચિઠ્ઠી આપનારી દાસી મુખ ઉપર ઓઢણીનો છેડો તાણી ઉભેલી દેખાઇ ! રાણાજી એકદમ "તેજ-તેજ તે !!" આશ્ચય અને આનંદથી બોલી ગયા.

---

## પ્રકરણ ૩ જું.

---

### કોકડું ઉકલાતું જણાયું.

દાસીને જોઈ જેટલું આશ્ચર્ય થયું, તેટલો આનંદ પણ થયો. ભુલૈયાંનું-અર્થાત અપ્રત્યક્ષ રીતે માલદેવનું ચમત્કારિક વર્તન જોઇ રાણાજી બાવરા થયા હતા. આવા પ્રસંગમાં કોણ એવું ન થાય ? રાણાજી શુર હતા, ચતુર હતા, દૂરદર્શી હતા, તેમજ રાજ-

નીતી પણ સારી રીતે જાણતા હતા ખરા, પરંતુ હાલની એકંદર પરિસ્થિતિ એવી હતી, કે તેઓ કિંકર્તવ્ય મૂઢ થઇ ગયા. "ભુલૈયાં માલદેવના કહેવાથીજ આ સર્વ કરે છે, એની પણ શી ખાત્રી? મારા ઉપર કદાચ અનુરક્ત થઇ હોય, અને તેથી કરીને આવા ચાળા ચસકા કરતી હોય, એમ પણ કેમ ન કહેવાય?" આવી શંકા આવતાંજ વળી વધારે વિચારના વમળમાં ઉતરી પડયા. માલદેવના કપટ કારસ્થાનમાં કદાચ ફસાયા તો તેમાંથી છટકી જવું એ શકય છે. શત્રુની સેનામાં સપડાતાં ગરદન પર તેમની તરવારો ઝઝૂમતી હોવા છતાં તેમાંથી પણ પ્રાણનું રક્ષણ કરવું એ કઠીણ નથી, પરંતુ નાગણ જેવી સ્રીના ફંદામાંથી છૂટવું-છટકવું એ કેટલું કઠીણ? કેટલું અશકય? મનનું ચાંચલ્યપણું કઇ વખતે ઉત્તેજિત થઇ આપણને કયે વખતે ફસાવશે એ કોને ખબર છે? ભુલૈયાં માટે તિરસ્કાર ઉત્પન્ન થાય છે ખરો, પરંતુ તેના સંસર્ગને લીધે એજ તિરસ્કાર બદલાઇને પ્રેમનું રૂપ ન લે એવો સંભવ નથી? અલબત છેજ. મંદ મંદ હસવાથી, હાવભાવથી, શરમથી કે ભયથી સામું જોયા વગર અર્ધ કટાક્ષ સહિત જોવાથી, મધુર ભાષણથી, કલેશથી અને સ્વાભાવિક વિશ્વાસથી સ્રીઓ જોતજોતામાં પુરૂષોને કાચે તાંતણે બાંધે છે. તેઓ મોહ ઉપજાવે છે, ભય ઉપજાવે છે, હસાવે છે, તરછોડે છે, ગમ્મત કરાવે છે, અને પ્રસંગે ખેદ પણ ઉપજાવે છે! વિવેકથી મનને ગમે તેવાં પ્રેમથી પરિપૂર્ણ થએલાં, રસથી શિથિલ થએલાં, રતિના અવાજથી મનને હરનારાં, ગૂઢ અભિપ્રાયવાળાં, અતિશય મદને જણાવનારાં, સ્વભાવથી સુંદર, ભરોસો ન કરવા લાયક, કામના ઉદયને આપનાર એવાં મૃગનેણીનાં સ્વેચ્છિક ભાષણો બચિત પુરૂષોના ચિત્તને વશ કરે છે. યુવાવસ્થાવાળી કામિનીઓના વિલાસ વિલક્ષણ હોય છે, અને ગમે તેવી હોય તોપણ યુવાવસ્થાને ગમતી સ્રી, મનુષ્યના મનનું આકર્ષણ કરવા વાળી હોય છે. તેથીજ કહ્યું છે કે,

"प्राप्तेषु षोडशे वर्षे गर्दभी अप्सरा भवेत्"

આ નાગિણીના ફુત્કારનો શ્વાસ મારા શરીરને લાગ્યા પહેલાંજ મારે પોતે અહીંથી છટકી જવું જોઇએ, શ્વાસ શરીરે લાગ્યો અને ઝેહેર ચડયું, કે આપણું પતનજ થવાનું. એમાં વિલંબ લાગવાનો નથી." ભુલૈયાં પાન બનાવવામાં તલ્લિન થએલી હતી.

તે સમયે રાણાજીના મનમાં અનેક તર્કવિતર્ક થતા હતા. એટલામાં ભુલૈયાંનું જવું અને દ્વાર પાસે પેલી દાસીનું દર્શન થવું બન્યું.

"જે પ્રમાણે આપણું દુર્દૈવ આપણને ખાડામાં ધકેલવા યત્ન કરી રહ્યું છે તેજ પ્રમાણે આપણું સુદૈવ પણ અપ્રત્યક્ષ રીતે આપણા રક્ષણની ખટપટ કરી રહ્યું છે." રાણાને દાસીને જોતાંજ વિચાર થઇ આવ્યો અને મનને ધીરજ આવી. "વિનાશ કાળે વિપરીત બુદ્ધિ" એ કહેવત જો ખરી હોય તો, જે સમયે દુર્દૈવનો ફાંસો, આપણા ગળા ઉપર બેસી જઇ, ઘણું દુઃખ દઇ, પ્રાણ કાઢવાનો પ્રયત્ન કરતો હોય છે, ત્યારે આશારૂપી સુદૈવ તેનું પગલે પગલે રક્ષણ કરવા ઇચ્છે છે. સુદૈવથી આપણું રક્ષણ થવું, અથવા તો દુર્દૈવથી આપણું પતન થવું એ કેવળ આપણા પોતાના માનસિક બળાબળ પર આધાર રાખે છે.

સંકટ આવી પડે ત્યારે, "અરેરે હવે હું કેમ બચીશ ?" એવો નિરાશાભર્યો ઉદ્‌ગાર કાઢવો, એટલે આપણે પોતેજ દુર્દૈવરૂપી ફાંસો વધારે સખ્ત કરી, સુદૈવની સહાય ઉપર આધાર રાખતા નથી. કાર્ય કરનારા હમેશાં આ વિષયમાં સાવધ રહે છે. દુર્દૈવકાળે આવી પડનાર સંકટોના ડુંગરની નીચે પોતે કચરાઇ ન મરતાં, તે ડુંગરને પોતાનુ હ્રદય કઠોર–સખ્ત કરી ચૂર્ણ કરવાને તેમની મહત્ ઉત્કંઠા હોય છે. અને જ્યાં આવી મહત્વાકાંક્ષા છે, ત્યાં અપયશ આવવો ઘણોજ કઠણ હોય છે. એટલે અપયશ ત્યાંથી દૂરજ નાસે છે. આપણો નાયક પણ આ પૈકી એક હતો. ઘણીવાર આવા ધીર પુરૂષોને પણ સંકટ સમયે કેવાં અસ્ત્રશસ્ત્ર ચલાવવાં, એનો પણ વિચાર થઇ પડે છે. ભુલૈયાંનું વર્તન જોઇ રાણાજી વિચારને આધીન થએલા તેનું પણ આવુંજ કારણ હોવું જોઇએ. પણ પેલી દાસીને જોતાંજ તેમને ઘણો આનંદ ઉપજ્યો. તે એકદમ બોલ્યા, "એક તરવાર". તે દાસી જવાબ આપવાને મોં ઉઘાડે છે, એટલામાં તો ભુલૈયાં બાઇનો રૂમઝૂમ અવાજ સંભળાયો. દાસી અલોપ થઈ ગઈ.

"ચંડાળણીએ અણી વેળાએ દગો દીધો !" રાણાજી હાથ તરછોડી બબડયા. "ઠીક, મારૂં રક્ષણ કરનાર મારો હેતુ સમજી ગઇ છે. ગમે તે પ્રકારે તરવાર પહોંચતી કરશે એમાં શંકા નથી. એકવાર તરવાર હાથ આવી એટલે–હું, હું. માલદેવ–માલદેવ–તું દીવાપરનું પતંગીઉં..." એમ બોલતા બોલતા રાણાજી કોચ પર

જઇ પડયા ! તેમનું મન બહુ પ્રફુલ્લિત દેખાયું. એટલામાંજ ભુલૈંયાં અંદર આવી. તેણે રાણાજી ઉપર દૃષ્ટિ ફેંકી તો તેમનો ચહેરો આનંદમય જોઇ તેને નવાઇ લાગી. "આપનો ચહેરો થોડી વાર ઉપર ઘણો વિચારશીલ દેખાતો હતો." ભુલૈયાંએ કહ્યું. કંઇક પત્થરો મુકી ભુલૈંયાંનું મન જોવા રાણાજીનો વિચાર થયો. તે હસતા હસતા બોલ્યા, "હું, શું કહોછો ? એમાં શું ? પોતાના મનનું ધાર્યું ન થાય, ત્યારે ચહેરો બદલાય અને મનનું ધાર્યું થાય ત્યારે ચેહેરો હસતો થાય એતો સ્વાભાવિક છે." એમ કહી તેના જમણા હાથ તરફ જોયું. ભુલૈંયાંએ રાણાજીનું કહેવું સમજી, વળી બાજી ફેરવી. "હં, હં. એમ કે ? ત્યારે આપને ગમતું હમણાં શું થયું ? અને પહેલાં અણગમતું શું હતું ?". આ પ્રશ્ન સાંભળી રાણાજી ચકીત થયા." પુરૂષ વેષે આવ્યાની અને તીર વાગવાની જાણે આને તો કંઇ ખબરજ નથી. કેટલું આશ્ચર્ય ! કેવું વિચિત્ર પુતળું ! !" રાણાજી મનમાં બબડયા. રાણાજીને ઉત્તર આપવો સુઝયો નહિ, તેથી તેને નરમ પાડવાને પૂછયું, "આપને કાંડા ઉપર શું થયું છે ? કંઇ વાગ્યું છે ?." રાણાજીને લાગ્યું કે આ પ્રશ્નથી ભુલૈંયાં દબાઇ જશે, પણ સાબાશ ભુલૈંયાં. ભુલૈયાં સર્વને ભુલાવે તેવી હતી. નાડી અને નાગણ જેવી આ નારી હતી. તે જરાપણ ન ગભરાતાં મુખમલકાવી કટાક્ષ કરી આંખને જરા ઠમકાવતી બોલી, " આપની નજર પણ કયાં કયાં દોડે છે ?!". ફરી તે હસી પડી. તેના હસવામાં વ્યંગોક્તિ પૂર્ણપણે ભરેલી દેખાતી હતી. રાણાજી ગભરાટમાં પડી ગયા જોઇ તેને ઘણી મઝા પડી. ખરૂં છે કે, તરૂણ કાવાબાજ લલનાની સાથે સંભાષણ કરતાં એક પ્રકારનું ચાતુર્ય જોઈએજ. રાણાજીને આવો પ્રસંગ પહેલાં આવેલો ન હતો, તેથી તેમની શાપસંભ્રમ પુંડરિક પ્રમાણે અવસ્થા થઇ પડી. વનદેવતાએ પુંડરિકના સૌંદય પર લુબ્ધ થઇ, તેનાં સૌંદર્યનું વર્ણન કર્યું, અને એક અલૌકિક સુગંધિ મંજરી ભેટ આપી, તે સમયે તે નિષ્પાપ, પણ સુંદર લલનાથી અપરિચિત ઋષિપુત્રની જેવી દુર્દશા થઇ, તેવીજ રાણાજીની પણ થઇ પડી. રાણાજી ઋષિપુત્ર ન હતા. પરંતુ અત્યાર સુધી કોઈપણ સ્ત્રી જાતિ સાથે તેમને બેસવા ઉઠવા કે સંભાષણ કરવાનો પ્રસંગ ન હોવાથી, ભુલૈંયાં જેવી ચતુર સ્ત્રી પાસે ગભરામણ જેવું થાય તેમાં નવાઇ ન હતી. રાણાજીની સમજમાં હતું, કે "સ્ત્રીઓ સ્વાભાવિક નિર્બળ હોય છે, તેથી જબ

મની વાત કાઢતાંજ ભુલૈયાંના દાવપેચ અસ્તવસ્ત થઇ જશે, અને તે ગાય જેવી નમ્ર થઈ જશે. પરંતુ ભુલૈયાંએ તો એ વાત ઉડાવી દઇ ઉલટું તેમને શરમાવા જેવું કર્યું. એના ઉત્તર આપવો, તે ભુલૈયાં જેવી પહોંચેલી સ્ત્રી આગળ સરળ નહતું. ભળતો જવાબ આપવાથી વળી બીજોજ પ્રશ્ન થયો તો ? વળી તેવા જવાબથી ભુલૈયાંને સંતોષ થશે કે કેમ ? વળી મને દબાવવા ખાતરજ એમ પૂછે, કે "પરસ્ત્રી તરફ આટલી બારીકાઇથી કેમ જુઓ છો ?" ત્યારે શું કરવું. આખરે જાત તો નીચ રાંડનીને."

આ પ્રમાણે રાણાજીના મનમાં ગડભાંગ થતી હતી. ભુલૈયાં પાન બનાવવામાં મશગુલ હોય તેમ મિષ કરતી વાંકી દૃષ્ટિથી તેમની સ્થિતિ જોતી મનમાં ને મનમાંજ મગ્ન થતી હતી. ભુલૈયાના મનમાં ઉદ્‌ભવતા અવનવા વિચાર સ્પષ્ટપણે જાણવાને આપણી પાસે કંઇ સાધન નથી, છતાં આપણે ધારી લઇશું કે, "કેમ રાણાજી ! થઇને ફજેતી ? દબાવવા જતાં તમે પોતેજ દબાઇ ગયા ને ? સ્ત્રીઓને તમે કદી જીતી શકનાર નથી. પ્રયત્ન કરશો તો આમજ ગભરામણ થશે. આપનું શુરપણું અહીં અમારી આગળ કંઇ કામ આવે તેમ નથી." આવોજ વિચાર ચાલતો હશે.

રાણાજી, ભુલૈયાંને દબાઇ જાય તેવો ઉત્તર આપવા માટે વિચાર કરતા હતા. દરેક રીતે અને નાના પ્રકારે વિચાર કરી જોયો, પરંતુ ભુલૈયાંને પૂર્વની હકીકત કહી તેને નરમ કર્યાં સિવાય અન્ય રસ્તો સુઝયો નહિ. કપટ અને વ્યંગોક્તિથી કદાચ આપણેજ ફાંદામાં પડવાનો સંભવ છે, એમ તેમને લાગ્યું. તેમણે કંઇક મનમાં નિશ્ચય કર્યો અને થોડીવાર સુધી ચુપ બેસી રહ્યા. રાણાને શાન્ત જોઇ ભુલૈયાં પણ વિચારમાં પડી ગઇ. તેની મુખમુદ્રા બદલાઇ ગઇ. રાણાજીનું લક્ષ જો આ સમયે તેના મુખ તરફ હોત તો આ ફેરફાર તેમની નજરે જરૂર પડત, અને તેનું કારણ પણ કળી શકવાને ચતુર રાણાજીને વાર ન લાગત; પરંતુ તે તો પોતાનાજ વિચારમાં લીન હતા. ભુલૈયાંની મુખમુદ્રા ઉપર ઓચીંતો કેમ ફેરફાર થયો, તેનું કારણ સ્પષ્ટ છે. રાણાજી પોતાની વાત ઉઘાડી કરશે તે એ ચતુર સ્ત્રી સમજી ગઇ. હવે શી યુક્તિ કરવી ? તેમાતે વિચાર કરવા લાગી. રાણાજી, મારી નિર્ભર્ત્સના કરે, તેમાં મને પોતાને કંઇજ ફાયદો નથી એમ તે સમજતી હતી, અને

તેમ કરવા દેવામાં ભુલૈયાંને ઇષ્ટ પણ નહતું. તે કોઇપણ કારણ કાઢી રાણાજીને દબાવવા ઇચ્છતી હતી.

" ઉદ્‌ભવ અગણિત થાય પણ, કર્મ વિના ન પમાય,
કીડી સંચય બહુ કરે, પણ તે તેતર ખાય."

સજ્જન કે દુર્જન, એ બંનેને પોતાનું ધાર્યું કરવાના પ્રયત્નમાં હમેશાં જરાકજ ફરક રહે છે. સજ્જનનો આશય અને ધ્યેય ઉચ્ચ, કાર્ય પરિપૂર્ણ કરવામાં થતા પ્રયત્નો ઉચ્ચ, અને તેમાં તેમની મનોવૃતીઓ પણ ઉચ્ચજ.! દુર્જનોની રીત તેથી ઉલટીજ. પહેલાનું મન સ્થિર હોય છે, ત્યારે બીજાનું મન અસ્થિર–ચંચળ. એક શંકા રહિત, ત્યારે બીજો હમેશાં સાશંક! પહેલો નિર્ભય, ત્યારે બીજો બિકણ. એક ખુલ્લા દિલનો ને નિષ્કપટી, ત્યારે બીજો કપટી! આવાજ પ્રકારની બે મનોવૃત્તિઓ ચિતોડગઢ ઉપરના એક મહેલમાં પરસ્પર ચીત્ત કરવાના પ્રયત્ન કરી રહી છે! જોઇએ હવે કોનો જય થાય છે? ઇશ્વર કોને સહાય કરે છે?

ભુલૈયાંએ બહુ બહુ વિચાર કર્યો. તેને કંઇ સૂઝયું નહિ. કશા નિશ્ચય ઉપર આવી શકી નહિ. બીડી તૈયાર થઇ. તેણે બીડી ધરી. રાણાજીએ એકદમ ઉઠી તે બીડી ધરેલા હાથ ઉપર થાપટ મારી બોલ્યા, "બસ, ભુલૈયાં! પુરૂં થયું આ નાટક! હું પુછું તેનો સરળ ઉતર દે. નહિ તો–નહિ તો–". રાણાજી જુસ્સામાં ને જુસ્સામાં મુઠી વાળી આગળ કંઇ બોલવા જતા હતા, એટલામાં તેમણે મુઠી છોડી દીધી. તેમણે અદબ વાળી દીધી. "ભુલૈયાં, નહી–બીહીશ નહી. તું સ્ત્રી છે, અબળા છે. તું જે કાંઇ કરે છે તે પેલા લુચ્ચાના–દુષ્ટના કહેવાથીજ કરે છે. ક્રોધના આવેશમાં હું એ વાત ભુલી ગયો. જા ભુલૈયાં, તું અહીંથી જા! જા. તારા માલદેવને જઇને કહે. હું તેનો જમાઇ તો ખરો, પણ તે કપટથી મારો જીવ લેવા ઇચ્છે છે. તેને જઇને કહે, ભુલૈયાં! તારો હેતુ પૂર્ણ થયો, એમ તેને કહે. જા. ભુલૈયા! જા. તેને એમજ કહે. કારણ કે જયાં સુધી હું નિઃશસ્ત્ર છું, ત્યાં સુધી માલદેવના તાબામાં છું, અને તે મારો નાશ કરી શકશે. પણ થોડીવારમાં મને તરવાર મળે, તેવો બંદોબસ્ત મેં કર્યો છે. ગભરાઇશ નહી. તારા મહેલમાં કોઇ ફુટેલ નથી. માટે કહું છું, જા. તરવાર આવતા પહેલાં તું માલદેવને જઇને કહે, કે ડેળવાડાનો સિંહ જાળમાં સપડાયો ખરો! હાલ આ સ્થળે તેનો નાશ થવો

કઠિણ નથી. પણ તરવાર હાથમાં આવી તો–" રાણાજી પોતા ના હાથ તરફ જોતા બોલ્યા, " ચિતોડગઢ પરની સઘળી સેના મારા ઉપર ઉલટશે, તોપણ તેના તાબામાં રહેવો શકય નથી. તેથીજ કહું છું, જા ભુલૈંયાં ! તું માલદેવને જઇને કહે, તમારો જય થયો છે !" એમ કહી રાણાજી પલંગપર જઇ પડયા. તેમના મનમાં સઘળું કોકડું ઉકલી ગયેલું જણાયું, અને પ્રસન્નવદને નરમ થઇ ગએલી ભુલૈંયા તરફ જોઇ રહ્યા.

આ સમયે ભુલૈંયાની ચમત્કારિક અવસ્થા થઇ હતી. રાણાજીએ ખીજવાયલા વાઘ પ્રમાણે હાથ ઉપર થાપટ મારતાંજ ભયથી તે દબાઇજ ગઇ. તે સમયે નીચ સ્ત્રીની માફક બુમરાણ કરી મૂકી રાણાજીની ગેરઆબરૂ કરવાનો તેનો નિશ્ચય પણ થઇજ ગયો હતો. એટલામાં તો રાણાજીએ પોતાનું સ્વરૂપ બદલેલું જોઇ, ભુલૈંયા પોતાનો કપટ દાવ ભુલી ગઈ ! તેને કેળવાડાનો સિંહ રાજકુલતિલક અને વીરોનો વીર ઘણો તેજસ્વી દેખાયો. તેના તેજમાં તે અંજાઇ ગઈ ! પતિવ્રતાના શીલમાં, જે પ્રમાણે સમસ્ત બ્રહ્માંડને સજીવ કે નિર્જીવ કરવાની શક્તિ હોય છે, તે પ્રમાણે નિષ્પાપવૃત્તિના વીર્યશાળી પુરૂષોમાં પણ વિલક્ષણ તેજ–શક્તિ હોય છે. પતિવ્રતાના ક્રોધ આગળ જેમ દુષ્ટોની દુષ્ટ મનોવૃત્તિ આપોઆપ ભસ્મ થઇ પોતેજ તેનું બલીદાન થઇ પડે છે, તેજ પ્રમાણે નિષ્કલંક વીરની આગળ કામી સ્ત્રી દબાઇ જવીજ જોઇએ. મદનનો ફુંફાડો શરીરને લાગ્યા પછી, કે તેની જવાળા અડકવા છતાં પોતાના સૌજન્યની આહુતી ન આપનારા ઘણાજ થોડા હોય છે. પરંતુ જયાં સુધી એવો પ્રસંગ આવી ન પડે, ત્યાં સુધી પ્રત્યેક મનુષ્યના અંગમાં એક પ્રકારનું સામર્થ્ય હોય છે. એ સામર્થ્યથી તે કોઇપણ નીચ મનુષ્યને હરાવી શકે છે.

ભુલૈંયાં રાણાજીના સામું જોતી ઉભી ! રાણાજી પણ તેના સામું ઘણીવાર જોઇ રહ્યા. ભુલૈંયાં કંઇ બોલતી નથી તે જોઈ તેમણે કહ્યું, " ભુલૈંયાં ! કેમ બેસી રહી છે ? મેં કહ્યું તે તને ખોટું લાગે છે ? તને એમ લાગે છે કે તને જતાં અટકાવીશ ? હં:, ભુલૈંયાં ! તું ગાંડી છે. અરેરે ભુલૈયાં ! મારૂં કહેવું તને ગમશે કે કેમ તે સમજાતું નથી, છતાં પણ કહું છું. ભુલૈંયાં— અહાહા ભુલૈંયાં તું કેટલી સુંદર છે ? રૂપમાં ખરેખર તું દેવી જેવી છે ! અંતઃકરણમાં તું તેવીજ હોત તો, મને આજ એમ

લાગત કે તું મારી માતા હોત તો કેવું સારૂં ? હા. ભુલૈયાં, આશ્ચર્યચકિત થઇશ નહી. તું મારી મા હોત તો હું પણ તારાજ જેવો સુંદર હોત, નહી વારૂં ? પણ હાય ! તારૂં વર્તન જોઈ મારી સ્વર્ગસ્થ માતાની ઉપમા આપવી એ ખરેખર પાપમય છે, એમ લાગે છે. મારી માતા વિલક્ષણ શૂર હતી ખરી, પણ તારા જેટલી સ્વરૂપવાન ન હતી. ચમેલીના ફુલ પ્રમાણે તે સાદી, પરંતુ ગુણમાં યુક્ત હતી. ભુલૈયાં તને શું કહું ? માણસને બીજાનું અંતઃકરણ જોવાનાં પ્રભુએ ચક્ષુ બક્ષ્યાં હોત, તો મારા અંતઃકરણમાં તારે વિષે કેટલો પ્રેમ, કેટલી પૂજ્ય બુદ્ધિ છે તે દેખાત. મારા અંતઃકરણની સ્થિતિ એક અંતર્યામી ઇશ્વરજ જાણે છે. ભુલૈયાં ! ફૂલ ખીલે છે અને ચારે દિશાઓને પોતાના સુગંધથી ભરી નાંખે છે. કોઇ કોઇ ડીંટામાંથીજ ગળી પડી માટીમાં માટી થઇ જાય છે, અને થોડીવાર પછી તો ફૂલની યાદ પણ આવતી નથી, એ વાત ખરી. પરંતુ તે ફૂલે છોડેલો સુવાસ શું નાશ પામે છે ? યૌવન પુરૂં થતાં સૌંદર્ય પણ તેની સાથેજ નાશ પામે છે, તેથી શું સદ્‌ગુણનો નાશ થાય છે ? ના, કદી નહી. મોરલીનો નાદ વાયુ સાથે તરંગતો તરંગતો કાનમાં ઘૂમી સાંભળનારને તલ્લીન કરી મૂકે છે. કેટલીક વારે તે ગીત જતું રહે છે, તેનું કોઇને ભાન પણ રહેતું નથી. તથાપિ ની કોઇ દિવસ પણ વિસ્મૃતિ થશે નહી. તે એક સરખો કાનમાં ગણગણતો રહેશેજ. સૌંદર્ય અને રૂપની પણ તેવીજ સ્થિતિ છે.

**अनित्यं यौवनं रूपं जीवितं द्रव्य संचयः ।**
**ऐश्वर्य प्रिय संवासो मुह्यत्तत्र न पंडितः ॥**

સૌંદર્ય–યૌવન પુરૂં થતાં નાશ પામે છે. દેહનો નાશ થાય એટલે રુપની પણ તેજ ગતિ સમજવી. છતાં સદ્‌ગુણ અક્ષય છે. ગુણો સાશ્વત છે. અમર છે. ભુલૈયાં ! તું સદ્‌ગુણી હોત તો ? બ્રહ્મદેવે ગુલાબના ફૂલને રંગ અને સુગંધ બંને આપ્યું છે, તો તને તેમણે સદ્‌ગુણ વગરની કેમ રાખી હશે ? ભુલૈયાં, તારી ભેટ થતા પહેલાં મને એમ લાગતું હતું કે આખા જગતૂમાં સર્વ સ્ત્રીઓ મારી માતાના જેવીજ સદગુણી હશે. પણ અરેરે ! ભુલૈયા ! આજ તેં તારા વર્તનથી મારી એ કલ્પનાને ખોટી ઠરાવી. ”

" ભાગ્યહીણ જળ થળ ભમે, અગર ગગન પાતાળ;
ધરની છાંડી વનમાં જશે, ત્યાં પણ અગ્નિ જ્વાળ. ”

સ્ત્રી ચરિત્ર કરતાં પુરૂષ પરાક્રમ બળવાન માલમ પડયું. ટેકી નરો હમેશ ચળિત વસ્તુથી પણ વિકાર પામતા નથી એ સિદ્ધ થયું અને ધ્રુવ, પ્રલ્હાદ વગેરેનાં દષ્ટાન્તો ખરાં લાગ્યાં. રાણા હમીરને દબાવવાની કલ્પનામાં નિષ્ફળ નિવડેલી ભુલૈંયાં ઘણી નિરાશ થઈ ગઈ !

“ બસ ! રાણાજી, બસ કરો ! ! ” ભુલૈંયાં ગળગળીત થઇ બે હાથ જોડી બોલી. તેના બે હાથનું જોડવું એ ઇચ્છાપૂર્વક હતું કે અનિચ્છાથી જોડાઇ ગયા તે તો પ્રભુ જાણે. “ આપની કલ્પનાને ખોટી પાડી, એ વાત અક્ષરશઃ ખરી છે. પરંતુ એ કલ્પનાને ખરી પાડવાનું સામર્થ્ય આ ભુલૈંયાંમાં છે કે નહી, એ પણ હું તમને થોડાજ સમયમાં બતાવીશ. રાણાજી ! સાંભળો. મારી પ્રતિજ્ઞા સાંભળો ! આપ મને આપની માતાની ઉપમા આપતાં કચવાયા, પણ એક સમય એવો લાવીશ, કે જે વેળા રાણાજી ! આપ આપની માતાની પેઠેજ મારા પગ ઉપર માથું નમાવશો ! એવીજ યોગ્યતા હું લાવીશ. રાણાજી ! આપનો મેં અપરાધ કર્યો છે, તે બાબત હું આપની ક્ષમા માગતી નથી. પણ હા;–મારા ચક્ષુમાં જ્ઞાનાંજન આંજી આપે મને સાવધ કરી, તે બદલ આપનો આભાર માનું છું, અને આપને મારા ગુરૂ માનું છું. અપરાધની ક્ષમા કરનાર મનુષ્ય કરતાં, દીનદયાળ પ્રભુ ઘણો સમર્થ છે, તેથીજ આપની ક્ષમા માગવાનો ઢોંગ હું કરતી નથી. જગત્‌ને ચલાવનાર–સર્વને બચાવનાર તે મહાન્ પ્રભુ, મારો થવો જોઇએ. નહિ તો દેહ પડતા સુધી તેના દ્વારમાં કકળતી ઉભીજ રહીશ. કદાચિત્ પૂર્વ સંચિતને લીધે આ જન્મે મને સિદ્ધિ મળનાર નથી, પરંતુ હું પુનઃ જન્મ લેઇશ. એક જન્મ, બે જન્મ, સો જન્મ, હજાર જન્મ, જોઇશે તેટલા જન્મ લઇશ. પરંતુ આ કાયા, સર્વ જગતના માતાપિતા જે મહાન્ પ્રભુ–તેના સ્વરૂપમાં ભળશે–એકત્ર રૂપ થઇ જશે ત્યાં સુધી પ્રયત્ન કરીશ. એજ મારો નિશ્ચય ! એજ મારો સંકલ્પ ! અને એજ મારી પ્રતિજ્ઞા !! ” એમ કહી તે વિલક્ષણ સ્ત્રી ત્યાંથી જવા લાગી. દ્વાર પાસે જઇ ફરી પાછી આવી. આ સમયે તેની મુદ્રા શાંત હતી. “ રાણાજી ! આપની માતાના પદ સુધી પહોંચીશ, ત્યાં સુધી હવે આપણો મેળાપ થવો સંભવિત નથી. તેથી છેવટમાં આપને એટલુંજ જણાવું છું, અને મારે કહેવું જ જોઇએ કે,

માલદેવ આપનો હાડવૈરી છે. તેનાથી ખુબ સાવધ રહેજો. થોડા પણ દુલક્ષથી ઘાત થવાનો સંભવ છે. આપનું લગ્ન આવું ચમત્કારિક રીતે કેમ થયું, તેનું કારણ હજુ સુધી આપના સમજવામાં આવ્યું હોય તેમ જણાતું નથી. હું આપને તે કહેવા ઇચ્છું છું. તે કહી આપનું મન દુઃખવવા માગતી નથી, પરંતુ આપને સાવધ કરવા જ માટે. સાંભળો રાણાજી ! આપની હાલની પત્ની–માલદેવની પુત્રી વીરમતી–એ વિધવા હતી. તેનું એકવાર લગ્ન થયું હતું અને નવ વર્ષની વયેજ વિધવા થઇ હતી. કાંઇ હિણસ્પદ હેતુથી તેનું ફરી લગ્ન આપની સાથે કરવામાં આવ્યું છે.” એમ કહી તે સપાટાબંધ ત્યાંથી જતી રહી. રાણાજીને એ ગુહ્ય જાણવામાં આવ્યું, તેમ કોકડું અડધું પડધું ઉકલાયલું જણાયું અને માલદેવના કપટરૂપી સેંત્રજ દાવમાંના મુખ્ય સહાયક વજીરને મહાત્ કર્યો.

---

## પ્રકરણ ૪ થું.

---

### બાળ બાદલ.

રાણા હમીરની પહેલાંનો થોડોક ઇતિહાસ વાચકોને કંઇક ઉપયોગી થઇ પડશે ધારી અત્રે આપવામાં આવ્યો છે.

તેરમી સદીના અંતનો સમય છે. દીલ્લીની પાદશાહત ઉપર ખીલજી વંશનો અલ્લાઉદ્દીન બાદશાહ રાજ્ય કરતો હતો. ચિતોડ ઉપર બાળ રાણા લક્ષ્મણસિંહનું રાજ્ય હતું. તેમનો કાકો રાણા ભિમસિંહ પોતાના ભત્રિજાના રાજ્યનું રક્ષણ કરતો હતો. ભિમસિંહ લંકાના ચોહાણ હમીરસીંગની પુત્રી વેરે પરણ્યો હતો. તે ઘણી રૂપાળી, નાજુક અને મનોહર હોવાથી તેનું નામ પદ્મિની પાડવામાં આવ્યું હતું. તેનું સૌંદર્ય, શરીરની અલૌકિક રચના અને સર્વોત્તમપણુંજ આ રાજ્યને નાશનાં કારણો હતાં એમ દંતકથા ચાલે છે. કામાંધ તાર્તાર બાદશાહે, તેની સુંદરતાની પુષ્કળ ખ્યાતી સાંભળી તેને પોતાને કબજે કરી પોતાની બેગમ બનાવવાની ઇચ્છાથી, ચિતોડ ઉપર એક જબરા લશ્કર સાથે સ્વારી કરી. રાજપૂત વીરો પોતાના વંશનો ગૌરવ રાખવા વાસ્તે વ્યસ્ત થએલા છે, ત્યારે અકલંકિત રાજપૂત વંશમાં કલંકનો ડાઘ લગાડવાને

અલ્લાઉદ્દીન તૈયાર થયો છે. ઇતિહાસ કહે છે કે આવું મોટું લશ્કર હોવા છતાં પણ, અને અલ્લાઉદ્દીન ધાર્યું કરે તેવો અને કઠણ છાતીવાળો હોવા છતાં પણ ઘણા મહિના સુધી તો ફાવી શક્યો નહિ. છેવટે કપટદાવ રમવા શરૂ કરી ભોળા રાજપૂતોને-એક વચની રાજપૂતોને તેણે છેતરવા વિચાર કર્યો. રાજપૂતો ખરેખર છેતરાયા. તેણે કહ્યું, “ હું ફક્ત એક વખતે બંધુભાવથી પદ્મિનીનો ચ્હેરો જોવા માગું છું. જો ભીમસિંહ જોવા દે તો હું અહીંથી ચાલ્યો જાઉં. ” રાજપૂત વીરે પોતાના બહાદુર અને વફાદાર લોકોના પ્રાણ બચાવવા પદ્મિનીનું આરસામાં પ્રતિફલિત પ્રતિબિંબ દેખાડવાને હા પાડી. એવી રીતે પણ જોવાને કામાંધ અલ્લાઉદ્દીન સમ્મત થયો. ભ્રાતૃભાવથી ચિતોડના મહેલમાં આવીને પદ્મિનીની પદ્મકાંતિનું પ્રતિબંબ જોયું. પળ માત્ર તેની બંને આંખો તાજુબીમાં ઉઘાડીજ રહી ગઇ, અને લાવણ્યમયી લલનાના અનુપમ લાવણ્ય સાગરમાં તેનું હૃદય ડૂબી ગયું. તેની આશા પાર પડી, પરંતુ તેના હૃદયમાંથી એ મોહિનીની મૂર્તિ ગઇ નહિ અને તાલાવેલી લાગી. બંધુ ભાવ દાખવી ભીમસિંહને ગિરિ-દુર્ગમાંથી બહાર વાતો કરતો લઇ ગયો. સરલ હૃદયી રાજપૂત રાજા, બાદશાહની આ ચાતુરી–યુક્તિ સમજી શક્યો નહિ. તે ભોળા ભાવથી તેની સાથે ઠેઠ છાવણી સુધી ગયો. અલ્લાઉદ્દીને સમય જોઇને તેને કેદ કર્યો અને પદ્મિની જ્યાં સુધી તેની સાથે નિકા ન કરે, ત્યાં સુધી છોડવા ના પાડી.

પરાક્રાંત ભીમસિંહ શત્રુના હાથમાં સપડાયો છે. યવન બાદશાહે તેના પવિત્ર કુળની પવિત્રતા નષ્ટ કરવાને દૃઢ પ્રતિજ્ઞા કરી છે. ચિતોડમાં નાઉમેદી અને હાય અફસોસી ફેલાઇ રહી છે, પરંતુ રાજપૂત વીરો હમેશાં અફસોસમાં બેસી રહેતા નથી. તેમણે પ્રસન્નભાવથી ભીમસિંહનો ઉદ્ધાર કરવાનો દૃઢ સંકલ્પ કર્યો. વીર્યવન્ત રાજપૂતની સ્ત્રીઓ યવનના હાથમાં જાય અને યવનો બેધડક તેમના સતીત્વના ગૌરવની મર્યાદાનો નાશ કરે તથા એ પવિત્ર ફૂલોને અડકે અને કલંકિત કરે, એ રાજપૂતવીર પ્રાણ જતાં સુધી જોઇ શકે નહિ. પરંતુ પદ્મિની પોતેજ પોતાના પતિના છૂટકારાના દંડ માટે યવન બાદશાહ પાસે જવા તૈયાર થઇ. તેણે પોતાના બે સગા, જે પોતાની સાથે લંકામાંથી આવેલા હતા તેમની સલાહ લીધી. તેમાં એક કાકો ગૌરા હતો અને બીજો તેનો ભત્રિજો

બાદલ હતો. તેઓએ પદ્મિનીની જીંદગી–આબરૂ જોખમમાં નાખ્યા સિવાય પોતાના રાજાના છૂટકારા માટે યુકિત શોધી કાઢી, અને અલ્લાઉદ્દીનને કહેવરાવ્યું કે, 'પદ્મિની પોતેજ પાદશાહના મહેલમાં આવવા રાજી છે. તેને તેની સાહેલીઓ અને દાસીઓ સાથે તેની પદ્વિને છાજતી રીતભાતથી મોકલવામાં આવશે. તેમ કેટલીક લાગતી વળગતી સ્ત્રીઓ પણ તેને દિલ્હી સુધી વળાવવા આવશે, માટે તેમનો માન મરતબો સચવાય તેવી ગોઠવણ થવી જોઇએ.'

ખીલજી બાદશાહ આ ખબર સાંભળી આનંદથી અધીરો થઈ ગયો અને પદ્મિનીના આવવાની કાગને ડોળે વાટ જોઇ રહ્યો હતો, એટલામાં તો એક એક કરતાં સાતસો બંધ પાલખીઓ (મ્યાના) છાવણીમાં આવી પહોંચી. એક સિવાવ બાકીની પાલખીઓમાં દાસી વગેરે છે એમ જણાવવામાં આવ્યું હતું, પરંતુ ખરૂં જોતાં તો તેમાં ચિતોડના બહાદુર વીરો હતા. અને ઉંચકનાર ભોઇઓ પણ, ભોઇઓના વેષમાં રાજપૂત સિપાઇઓજ હતા.

રાણા ભીમસિંહને અને પદ્મિનીને છેલ્લી વખતને માટે મળવાને અરધો કલાક આપવામાં આવ્યો હતો. ભીમસિંહને એક પાલખીમાં બેસાડી લીધો, અને તેને અને પદ્મિનીને છાવણી બહાર દુર્ગમાં ઉઠાવી ગયા. પછીથી રાજપૂતોએ ભીમસિંહના છૂટકારા માટે અલ્લાઉદ્દીનને કહેવરાવ્યું.

પદ્મિની કબજામાં આવી પહોંચી એટલે અલ્લાઉદ્દીને ભીમસિંહને છોડવાની ના પાડી. રાજપૂતવીરો પાલખીમાંથી બહાર કૂદી પડયા. યવન સૈન્ય સાથે મોટું યુદ્ધ થયું. બાર વર્ષનો વીર બાળક બાદલ, સાહસી રાજપૂતોનો અધિનેતા થઇને પોતાનું વીરત્વ દેખાડવા લાગ્યો. પળે પળે યવનો એક નાના બાળકનું અદ્ભુત પરાક્રમ જોઇને વિસ્મિત અને સ્તંભિત થવા લાગ્યા. તેનો કાકો ગોરાહ ક્ષેત્રમાં પડયો, છતાં પણ તે હતાશ થયો નહિ. પરંતુ દ્વિગુણ ઉત્સાહથી શત્રુસેનાનો ધ્વંસ કરવા લાગ્યો. બાળ બાદલ જે આ ઉમ્મરે તો માતાના કોમળ ક્રોડમાં લાલિત થવાને યોગ્ય છે, તે આજે ગરીયસી વીરભૂમિનું સન્માન રાખવા વાસ્તે ભીમ–પરાક્રમી શત્રુના સામે ઘૂમી રહ્યો છે! તેરમી સદીમાં મેવાડના પવિત્ર યુદ્ધ ક્ષેત્રમાં એવા પવિત્ર દેખાવનો આવિર્ભાવ થયો હતો. આ અપૂર્વ દેખાવની અપાર પવિત્રતા આજ કોણ સમજશે? આજ કોણ એ

વીરેન્દ્રની સમાજમાં વર્ણન કરવા જેવા વીર બાળકની અનંત અક્ષય કીર્તિને મહિમા હૃદયભેદી કંઠથી નિર્જીવ નિપીડિત ભારતના ગૃહે ગૃહે ગાતા ફરશે? અવિશ્રાન્ત ભાવથી યુદ્ધ ચાલતુંજ હતું. વિજયલક્ષ્મી એ બાળકના અપૂર્વ વીરત્વથી ખેંચાઇ–આકર્ષાઇ. ભીમસિંહ શત્રુના હાથમાંથી છૂટો થઈ ગયો. દુરંત અલ્લાઉદીને પદ્મિનીની આશા હાલતો છોડી દીધી, અને બાકી રહેલા ત્રણ હજાર માણસો સાથે દિલ્લી ચાલ્યો ગયો. બાદલ જખમી થઇને લોહીથી ખરડાયલા શરીરે ઘેર ગયો. માતાએ અપાર આનંદથી તેનાં ઓવારણા લઈ મુખ ચુંબન કરી ખોળે લીધો. ધન્ય છે! વીર માતાના વીર પુત્ર! ધન્ય છે તને!! આવીજ માતાઓ રણમાં જતાં પોતાના પુત્રને કહેતી હતી કે;–

" માત કહે, બાળકને, બેટા! રખે રણે પાછો ફરતો!
રખે લજવતો કૂખ માહરી, રખે કૂળ કાળું કરતો.
હું ધરડી આશિષ દઉં છું, ફતેહ પામજે સંગ્રામે,
રક્ષા બાંધું જેથી દેવ સહુ, સાહ્ય આવશે સહુ કામે."*

વીર બાદલ, જીવનનું પવિત્ર વ્રત બજાવીને, કાકીને મળવા ગયો. કાકીને પગે પડયો. કાકીએ આશીષ દઇ છાતી સાથે ચાંપી પૂછયું, "બેટા! તારા કાકાએ કેવી રીતે લડાઈ કરી તે કહે? કે મરતા પહેલાં મારૂં મન શાંતિ પામે."

" કાકીમા! મારા કાકા રણક્ષેત્રરૂપી ખેતરની ખૂબ કાપણી કરીને આખરની શય્યામાં, મડદાંનો ગાલીચો બીછાવી એક તુર્ક રાજકુંવરનું ઉશીકું કરી દુશ્મનોની વચ્ચે શાંતિમાં સુતા છે." બાદલે કાકાના પરાક્રમનું વર્ણન કર્યું.

" બેટા! તારા કાકાએ લઢાઇમાં કેવી બહાદુરી કરી?"

" મા! મારા કાકાની બહાદુરીનું વર્ણન મારાથી તો થઇ શકવાનું નથી. એમણે એમનાથી બીહીવાને, એમની બહાદુરીનું વર્ણન કરવાને અને તેમના ઘા વખાણવાને એક પણ દુશ્મન જીવતો રહેવા દીધો નથી."

" બસ બેટા! મારે એટલુંજ સાંભળવું હતું. હવે મને જતાં વાર થશે તો એમનો વિયોગ થશે અને મારો વ્હાલો સ્વામી ચીડાશે." કાકીએ બાદલનો બરડો થાબડતાં કહ્યું.

---

* પાણીપત. હ. દ. કાંટાવાળા.

પોતાના સ્વામીના વીરત્વની વાત સાંભળી તે પ્રફુલ્લ થઈ અને હસતે મુખે પરલોક ગમન કરી સ્વામીની સાથે રહેવાના ઉદ્દેશથી પોતાના પતિની બળતી ચિતામાં–અગ્નિકુંડમાં પડી આત્મ વિસર્જન કર્યું. બાળ બાદલના વીરત્વની કીર્તિ અનંતકાળ સુધી જીવલોકને ગંભીર ભાવનો ઉપદેશ આપશે. નિસ્તેજ ભારતમાં આજ આ ગંભીર ઉપદેશ, વિનશ્વર શરીરમાં આ અવિશ્વર કીર્તિની વાત કોણ સાંભળશે ?

સ્વામીના મરણનો કાંઇપણ શોક કર્યો સિવાય માત્ર તે બહાદુરી બતાવી રણમાં પડયો છે એવીજ વાણી સાંભળવાની, અને તે સાંભળી સતી થવાની આતુરતાવાળી શૂરી સતીઓ, તમારાં જેટલાં વખાણ કરીએ તેટલાં થોડાંજ છે. જે નારીઓ પોતાના વ્હાલા પતિને–પોતાના આત્માને–પોતાના જીવન અને સૌભાગ્યને રણમાં જતાં સંબોધતી કેઃ—

" કહે નારી, સાંચરો સુખેથી, ધર્મ બજાવો ખરેખરો,
એક જીત શુણી શબ્દ એકલો, શોક સર્વ કરનાર પરો;
કદી પડે તન રણે તમારૂં, નહી શોક કંઇ થાવાનો,
સતી થઈ લઈ પિયુ ગોદમાં, મળે લાભ બળી મરવાનો.
જઇએ સાથે સજોડ સ્વર્ગે, મોજ માણિએ તે ધામે,
એથી સારૂં કયું જગતમાં, કીર્તિ અમર સંઘે જામે !
જો આવ્યા કદિ જીત કરીને, હરખ પૂર બહુ છલકારો,
પ્રેમ નદીમાં પછી ઝીલતાં, દીન રાત બહુ વહી જાશે.
પણ જો આવ્યા હાર ખાઇને, પૂઠ બતાવી જો રણને,
તો એવા હેવાતન કરતાં, ચાહિશ બહુ વિધવાપણને !
માટે સ્વામી બનો કેશરી, કરી જીત ઝટ અહીં આવો,
તુર્ક ટોપીની કલગી મારી કંચુકી માટે લાવો.
મૂકી છોગલું વાંસે બાંધિશ, પથારિએ રોળીશ સદા,
જીત તમારી થએલી રણમાં, એથી સાંભરશે સર્વદા."

તેમની આગળ ગ્રીસની સ્પાર્ટન અને કાર્થેજની ફિનિશિયન સ્ત્રીઓ શી ગણત્રીમાં ?



## પ્રકરણ ૫ મું.

### ભસ્મીભૂત ચિતોડ.

બીજીવાર–દશ વર્ષના[1] લાંબા અંતર પછી પાછી તાતાર ફોજ ચિતોડ ઉપર ચઢી આવી. કામાન્ધ અલ્લાઉદ્દીનનાં ચક્ષુ અને અંતઃકરણમાંથી પદ્મિનીની મોહક મૂર્તિ હજુ નહોતી ખસી, કે નહોતી વિસરાઇ. ગમે તેવા સંકટમાં પસાર થઇને પણ પદ્મિનીને હસ્તગત કરવી એજ, તેની મનોવાંચ્છના હતી, તેથી વિપુલ લશ્કર લઇને ફરી ચિતોડને ઘેરી લીધું. આ સમયે ચિતોડનું રક્ષણ કેમ થશે ? એની ભાંજગડ થવા લાગી. રજપૂતોને પહેલાંનો ઘા હજુ રૂઝાયો ન હતો, તેમ તેનું વળતર વાળવા જેટલો સમય અલ્લાઉદ્દીને આપ્યો પણ નહિ. મહા પરાક્રમશાળી પ્રચંડ વીરો, ચિતોડના જે અલંકારરૂપ હતા, તેઓ પ્રથમવારની લઢાઇમાં સમર ક્ષેત્રમાં પડયા હતા. આજે ચિતોડ બળ વગરનું થઇ ગયું છે. બાદશાહે દક્ષિણ બાજુના પહાડની ટેકરીનો અધિકાર લઇ ત્યાં પોતાની છાવણી કરી છે. ચારે બાજુએ નાળો ખોદી એ નિષ્ઠુર હ્રુદયી પાદશાહે સિસોદીઆ કુળના અતિ સંકટ સમયમાં ચિતોડને ઘેરી લીધું છે, પરંતુ તેમ કરીને શું તે નિર્વિઘ્ને, વીરતાની–સ્વતંત્રાની લીલા ભૂમિ ચિતોડ હાથ કરી શકશે ? નહિજ. તેમ કદી પણ થઇ શકશે નહિ. વીર્યવાન રાજપૂત બચ્ચામાં જ્યાં સુધી લોહીનું એક સજીવ ટીપું વહેતું હશે, ત્યાં સુધીતો તેઓ કદી સ્રીઓનું મુખ જોઇ અંતઃપુરમાં ભરાઇ રહેશે નહિ, ત્યાં સુધીતો કદી પણ જુલમી દેશવૈરીની સામે રણક્ષેત્રમાં અવતીર્ણ થવામાં હઠશે નહિ. રાજપૂતો, જેટલું થઇ શકયું તેટલું બળ જમાવી, તાર્તારોને ભેટવા તૈયાર થયા. રજપૂત વીરો સામા થયા. બંને બાજુના અસંખ્ય વીરો કપાયા–મરાયા.[2] પરંતુ ભીમસિંહને જ્યારે ખાતરી થઇ કે ચિતોડની સાથેજ સઘળા સિસોદીઆનો

---

૧. ઇ. સ. ૩૦૩. કેટલાક ઇતિહાસકારો જણાવે છે કે, "આ બીજી વારની ચઢાઈ પ્રથમની ચઢાઇ પછી દશેક વર્ષના અંતર પછીથી થઈ હતી; કેમકે પ્રથમની ચઢાઈમાં અલ્લાઉદ્દીનના ઘણા માણસોનો નાશ થવાથી, તેની ખોટ પુરી શકાય તેમ ન હતું."

૨. આ ભયાનક લઢાઇ માટે ખોમાન રાસાના લેખકે પોતાના રાસા-

નાશ થવાનો છે, ત્યારે પોતાના બાર દીકરામાંથી એક પણ બચે તો ઠીક, કે તે દુશ્મનોનું વેર વાળે. તે માટે વિચાર કરવા લાગ્યા. મુસલમાનો પણ ઘણા મરાયા હતા, પરંતુ ઘેરાયલા રજપૂતોની સંખ્યા ઘણીજ ઘટી ગઇ હતી. તેથી તેમને છેવટે આબરૂ સાચવવા કેસરીઆં કર્યા સિવાય છૂટકો ન હતો. રાજપૂતોએ કેસરીઆં કરવાનો વિચાર પોતાની સ્ત્રીઓને જણાવ્યો, કે તરતજ સઘળી સિંહણો પણ પોતાના પતિની સાથે મરવા તૈયાર થઇ. અને કહ્યું કે—"અમે પણ તમારી સાથેજ કેસરીઆં કરીશું. હથિઆર બાંધીશું, અને દુશ્મનોનો નાશ કરવામાં તમારી ભાગીયણ થઇશું. તમારી પાછળ મરવું, તે કરતાં તો દુશ્મનને મારતાં મારતાં મરવું એજ ઉત્તમ છે. મુસલમાનોને અમારા હાથનો સ્વાદ ચાખવા દો. તેમને જાણવા દો કે આવી સ્ત્રીઓના કુખમાં પાકતા વીર તેમને નમ્યું આપવાના નથી, અને તેથી ફરીને ચિતોડ ઉપર

---

મા સારૂં વર્ણન આપ્યું છે. એ વર્ણનમાં એક અતિ અદ્ભુત વિવરણ દાખલ કર્યું છે. જેનો સાર નીચે પ્રમાણે છે:—

દિવસનું ઘોરતર યુદ્ધ થયા પછી, એક અંધારી રાત્રે રાણા ભીમસિંહ પોતાના ભવનમાં મોટા વિચારમાં બેઠા છે. મધ્ય રાત્રિનો સમય છે. સમગ્ર વિશ્વસંસાર ઘારનિંદ્રામાં છે. ક્યાંઇ પણ મનુષ્યનો શબ્દ સંભળાતો નથી. પ્રહર સુચવિત શિયાળવાંનો ચિત્કારધ્વનિ શાંત ગંભીર પ્રકૃતિની નિસ્તબ્ધતાનો ભંગ કરે છે. રાણો ચિતોડના ભવિષ્ય ભાગ્ય પટનો છુપો લેખ વાંચે છે. દરરોજ ચિતોડના મહાન્ મહાન્ વીરો સમરક્ષેત્રમાં પડે છે. સિસોદીઆ કુળની રાજ્ય લક્ષ્મી જાણે મ્લાન અને વિષણ્ણ વદનથી ચિતોડ છોડી જવાની તૈયારી કરે છે. રાણો ઉંડા વિચારમાં નિમગ્ન છે. એવામાં ગંભીર અવાજ સંભળાયો. "મૈં ભુખા હું." રાણો ચમકી ઉઠયો. તે અવાજ સંભળાયો તે દિશા તરફ અજાએબીથી જોવા લાગ્યો. ક્ષીણ દીવાના પ્રકાશથી તે ભવનના ઓરડાના પત્થરના થાંભલાની વચમાં ચિતોડની અધિષ્ઠાત્રી દેવીની ભીષણ મુર્તિ દેખાઈ. એ મુર્તિ જોતાંજ રાણાનું હૃદય ઘણું વિષાદવાળું અને અભિમાનમાં ઉછળતું થઇ રહ્યું. તે વિષાદ મિશ્રિત સ્વરે ઉચ્ચ કંઠેથી બોલ્યો, "હજુ પણ તમારી ભૂખ મટી નથી? મારા આઠ હજાર ભાઇઓએ પોતાનો ભોગ આપી તમારૂં ભીષણ ખપ્પર પૂર્ણ કર્યું, તોપણ સંતોષ નથી?" "હું રાજબીજ ચાહું છું, એટલા માટે મુકુટધારી બાર રાજનંદન જો ચિતોડની રક્ષા માટે રણક્ષેત્રમાં જીવનોત્સર્ગ નહિ કરે તો મેવાડનું રાજ્ય સિસોદીયા કુળમાંથી જતું રહેશે." કહી દેવી અંતર્ધ્યાન થઈ ગઇ. રાણો

આક્રમણ કરતાં અટકશે." પરંતુ રાજપુતોને એ વાત ન ગમી, રાજપૂતાણીઓ લડતાં લડતાં ભોગજોગે એકાદ જીવતી તેમના હાથમાં પકડાઈ જાય અને કદાપિ પદ્મિનીજ પકડાઇ જાય તો, તેમની ઇચ્છા તૃપ્ત થાય અને આપણી વહોરેલી આપદા વ્યર્થ જાય. માટે તેમતો નજ કરવું, એમ નક્કી થયું. હવે બીજો ઉપાય-રસ્તો, તેમને મારીને કેસરીઆં કરવાનો જણાયો. પરંતુ જે તરવારે દુશ્મનનાં માથાં કાપવાનાં તે તરવાર પોતાની પ્રાણપ્રિય બેન દીકરી અને પત્ની ઉપર કેમ ચલાવાય ? છેવટે ઝહરવ્રત કરવાનો નિશ્ચય થયો. સઘળી સ્ત્રીઓ એક મકાનમાં પેસી, તે મકાન સળગાવી બળી મરવાને તૈયાર થઇ. તે વિચાર સર્વને ગમ્યો. એક મોટા મકાનમાં રાજપૂતાણીઓ હસતે મુખડે ભરાઇ. તે મકાનને આગ

---

સંકટમાં પડયો. ઉંઘ ઉડી ગઇ. સવારમાં પોતાના સરદારોની સભા બોલાવી. રાત્રિનો વૃત્તાંત કહી સંભળાવ્યો, પરંતુ તેમને કોઇનો વિશ્વાસ આવ્યો નહિ. બીજી રાત્રે સઘળા સરદારોએ જાતે તે અદ્ભુત દેખાવ જોયો દેવીએ પ્રગટ થઈ કહ્યું, "દરરોજ હજારો તુર્ક લઢાઇના મેદાનમાં પડે છે ખરા, પરંતુ તેથી મને શો લાભ છે ? દરરોજ એક રાજકુમારને રાજ્યાસનનો અભિષેક કરજો. તેને કિરણ, છત્ર અને ચામરથી યથાયોગ્ય રાજ્ય સન્માન આપજો. ત્રણ દિવસ ભલે તે રાજ્ય કરે. ચોથા દિવસે રણક્ષેત્રમાં આવી તેના દુશ્મનને અને નશીબને તાબે થવા દેજો. બાર કુમાર જો આવી તે રણસ્થળમાં આત્મજીવન ઉત્સર્ગ કરે તો હું ચિતોડમાં રહી શકીશ." દેવી ફરી અંતર્ધ્યાન થઇ ગઇ. આ પ્રમાણે અરિસિંહ અથવા ઉરસી જે રાણાનો પાટવી કુંવર હતો, તેથી તે પોતેજ પ્રથમ લડાઇમાં ગયો હતો અને ભીષણ વીરત્વ દાખવી મૃત્યુ લોકમાંથી ચાલ્યો ગયો. બીજો કુંવર અજયસિંહ, તે પણ મોટાભાઈનું અનુકરણ કરવા તૈયાર થયો, પરંતુ રાણાનો તેના ઉપર ઘણોજ સ્નેહ હતો, તેથી તેને રણક્ષેત્રમાં આગળ ધપવા દીધો નહીં. અજયસિંહે ઘણી કોશીશ કરી, પરંતુ પિતાના હુકમની ઉપેક્ષા કરી શકયો નહિ. તેણે પોતાના નાના ભાઇઓને દેવનિર્દેશ પાળવાને લઢાઇમાં જવાની અનુમતિ લાચારીથી આપી. તે પ્રમાણે દરેક કુંવરે સમરમાં અવતીર્ણ થઇને આત્મોત્સર્ગ અને સ્વદેશ પ્રેમિકતાનાં જીવંત ઉદાહરણ દેખાડીને ખુશીથી પોતાનું જીવન વિસર્જન કર્યું હતું. હવે માત્ર જીવતો રહ્યો એકજ પુત્ર-તે અજયસિંહ. તેને અને બાળકુંવર હમીરને કેલવાડે મોકલી દીધા. અજસિંહ પોતાના બાપની આજ્ઞા પાળવામાં બદ્ધ થઇ ચિતોડ છોડી ચાલ્યો ગયો. રાણાને હવે કંઇ ચિંતા નથી. પિતૃલોકને પિંડ આપવાને માટે ઉપર્યુક્ત પાત્ર જીવતો રહ્યો છે. બાપા રાવળનો વંશ અનંત વિનાશથી મુક્ત થયો.

લગાડવામાં આવી. વાયુ દેવતાએ તેમને સહાય કરી. હાય! સર્વ જતું રહ્યું! રૂપ, યૌવન, લાવણ્ય, ગૌરવ સર્વે સર્વસંહારક અગ્નિમાં ભસ્મીભૂત થઇ ગયું! રૂવાટાં ઉભાં થાય એવું ભીષણુ ઝહરવ્રત પુરૂં કરી રાણો રણાંગણમાં આવી જીવનોત્સર્ગ કરવાની તૈયારી કરવા લાગ્યો. રાજપૂતો કેશરીઆં વસ્ત્ર પહેરી હાથમાં નગ્ન તરવારો સહિત સિંહ ગર્જના કરતા 'એકલિંગજી કી જય' પોકારતા દરવાજા ખુલ્લા મૂકી મુસલમાનો પર તૂટી પડયા, અને એકેએક મરાયો, ત્યાં સુધી જંપ્યા નહી.

ખાલી ઉજડ ચિતોડ મુસલમાનોને હસ્તક ગયું. અલ્લાઉદીન આનંદીત ચહેરે કિલ્લામાં દાખલ થયો. પરંતુ જેને માટે પોતાના હજારો માણસોનો ભોગ આપ્યો, અને રાજપૂતોના વિના અપરાધે જીવ લીધા, તે પદ્મિનીતો કયારનીએ બળી ખાખ થઇ ગઈ હતી! અલ્લાઉદ્દીનની નિરાશાની હવે સીમા રહી નહિ. તેનું વેર લેવા સજીવપ્રાણી ન મળ્યું, ત્યારે નિર્જીવ વસ્તુ ઉપર વેર લેવા વિચાર કર્યો. હિંદુઓનાં દેવળો અને અસલી કારીગરીના નમુનારૂપ મકાનોનો નાશ કર્યો. જ્યારે એવી નિર્જીવ વસ્તુ પણ બાકી ન રહી, ત્યારે ઝારોરના રાવ માલદેવ, જે અલ્લાઉદ્દીનનો ખંડીઓ રાજા હતો, તેને ચિતોડનો સૂબો ઠરાવી, ચિતોડના ખંડિયરો ઉપર રાજ્ય ચલાવવા મુકી પોતે દિલ્હી ગયો. કહે છે કે આ ઝહરવ્રતમાં ૧૩,૦૦૦ રાજપૂત સ્ત્રીઓ પદ્મિની સાથે બળી મરી ગઈ હતી!!

---

## પ્રકરણ ૬ ઠું.

---

### રાણા હમીરની બાલ્યાવસ્થા.

રાણો હમીર, રાણા ભીમસિંહના જ્યેષ્ટ પુત્ર અરિસિંહનો પુત્ર હતો. અરિસિંહ ને ઉરસી પણ કહેતા. એક દિવસે ઉરસી દરબારના કેટલાક જુવાનીઆ સરદારો સાથે ઓન્ડવાના જંગલમાં જંગલી સુવરનો શિકાર કરવા ગયો હતો. સુવર નાઠું અને એક મકાઇના ખેતરમાં ભરાઈ ગયું. ખેતરમાંથી સુવરને કેમ કાઢવુ, તેની કોઇને ગમ પડે નહિ. છેવટે એ ખેતરની રખેવાળી કરનાર એક યુવાન બાળાએ એ કામ માથે લીધું. મકાઇનો એક લાંબો છોડ ઉપાડી, તેણે સુ-

વરને બે ચાર સપાટા લગાવી દીધા અને માળા ઉપર ચઢી ગઇ. સુવર નાઠું અને શિકારીઓ તરફ વળ્યું. કેટલાક એમ પણ કહે છે કે, એ જંગલી સુવરને તે બાળાએ પકડયું, અને ઘસડી લાવી શિકારીઓને સોંપી પોતાના કામે ચાલી ગઈ. ગમે તે હો પણ શિકારીઓ તાજુબ થયા અને એક બાળાની હિમ્મત જોઇ તેમને જરા શરમાવા જેવું થયું. એક બાળાની હિમ્મત આગળ, તેમની કસરત તથા શસ્ત્રવિદ્યા નકામી થઈ પડી ! થોડેક દૂર વહેતા વહેળા પાસે શિકારીઓએ પડાવ નાંખ્યો. ત્યાં રસોઇ પકાવી જમવા બેઠા. જમતાં જમતા પેલી બાળાની વાત નીકળી. તેની સૌંદર્યતા, હિમ્મત અને શક્તિ બાબત વાતો થાય છે એટલામાં તો હમમમમ કરતો એક માટીનો ગલોલો આવ્યો, ને ઉરસીના ઘોડાને વાગ્યો જેથી ઘોડાના પગને સખ્ત ઇજા થઇ. તપાસ કરતાં ગલોલો મારનાર પેલી રખેવાલણ બાળા જ જણાઇ ! તેણે જનાવરો ઉરાડતાં ફેંકેલો ગલોલો આટલે દૂર આવી ઘોડાને વાગ્યો હતો. એ વાતની રખવાલણને ખબર પડતાંજ પોતાના થએલા વાંક માટે માફી માગી. બીજે પ્રસંગે એજ કુંવર જતો હશે, ત્યારે એજ બાળા માથે દૂધનું માટલું મૂકીને અને બંને હાથમાં બે પાડાં લઇને જતી હતી. ઉરસીનાં સોબતીઓએ એ બાળાની મશ્કરી કરી, તેનું દૂધનું માટલું પડાવી નાંખવાનો વિચાર કરી, તે પૈકી એક જણ ઘોડો દોડાવતો સામો આવ્યો. બાળાએ જરાએ ન ગભરાતાં પોતાના હાથમાંનું એક પાડું ઘોડાના પગ સામે એવું તો જોરથી માર્યું કે ઘોડો ગભરાયો અને સ્વાર નીચે પટકાયો. હસવું કરતાં હાણ થઇ. ઉરસીએ ઘેર જઇ એ બાળા વિષે તપાસ કરાવી. તેને માલમ પડયું કે એ બાળા ચંદાવન જાતના એક ગરીબ ચોહાણ રજપૂતની દીકરી છે. ઉરસીએ તેના બાપને બોલાવી તેની દીકરીનું માગું કર્યું, પણ તે રજપૂતે ના પાડી. ઘેર જઇ ચોહાણે માગાની વાત પોતાની સ્ત્રીને કહી. ડાહી રજપૂતાણીએ તેને ઠપકો આપ્યો, ને માગું કબુલ કરવાનું કહી પાછો મોકલ્યો. ઉરસી, એ બહાદુર ચંદાવન રજપુતાણી સાથે પરણ્યો. તેનો કુંવર તે રાણો હમીર. સિંહણની કૂખે તો સિંહજ પાકે !

હમીર પોતાના કાકા અજેસિંહ સાથે અરવલ્લીના ડુંગરોની વચ્ચમાં અને શેરોનાલા નામની સૌથી મોટી ખીણના એક ઉંચામાં

ઉંચા ભાગમાં આવેલા કેલવાડામાં રહેતો હતો. અરવલ્લીના ડુંગરો મેવાડની પશ્ચિમ સરહદમાં આવેલા છે. રાજપૂત લોકોએ બાર સૈકા થયાં ત્યાં વસવાટ કર્યો છે. નિમકહલાલ નોકરોથી સુરક્ષિત હોવાથી અજયસિંહને ચિતોડ–મેવાડની પડતી સુધારવાની ઘણી આશા હતી. અજયસિંહને મુસલમાનો સિવાય બીજા પહાડી સરદારો સાથે પણ કજીઆ લડવાના હતા. એ સરદારોમાં મુંજો બલેચો મુખ્ય હતો. એકવાર તો તેણે અજયસિંહ ઉપર હુમલો કરી તેને ઘાયલ પણ કર્યો હતો. અજયસિંહને સજ્જનસિંહ અને અજીતસિંહ નામના બે પુત્રો ૧૭ ને ૧૫ વરસની ઉમરના હતા. પરંતુ તેઓ પોતે બાપને કંઇ ઉપયોગી થઈ પડતા નહિ અત્યાર સુધી હમીર મોશાળમાં રહેતો હતો, ત્યાંથી તેને અજયસિંહે પોતાની પાસે બોલાવી લીધો. બંને ભાઈ કરતાં હમીર નાનો હતો. તેણે મુંજા બલેચા સંબંધી હકીકત જાણી, ત્યારે બલેચાને મારી તેનું માથું કાકાના પગ આગળ લાવી આપવાનું પણ લીધું અને 'જીત પામીશ તો મોં બતાવીશ, નહિતો લઢાઇમાં મરણ પામીશ' કહી તે નીકળ્યો.

" ભાગ્યદેવી જેને પ્રસન્ન, તેનો બેડો પાર. "

થોડા દિવસમાં તો બલેચાનું માથું લાવી કાકાને ભેટ કર્યું, અને કહ્યું કે, " ઓળખો આ તમારા દુશ્મનનું માથું ! "

કાકાએ ઉઠી હમીરને છાતી સરસો ચાંપ્યો, અને તેને બરચીઓથી વધાવી લીધો, અને એજ બલેચાના માથાના લોહી વડે તિલક કરી રાજયનો વારસ બનાવ્યો.

અજયસિંહ મુઓ ત્યારે તેનો નાનો પુત્ર અજીતસિંહ મરી ગયો હતો. સજ્જનસિંહ હમીર સાથે રાજય સારૂ ટંટો કરત, પરંતુ તેને તો અગાઉથીજ દેશપાર કરવામાં હતો. સજ્જનસિંહ[1] દક્ષિણમાં ગયો. ત્યાં તેના વંશજો હિંદુ ધર્મના તારક થયા હતા. તેની બારમી પેઢીએ સિસોદીઆના નામને શોભાવે તેવો મરાઠી રાજયનો મૂળ પુરૂષ શિવાજી મહારાજ થયો.

મેવાડના રાણાઓની પડતી થવાથી આસપાસના રાજાઓ, તેમને પોતાના ઉપરી તરીકે માન આપતા બંધ પડયા હતા. હમીરે પોતાના પહાડી સોબતીઓનો જમાવ કર્યો. જે જે રાજાઓએ માન આપવું બંધ કર્યું હતું, તેમને તાબે કર્યા અને આસ-

---

૧ સજ્જનસિંહ, દુલીપજી, સીઓજી, ભોરાજી, દેવરાજ, ઉગરસેન, માહુલજી, ખેલુજી, જનકોજી, સંતોજી, શાહાજી, અને શિવાજી.

પાસના રાજાઓ ઉપર દાબ અને ઉપરીપણું બેસાડયું. હવે ચિતોડ કેમ પાછું લેવું એ બાબતના વિચારમાં હમીર રોકાયો. હમીરની પાસે આ વખતે પાંચ હજાર કરતાં વધારે માણસો ન હતાં. તેમણે ચિતોડની આસપાસનો મુસલમાની મુલક લુટી ઉજ્જડ કર્યો. મુસલમાનોને હેરાન હેરાન કર્યા. મુસલમાનો પોતાની રૈયતનું રક્ષણ કરી ન શકવાથી ત્યાંની રૈયત હમીરના તાબામાં આવી વસવા લાગી. અરવલ્લીના ડુંગરોની આડાઅવળી ખીણોમાં તેમનું રહેઠાણ હોવાથી મુસલમાનોને જીતવાને મુશ્કેલ થઈ પડતું. હમીરની ચઢતી અલ્લાઉદ્દીનથી ખમી ન શકાઈ. તે પંડે લશ્કર લઇને આવ્યો. ઈ. સ. ૧૩૧૧ અરવલ્લીનો પૂર્વ ભાગ જીતી લીધો, પણ તેથી હમીર ઉપર કંઇ અસર થઇ નહી. અલ્લાઉદ્દીન અરવલ્લીનો પૂર્વનો મુલક લેતો, ત્યારે હમીર અરવલ્લીન, દક્ષિણનો મુલક પાછો લેતો હતો. છેવટે વૃદ્ધ અલ્લાઉદ્દીન થાકયો, અને હમીરને તાબે કરવાનો હુકમ ચિતોડના સુબા માલદેવને મોકલી પોતે દિલ્હી ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ૭ સું.

---

### આ તે લગ્ન કે મશ્કરી !

એક ગોળ ફરતા ચક્ર ઉપર કોઇને બેસાડી, તે ચક્રને ગતિ આપી, થોડીવાર પછીથી તે ઉપર બેઠેલા મનુષ્યને નીચે ઉતારવાથી તેને તેની પગ નીચેની જમીન ફરતી લાગે છે અને પોતે હમણાં પડી જશે એવો ભય લાગે છે, ત્યારે નીચે બેસી જઇ ફેર મટી જાય ત્યાં સુધી આંખો જોરથી બંધ કરી દે છે. આંખમાં ફેર આવવા માંડે અને પેટમા દબદબા જેવું થવા માંડે છે, ત્યારે ચક્ર ઉપર બેઠા તે ખોટું કર્યું એમ તેને લાગે છે, પરંતુ ચક્ર ઉપર બેસતા પહેલાં અને ચક્રને ગતિ મળ્યા પછી થોડીવાર સુધી તો તેને ઘણી મઝા પડે છે. પગ નીચેની વસ્તુઓ પણ પોતાની સાથે કેવી સરસ ફરે છે, એ વિચાર તેના મનમાં આવવાથી તેને આનંદ થાય છે. એટલામાં તો તે ચક્રને ચાલુ ગતિ મળવાથી તેના મસ્તક અને પેટની અંતર્વ્યવસ્થાને પણ ગતિ મળે છે ત્યારે થોડીવાર ઉપર ઉપજેલો તેનો આનંદ નષ્ટ થઇ જાય છે. પિત્ત પ્રકૃતિના માણસને તો ફેર ઘણો ત્રાસ આપે છે ખરો,

પરંતુ દરેક પ્રકૃતિવાળાને તેનાથી થોડો ઘણો તો ત્રાસ થાય છેજ. ચકડોળ કે ચિચોડા ઉપર બેસનારને તેનો અનુભવ હશેજ. સંકટમાં ખાસ ઉડી પડી સાહસિક કૃત્યો કરનારા વીર પુરૂષોની અને ફરતા ચક્ર ઉપર બેસી આનંદ લુંટનારા મનુષ્યની લગભગ સરખીજ સ્થિતિ હોય છે. એક ચક્ર ઉપર બેસે છે, અને બીજો સંકટરૂપી ચક્ર ઉપર ચઢે છે. એકના ચક્રને ગતિ મળે છે, તો બીજાની સંકટ સ્થિતિ ગર ગર ફરવાજ લાગે છે. પહેલાને ફેર આવે છે, તો બીજાને સંકટ પર સંકટ આવી પડી ઘોટાળા સરખું લાગે છે. એકને ચક્ર ઉપરથી ઉતારી લેવા છતાં બધું ફરતું જણાય છે, તો બીજાને સંકટોરૂપી સાંકળમાંથી નીકળવાનો માર્ગ મળ્યા છતાં ચેન પડતું નથી. અમારા નાયકની અત્યારે આવીજ સ્થિતિ થઇ હતી. ચિતોડગઢ આવ્યા પછી જે સંકટો-રૂપી ચક્રના ફરવાની શરૂઆત થઇ હતી, તેનું ભુલૈયાંના આખરના શબ્દોએ નિવારણ કર્યું, પરંતુ તેનો વેગ મનની અંદર હજુ ઘોળાયાં કરતો હતો. ભુલૈયાંના ગયા પછી પણ રાણાજીને સર્વ વસ્તુ અતિશય વેગથી ફરતી હોય તેમ લાગતું હતું.

ચૌદમા સૈકાની શરૂઆતમાં, ચિતોડના જોહાર પછી અલ્લા-ઉદ્દીન ખીલજીએ પાપી માલદેવની ઇચ્છાથી ચિતોડગઢની રક્ષા કરી હતી. ચિતોડ મુસલમાનોના હસ્તક ગયા પછી બાપ્પા રાવળના વંશજને દુર્દૈવે કરીને જંગલમાં નાસી જવું પડયું હતું. આ વંશજ એટલે રાણા હમીરના કાકા અજયસિંહ. જોહારના સમયે રાણા ભીમસિંહે પોતાનો નિર્વંશ ન થાય, તે માટે અજય-સિંહને અને પોતાના પૌત્ર બાળ હમીરને અરવલ્લી પર્વતના એક ખુણામાં આવેલા કેલવાડા નામના ભીલ્લ રાજમાં મોકલી દીધા હતા. ચિતોડનો ખરો વારસ, રાણા હમીરનો બાપ ઉરસિંહ હતો, પરંતુ તે તો લઢાઇમાં મરાવાથી રાણા ભીમસિંહે પોતાના નાના પુત્રને કેળવાડામાં ગાદી ઉપર બેસાડયો, અને તારા પછી તું હમીરને ગાદી સોંપજે એવી આજ્ઞા કરી પોતે કેસરીયાં કીધાં. અજયસિંહે પણ પોતાની પાછળ હમીર ગાદીએ આવે તેવી ગોઠ-વણ કરી હતી, પરંતુ એ સઘળું કેળવાડામાંજ થયું. અજયસિંહે ઘણો પ્રયત્ન કર્યો, પણ ચિતોડ તેના હસ્તગત થયું નહીં. અલ્લાઉદ્દીને પોતાના તરફથી, પોતાના કુંવર ખીજરખાનની દેખરેખ નીચે માલદેવ નામના એક રાજપૂતને ચિતોડની ગાદી સોંપી હતી.

મીર ઉમરે આવ્યો ત્યારે, તેના મનમાં ચિતોડ ખુંચી રહ્યું. પ્રાણ જાય તો ભલે જાય, પણ ચિતોડ એકવાર ફરી હસ્તગત કરવાની તેણે પ્રતિજ્ઞા કરી. બચપણથી તે હિમ્મતવાન, શૂર અને સાહસિક હતો, તે પ્રમાણે તે વિચારશીલ અને રાજનીતીજ્ઞ પણ હતો. ચિતોડ હસ્તગત કરવાની પ્રતિજ્ઞા સાથેજ તેણે તે કાર્યમાં જીવ ઘાલ્યો. પોતાની સમશેરનું બળ આડકત્રી રીતે રીતે માલદેવના જાણવામાં આવે અને તેથી તેને ભય ઉત્પન્ન થઇ સલાહ કરવા ઇચ્છે એવા પ્રયત્નો કરવા માંડયા. અજયસિંહ આ સમયે કેલવાડામાં ન હતા, પણ હમીરે તો કાકાની ગેરહાજરીમાં શૌર્યથી અને રાજનીતિ કુશળતાથી પોતેજ તે પ્રદેશનો રાજા બની સર્વ ભીલ્લ લોકોને મેળવી લીધા. કેળવાડામાં અન્ન અને ઘાસ ચારાનો પુષ્કળ સંગ્રહ કરેલો[1] હોવાથી તેને ફોજ એકઠી કરી વધારવામાં કોઇ પણ પ્રકારની અડચણ આવી નહીં.

રાણો હમીર આ પ્રમાણે કેળવાડામાં સ્થીર થયો. મુસલમાનોનું જોર અને ત્રાસ વધતો જતો હોવાથી રાજસ્થાનમાંના નાના મોટા સરદારો—ઠાકોરો વગેરે અતિશય ત્રાસથી ઘણા કકળી ઉઠયા હતા. કોઇ આપણા પૈકી બળવાન પુરૂષ નાયક બની વધતા જતા શત્રુને સાશન કરી શકે, તેવો તેઓ શોધતા હતા. હમીરનું શૌર્ય, હીમત અને ધૈર્ય, જોઇ સઘળાઓનુ લક્ષ તેના ઉપર ગયું હતુ. સર્વે તેની સાથે મળી ગયા. આમ એક નાની ઉંમરનો ઉછરતો યુવાન રાજપુતોનો આગેવાન—નાયક થયો ! આ સઘળું ઘણીજ શાન્તતાથી અને ગુપચુપ થયું, છતાં માલદેવને તેની ગંધ આવી હતી. વગર મહેનતે હાથમાં આવેલા ચિતોડ રાજયનો તેના ખરા વારસને આ પ્રકારે ચઢતો જોઇ, માલદેવને ભય પેદા થયો. ખીજરખાન તો દીલ્લીમાં જ રહેતો હોવાથી રાજયનો અને ગાદીનો પોતેજ માલીક હતો, તેથી રખેને મારે આ ગાદી છોડવી પડે, એવી માલદેવને ચિંતા થતી હતી. જે પ્રમાણે હમીર, માલદેવ સાથે એકદમ વગર નિમિતે ખુલ્લી

---

**૧. धान्यानां संग्रहो राजन्नुत्तमः सर्व संग्रहात् ।**
**निक्षिप्तं हि मुखे रत्नं न कुर्यात्प्राण धारयम् ॥**

સઘળા સંગ્રહમાં ધાન્યનો સંગ્રહ ઉત્તમ છે, કેમકે મુખમાં રત્ન નાંખવાથી પ્રાણની રક્ષા થતી નથી.

રીતે લઢવાને ડરતો હતો, તેજ પ્રમાણે માલદેવ પણ તેની સામે થવાને ડરતો હોવાથો, તેણે હમીરનો કપટથી નાશ કરવાનો વિચાર કર્યો.

હમીરની સર્વ તૈયારીઓ થઇ ચુકી હતી. પોતાનો આગેવાન –સરદાર–નાયક કહેનારા સર્વ રાજપૂત સરદાર અને ઠાકોરોએ સમય આવે મદદ કરવા વચન આપ્યું હતું. માલદેવ ઉપર કયાંથી અને કયારે તલપ મારવી એ વિચારમાંજ હમીર હતો, તેવામાં "હું આપની સાથે મારી કુંવરીનું લગ્ન કરવા ઇચ્છું છું, તેથી આપે અત્રે પધારવા તસ્દી લેવી" એવો પત્ર આવ્યો. રાણાજીને કોઇ પણ પ્રકારનું નિમિત્ત જોઇતુંજ હતું, તેવામાં આ આયતો પ્રસંગ આવી મળ્યો. તેના મિત્રો અને સલાહકારોએ આ વિવાહ મસલતમાં કાંઇ પણ કપટ છે એમ જણાવ્યું. રાજપૂતોમાં વિવાહ સંબંધમાં ખાસ રીવાજ એવો છે કે દીકરી ઉપવર થવાના સમયે જે તરૂણ રાજપૂતને તે દીકરી અર્પણ કરવાની ઇચ્છા હોય તેને ત્યાં, દીકરીના બાપ તરફથી પોતાના ગોર–ઉપાધ્યાયને નાળીએર આપી પોતાની દીકરીને સ્વીકારવાની વિનંતી કરવા મોકલવામાં આવે છે. તેવું માલદેવે ન કરતાં, એક મોઘમ પત્રજ મોકલ્યો. તેથી તેણે આપણું અપમાન કર્યું છે એમ હમીરના સલાહકારોને લાગવાથી તેમણે માલદેવની આ ઉધ્ધત વિનંતી ન સ્વીકારવાનો આગ્રહ કર્યો. પરંતુ રાજનીતિ કુશળ હમીર આ પ્રસંગને–આ સમયને ફકત પોકળ માનાપમાનની ખાતર જવા દે તેવો ન હતો. "પ્રસંગ મળે માલદેવ ઉપર તલપ મારવા આપણે તૈયાર તો છીએ, તો જયારે તેણે અપમાન કરવાનો પ્રયત્ન કર્યો છે, ત્યારે તેનું પ્રાયશ્ચિત આપણે તેને ખુશીથી આપવું જોઇએ. પરંતુ હાલ તો આપણને તે પોતેજ પોતાના ઘેર તેડે છે, તો તેનો લાભ લેવો એજ ઠીક છે. કદાચ ધારો કે કપટથી આપણને તેણે બોલાવેલા હશે તો, આપણું દૈવ આપણનેજ અનુકુળ થઇ પડી તેને જ તેની કપટ જાળમાં[1] ફસાવી, આપણે આપણું ચિતોડનું રાજય

---

૧. **कौर्म संकोचमास्थाय प्रहारमपि मर्षयेत् ।**
**प्राप्तकाले तु नीतिज्ञ उत्तिष्ठेत्क्रूर सर्पवत् ॥**

કૌર્મ જેમ પોતાના શરીરમાં મસ્તક, પગ વગેરે અંગો છુપાવી રાખે છે, તેમ નીતિ જાણનાર (રાજા) એ અનુકુળ પ્રસંગ મળે ત્યાં સુધી શત્રુના અનંત અત્યાચારો સહન કરી ક્રોધને મનમાં દાબી રાખવો. પછી સમય આવે ભયંકર સર્પની માફક પોતાનો ક્રોધ પ્રકટ કરી પોતાનું વેર લેવું.

તાબે કરી શકીશું." એવો વિચાર કરી હમીરે માલદેવની દીકરી સ્વીકારવાને કબુલ કર્યું, અને ઠેરવેલી તિથિએ ચુંટી કાઢેલા પાંચસો માણસો સાથે ચિતોડગઢ તરફ રવાના થયો.

સંધ્યા કાળનો સમય થયો છે. રાત્રિદેવી પોતાનું સામ્રાજ્ય સ્થાપવા યત્ન કરી રહ્યાં છે, તે સમયે રાણો હમીર ચિતોડગઢ આવી પહોંચ્યો, અને પર્વતની તળેટી પાસેના ગામમાં મુકામ કરી ગઢ ઉપર ખબર મોકલી. સ્વાગત માટે રણવીર, અને વનવીર એ ભાઇઓ–માલદેવ રાજાના પુત્રો આવ્યા, અને તેમને ઉપર લઇ ગયા. ગઢ ઉપર લગ્નના પ્રસંગાનુસાર શોભે તેવાં કોઇ પણ પ્રકારનાં ચિહ્નો દેખાયાં નહિ. ન મળે દીવા કે રોશની. ન કોઇ જગાપર તોરણ કે મંડપ. મંગલવાદ્યનું નામજ નહોતું. જ્યાં ત્યાં સામસૂમ. આવું જોઇ હમીરના સાથીઓ કહેવા લાગ્યા, "મહારાજ ! આપ શું જોઇ રહ્યા છો ? અહીં તો લગ્ન સંબંધી કાંઇ પણ તૈયારી દેખાતી નથી. તેમજ વિવાહનું નામ નિશાન સુદ્ધાં જણાતું નથી. આમાં માલદેવનું કંઇ કપટ દેખાય છે, માટે આપણે આવ્યા તેવા પાછા ચાલો, અને માલદેવની સાથે લઢાઇ કરવાનું કાંઈ પણ કારણ શોધતા હતા, તો આ અપમાનનું કારણ જણાવી તેના ઉપર સ્વારી કરી, તેના કપટનું ફળ તેને આપો." હમીરે તેમના કથન ઉપર ધ્યાન આપ્યું નહી. તેને માલદેવનાં કૃત્યો જોવાની વધુ ઇચ્છા થઇ અને લગ્નની અનુમતિ આપી. તે રાત્રિએ વગર ધામધુમે રાતના દશેક વાગતાં કોઇ પણ જાતના વાદ્ય કે મંગળ ગીત વગર વધુનો હાથ વરના હાથમાં મુકાયો.

હવે સૌ ખુલ્લી રીતે હમીરને ઠપકો દેવા લાગ્યા કે, "આતે લગ્ન કે મશ્કરી?" રાણાએ જવાબમાં માત્ર જણાવ્યું કે–"अजा सिंहप्रसादेन वने चरति निर्भयम् ।" પરંતુ શિશુપાલના સૌ અપરાધ પુરા થવા પામ્યા ન હતા."



# પ્રકરણ ૮ મું.

## ચંડાળ! તારા ધણીનું ખૂન તુંજ કરનાર છે કે?

નાટકનો પ્રથમ અંક ખલાસ થયો. નવા પ્રવેશ માટે ડ્રેસ અને સરસામાનની ગોઠવણ કરવા માટે જેમ નાટકમાં અંકે અંકે થોડો વિસામો લેવાય છે, તેવો વિસામો થોડીવાર લેવામાં આવ્યો.

ભુલૈયાં જતી રહી. ખુલ્લા દ્વાર તરફ રાણાજી શુન્ય દ્રષ્ટિથી જોતા કેટલીકવાર સુધી પલંગ ઉપર નવિન પ્રવેશની આકાંક્ષામાં બેસી રહ્યા. ભુલૈયાંએ તેમની નવીન પત્નિના સંબંધમાં જે કહેલું, તે તેમને ખોટું ભાસતું ન હતું. તેના કહેવા ઉપરથી તો ગઢ ઉપર ચાલી રહેલા સર્વ પ્રકારનો ભેદ ઉઘાડો સમજાઇ ગયો. ભુલૈયાંનું કથન, માલદેવ અને ભુલૈયાંના સાશંક વર્તનની એક જાતની કુંચી હોય તેમ જણાયું. રાણાજીના મનમાં કંઇક ગભરામણ થઇ. તેમને પલંગ, ઓરડો અને તેમાંનો સર્વ સામાન ફરતો જણાયો. થોડીવાર સુધી તો તેઓ મૂઢની માફક બેસી રહ્યા. વિચાર ઉપર વિચાર આવવા લાગ્યા. કોઇ પણ પ્રકારનો નિશ્ચય થઈ શક્યો નહી. દ્વારરૂપી પડદા તરફ જોયું, તો ત્યાં કોઇનો પણ પ્રવેશ થતો જણાયો નહિ, પરંતુ અંતઃચક્ષુ આગળ માલદેવ, ભુલૈયાં, હરદેવ દેખાય, તો વળી પેલો પત્ર આપનારી દાસી ફરતી જણાય અને અદ્રશ્ય થઈ જાય. જાણે તેમના ઉપર કોઇએ નજરબંધી કરી ન હોય! ઘણીવાર થઇ. કોઇ રાણાજી પાસે આવ્યું નહી, મહેલમાં તે એકલાજ હતા. કમરપુર ઉંચી પીતળની દીવીમાં દીવો બળતો હતો. જેમ જેમ વખત જતો ગયો, તેમ તેમ એકાંત તેમને દુઃસહ લાગ્યું. ભુલૈયાંના કથનની ગુણ ગુણ તેમના મગજમાં થવા લાગી. તેજ વિચાર. તેજ ભુલૈયાં જાણે ફરી ફરીને તેનું તેજ કહે છે, તેમ ભાસવા લાગ્યું. એક ઉંડો નિસાસો નાંખ્યો, અને પલંગ ઉપરથી ઉઠયા. બે હાથે આંખો ચોળી–ફરી ચોળી અને દીવા સામું જોયું. દીવાને મોગરો આવ્યો હોવાથી તેજ જરા નરમ પડયું હતું. મોં ઉપર હાથ ફેરવવાથી અને નિશ્વાસ નાંખ્યાથી તેમના મનને કંઇક ધીરજ આવી. જાદુઇ દોર ઘટી ગએલો જણાયો. દીવાનો મોગરો પાડી, દીવેટ

સંકોરી, તેને સતેજ કર્યો. મહેલના ઓરડામાં આમ તેમ આંટા મારવા લાગ્યા. મનને કંઇક વિશ્રાંતિ મળી. પોતાનાં કપડાં આમ તેમ ખેંચી ઠીકઠાક કર્યાં–કંઇક ખંખેર્યાં. છાતી ઉપરથી મોટો પત્થર દૂર થએલો જણાયો. "સાંભળ્યું કે માલદેવની કન્યા વિધવા હતી ! અને તેનું મેં પાણીગ્રહણ કર્યું ! મારા સલાહકારો અને સાથીઓના જાણવામાં આ વાત આવશે તો ! મારી કેટલી ફજેતી ! અરે માલદેવ ! તારો અપરાધ આટલો ભયંકર હશે, એવું મને લાગતું ન હતું. એકાદ તોફાની છોકરો, સિંહને ગરીબ છે, સુતેલો છે, માણુસાઉ ( માણુસમાં ભળી ગયેલો ) છે સમજી તેની યાળમાં હાથ ઘાલી વારંવાર ખેંચી જુવે છે, તેવીજ તારી ચેષ્ટાની શરૂઆત છે એમ મને લાગતું હતું. પણ ઓ દુષ્ટ ! જેમ જેમ તારૂં વર્ત્તન સહન કરતો ગયો, તેમ તેમ તું મારા ગળામાં ફાંસો નાંખવા ઇચ્છે છે કેમ ? અને તે ફાંસો ખેંચી સખ્ત કરવાનું કામ પણ કોના હાથથી ? તારી રાખેલીના હાથથી ? એક અબળાનાજ હાથથી ?" આ છેલ્લા શબ્દો ઉચ્ચારતાં તો, તેમની નજર આગળ ભુલૈયાં, તેનું સંભાપણ, તે સમયની તેની મુખ મુદ્રા, તેણે કરેલો આવિર્ભાવ એ સર્વ ખડાં થયાં. એ સઘળાં એમ જણાવવા લાગ્યાં કે, ભુલૈયાંની યોગ્યતા ઘણી મોટી છે. ભુલૈયાં જાતની નીચ નથી. ભુલૈયાંએ કહેલી સર્વ વાતો ખરીજ હોવી જોઇએ. તેને તેના વર્તનનો ખરેખરો પશ્ચાતાપ થયો, એમાં કંઇપણ શંકા નથી. વળી દ્વાર તરફ જોઈ બોલ્યા, 'જા ભુલૈયાં, તારા પશ્ચાતાપથી તારૂં કલ્યાણ થાઓ. અને પ્રતિજ્ઞા કર્યા પ્રમાણે તું સાક્ષાત્ પ્રભુ સ્વરૂપી થાઓ. ! ભુલૈયાં ! શરૂઆતમાં તો તને મારી માતાની ઉપમા આપવામાં મારૂં મન કચવાતું હતું, પણ હવે લાગે છે કે તું તે ઉપમાને લાયક છેજ. જા, ભુલૈયાં ! જા. પ્રભુ કરે ને મારી કલ્પના ખોટી ન પડે ! " છેલ્લા શબ્દો નિકળતાંજ તેમનું મન અતિ પ્રસન્ન થયું. ભુલૈયાંનું ઉજવળ સ્વરૂપ આ સમયે ફરીથી તેમના અંતઃચક્ષુ સમક્ષ ખડું થયું હશે કે કેમ, તેની પ્રભુને ખબર.

રાણાજી આમ તેમ ફરવા લાગ્યા. " મારા આ લગ્નને લગ્ન કહી શકાય ! આ વિધવા નવવધુને મારી વિવાહીત પત્ની કહી શકું ? મારા નામની સાથે વિધવા શબ્દની પણ મશ્કરી ન થાય ? નહી, નહી, થઇ એટલીજ ફજેતી બસ છે. " થોભ્યા. વળી કંઇ

વિચાર આવ્યો, 'નહિ, પણ—સઘળાંની પરીક્ષા લીધી, તેવી મારી આ કહેવાતી પત્નીની પણ પરિક્ષા મારે લેવીજ જોઇએ. કદાચ મારો પ્રાણ લેવા હીરાકણી પ્રમાણે મારી પત્નીનો ઉપયોગ માલદેવે કર્યો હોય તો? કદાચ તે પોતાના સદ્વર્તને કરીને મને સુખકર્તા થઈ પડે તો!! કોણ જાણે? માટે આજે પ્રથમ ભેટનો પ્રસંગ મળે તો તે છોડીતો નજ દેવો. આપણે ચેતતા રહેવું એજ ઠીક છે." વળી અચકયા. દ્વાર તરફ જોઇ બોલ્યા, ' મને નવાઇ લાગે છે કે હજુ સુધી કેમ કોઇ આ તરફ આવતું નથી? ભુલૈંયાં, પોતાના કાર્યમાં ફત્તેહ પામે છે કે કેમ તેની રાહ, કદાચ જોવાતી પણ હોય. ઠીક, ખેવફુકો!" એટલામાંજ દ્વારમાં વનવીર દેખાયો "હજુ સુધી આપ અહીંઆંજ છો?" આશ્ચર્ય ચકિત થતો હોય તેવા ભાવથી બોલ્યો. રાણાજી મનમાં હસતાં હસતાં બોલ્યા, 'મુર્ખાઓ! તમને સર્વને ભુલૈંયાંએ ફસાવ્યાં.' પછી મોટેથી બોલ્યા, "ત્યારે હું કયાં જવાનો હતો? જમાઇને દેવતુલ્ય માનવો, એવું શાસ્ત્રમાં કહેલું છે, એટલે દેવોની જેમ આપણે ઇચ્છીએ તેવી રીતે પૂજા કરી શકાય છે, અને દેવ પણ થએલી પૂજાથી પ્રસન્ન થઈ, પોતાના ભક્તને જોઇએ તે આપે છે. તે પ્રમાણે શ્વસુરગૃહમાં અમારી સ્થિતિ. તમે જેવી પૂજા કરો, તેવી અમારે માન્ય કરવી પડે. જયાં જેમ બેસાડો તેમ ત્યાં બેસી રહેવાનું, અને જે નૈવેદ્ય આપો તે ગ્રહણ કરવાનું." રાણાજી આ સઘળું જોકે હસતાં હસતાં બોલતા હતા, પરંતુ તે હસવામાં છુપો ક્રોધ અને તિરસ્કાર ભરાઇ રહેલો હતો. વનવીરના સમજવામાં તે આવ્યું હશે, તોપણ તે દુર્લક્ષ્ય કરી બોલ્યો, "સુવાનો સમય થયો હોય તો શેજગૃહ તૈયાર છે."

"બહુ સારૂં. હવે તો એજ જોઇએ છે." બોલતા રાણાજી તેની પાછળ ચાલ્યા. "ગાઢ નિદ્રા આવે એવી વ્યવસ્થા કરી છે ને?" ચાલતાં ચાલતાં રાણાજી બોલ્યા.

વનવીર જરા થોભ્યો. તેણે પાછું વળી તીક્ષ્ણ દૃષ્ટીથી રાણા તરફ જોઇ કહ્યું, "એટલે?"

"કાંઇ નહિ. એતો સેહેજ મશ્કરી." રાણાજીએ જવાબ વાળ્યો.

બંને ભુલૈંયાંના મેહેલમાંથી બહાર આવ્યા. રાણાજી બારીક દૃષ્ટિથી આજુબાજુ જોતા જોતા ચાલતા હતા. આપણી રક્ષણકર્ત્રી હર પ્રયત્ને તરવાર આપણને લાવી આપશે, એવી પૂર્ણ ખાત્રી

હતી, પરંતુ બાગના દરવાજા સુધી કોઇ પણ જણાયું નહિ. દરવાજા બહાર નીકળતાંજ રસ્તા ઉપર હરદેવને ઉભેલો જોઈ તેમને ઘણોજ આનંદ થયો. વનવીર આગળ ચાલી જવાથી બંનેને વાત કરવાનો લાગ મળ્યો. રાણાજીએ પૂછ્યું, "તરવાર ?"

"મહેલમાં પહોચાડી છે."

"મહેલમાં ? હવે મને કેમ મળશે ?

"એટલે ?" હરદેવે સાશંક થઇ પૂછ્યું.

"માલદેવ અને તેના સાથીઓને કેળવાડાનું પાણી બતાવવાનો પ્રસંગ જલદી આવશે એમ લાગે છે. સૌ તૈયાર રહેજો. પેલા મહેલમાંથી સીટી સંભળાય કે તમારી તરવારો ખુલ્લી કરવી. બસ. એથી વધુ કાંઇ નહિ." રાણાજી વનવીરને ઉતાવળે જઇ મળ્યા.

હરદેવને તો તેટલુંજ હતું. તેનો ચહેરો પ્રફુલ્લિત થએલો જણાયો, તે ત્યાંથી એકદમ જઇ પોતાના સાથીઓમાં ભળી ગયો.

રાણાજી સારૂ મુદ્દામ તૈયાર કરેલા શયનગૃહ પાસે બંને આવી પહોંચ્યા. રાણાજી અંદર ગયા. મનને ખુશ કરે તેવી, સર્વ પ્રકારની શૃંગારીક સામગ્રી ત્યાં તૈયાર હતી, "જુઓ, કંઇ બાકી છે ?" વનવીરે હસતાં હસતાં રાણા સામું જોઇ કહ્યું.

"એક ચીજ માત્ર કમી દેખાય છે. મારા નોકરે મારી સમશેર અહીં મોકલી છે, તે કાંઇ દેખાતી નથી." રાણાજીએ હસતાં હસતાં કહ્યું.

"હઃ હઃ ! નિદાન આજની રાત્રિ તો પોતાની શોકય પોતાના પોતાના પતિની નજીક હોય, એ અમારી બેનને પ્રસંદ પડનાર નથી." હરદેવે હસતાં હસતાં કહ્યું.

"રાજપુત સ્ત્રીએ પોતાના પતીની તરવારને શોકય ગણવી, એ ઠીક કહેવાય ? હું તો આજ સુધી એમ સમજતો હતો કે, જે રાજપૂતને તરવાર વધુ પસંદ હોય છે, તેની પત્ની તેના ઉપર ઘણોજ પ્રેમ રાખે છે." રાણાએ પ્રત્યુત્તર આપ્યો. કેમકે—

"સિંહમૂછ, ભોરિંગમણિ, કરપી ધન, સતી નાર;
જીવ ગયે પર કર ચઢે, ત્યમ ક્ષત્રિ તરવાર."

વનવીર કાંઈ ન બોલતાં ત્યાંથી ચાલી ગયો. તેના ગયા પછી રાણાજીએ મહેલની તપાસ કરવી શરૂ કરી. મહેલમાં આવવા જવાના દરવાજા કેટલા ને કયાં કયાં છે ? આ બનાવેલું તખ્ત પોકળ છે કે

કેમ ? પલંગમાં કંઈ યાંત્રિક રચના છે કે કેમ ? બારણાં સખ્ત છે કે કેમ ? એ સર્વ નિહાળી નિહાળીને જોયું. મહેલમાં દાખલ થવાને ફક્ત એકજ દ્વાર હતું. બારણાં ચંદનના લાકડાનાં અને નાજુક હતાં, અને વાસવાને સાંકળ બહારની બાજુએ હતી. અંદરની બાજુ કંઈ સાધન ન હતું. બારણાં ઉપર ટીચકી મારી રાણાજી બોલ્યા, 'ગરીબ બિચારાં દ્વાર ! મારી લાતો ખાવાનો પ્રસંગ તમારે આવશે કે શું ? હર ! હર ! નવ વધૂની પ્રથમ ભેટ–સમાગમ એટલે જીંદગીમાં એક મહત્વનો અને અત્યાનંદનો પ્રસંગ ! બારણાંઓ ! મારી આ વિટંબના જોઇ તમને કંઈ દયા નથી આવતી ? પ્રથમ સમાગમ સમયે શૈજગૃહમાં આવનાર તરૂણને કેટલો આનંદ, અને મારી આજે આવી કેવી સાશંક સ્થિતિ ? હસવું કે રડવું એ કંઇજ સમજાતું નથી. હશે, જે થાય તે સારા જ માટે. હવે ફક્ત રાણી સાહેબની પરીક્ષા પુરી થઇ કે આપણો આ ગાડરાનો અવતાર દૂર કરવાનો–" એટલામાં કોઇનો પગરવ સંભળાયો. રાણાજી મહેલની અંદર ચાલી ગયા. પલંગ પાસે જઈ બબડયા, " બસ; એમજ કરવું. ઉંઘી ગયાનો ઢોંગ કરી પડી રહેવું. રાણી સાહેબ આવી શું કરે છે તે જોવું. વીરમતી ! તારા નામ પ્રમાણે તું રત્ન હોઇશ, પરંતુ આજે તારા દુષ્ટ પિતાને લીધે તારા માટે મારૂં મન સાશંક થયું છે. તું વિધવા હશે, પરંતુ ખરી રજપૂતાણી હશે તો હું તને ખુશીથી–ઘણા આનંદથી સ્વીકારીશ–ગમે તેવી ફજેતી થશે તો તે હું સહન કરીશ. ઇશ્વર કરે ને તું એક અમુલ્ય રત્ન–બાપ્પા રાવળના વંશજને વિસ્તારવાને યોગ્ય નિવડો ! એમ થવાથી તું મને મારી સમશેર–તારી સપત્ની જેટલીજ વહાલી થઇશ." એમ બોલી પલંગ ઉપર સુવા જતા હતા, એટલામાં વળી કંઇ શંકા આવી. " પલંગ ઉપરનું બિછાનું તો વિષારી નથી ? " બિછાનાનો વાસ લીધો તો અત્તરનો વાસ આવ્યો. વળી સઘળું બિછાનું તપાસ્યું. " હમીર, તું દુર્દૈવી તો ખરોજ ! તારૂં મન કેટલુ શંકાશીલ રહે છે ? ખરા રાજપૂતને આવું કાંઇ શોભે કે ? માણસનું મન હમેશાં શંકાશીલ રહે છે, એવું મારાં પૂજ્ય માતા નાનપણમાં હમેશાં કહેતાં ! હું ખરેખર બીકણ થઇ ગયો ? શૂરવીર ક્ષત્રાણીને પેટે હું આવો બીકણ કયાંથી અવતર્યો ? અરે ! તેમ નહી. એ તો એજ...થાય તેવું થવું જોઇએ. નીચ સાથે નીચ થવું એજ

ઠીક છે. ” કહી પલંગપર પડયા અને મોં ઉપર શેલું નાંખી ઉંઘી ગયાનો ડોળ કરી પડી રહ્યા. એટલામાં તો રાજપૂતોમાં રિવાજ મુજબ લાજ માટે પહેરેલા વસ્ત્રથીજ મોં ઢાંકી અલંકાર ભૂષિત વીરમતી હાથમાં એક પુષ્પમાળા લઇ આવી પહોંચી. રાણાજી શેલામાંથીજ તેમની હીલચાલ જોવા લાગ્યા. પોતાની પત્ની સુશીલા છે કે દુઃશીલા, તે જાણવા પોતે કેટલા બધા ઉત્સુક હતા ! મનુષ્યની જીંદગીમાં આ એક બારીક પ્રસંગ છે. પોતાના પ્રીય જનની અત્યવસ્થ સ્થિતિ પ્રસંગે થતી પોતાનાજ મનની સ્થિતિ, અથવા યુદ્ધ સમયે જયાપજય વિષયમાં ચિંતાતુર સૈનાધિપતિના મનની સ્થિતિ એ બંને સ્થિતિ, પોતાની સ્ત્રીના વર્તન સંબંધી શંકાશીલ થએલા પતિના મનની સ્થિતિ કરતાં ઘણીજ ઉત્તમ હોય છે.

વીરમતી અંદર આવી. ધીમેથી દ્વાર બંધ કર્યું. પલંગ પાસે આવી. ઉંઘનો ઢોંગ કરી પડેલા રાણાજી તરફ જોતી ઘણી વાર ઉભી રહી. કેવો ચમત્કાર ? પરંતુ વીરમતી પોતાનું મુખ ઉઘાડતી નથી તેનું શું કારણ ? રાજપૂતોમાં એવો રિવાજ છે કે, પ્રથમ સમાગમના દીવસે વધુ મુખ ઢાંકીનેજ પતિ પાસે આવે છે. પતિ કાંઈ સુવર્ણાદિ આપી તેના મુખદર્શન માટે પ્રેમ યાચના કરે છે. એજ રિવાજાનુસાર વીરમતી પણ તત્ર આવી હતી. પરંતુ અત્રે તો ઉલટોજ પ્રકાર દેખાયો. રાણાજી ઉંઘી ગએલા ! વીરમતીનો શ્વાસોશ્વાસ પ્રથમથીજ જોરમાં ચાલતો હતો, તેમાં રાણાજીને ઉંઘતા જોઇ તેણે એક દીર્ઘ નિશ્વાસ નાંખ્યો. એ નિશ્વાસ નિરાશાનો કે દુઃખનો પોતે આવી છે, તે જણાવવા વીરમતીએ ખુંખારો કર્યો. બિચારી વીરમતી ! ઉંઘતો બોલે પણ જાગતો ન બોલે કે ન હાલે ! ફરીને સ્તબ્ધ ઉભી રહી ! નવવધુ પ્રથમ દીવસેજ પોતાના પતીને સ્પર્શ કરવા હિંમત પણ શી રીતે ધરે ! રાણાજીને તેની આવી સ્થિતિ જોઈ કાંઈક દયા ઉપજી. તે ઢોંગ છોડી દેવાના વિચારમાંજ હતા એટલામાં દ્વાર ઉપર કંઇ નિશાનીની ટીચકી સંભળાઈ. હવે પુરેપુરો સોંગ ભજવવા વિચાર નક્કી કર્યો. વીરમતી આ ટચકી સાંભળી અચકી. તે દ્વાર પાસે ગઇ. દ્વાર ઉઘાડયાં. રાણાજી સઘળું જોતાજ હતા. અર્ધ ખુલેલા બારણામાંથી ઉઘાડી તરવારવાળો હાથ દેખાયો ! તે જોઇ રાણાજી પણ ડચકયા ! થોડીવાર ઉપર આવેલી દયાએ ક્રોધનું રૂપ પકડયું. “ રાંડ ચંડાળણી ! આજ તું તારા પોતાના પતિનો વધ કરનાર

છું કેમ? ગઈ કાલેજ પહેરેલાં નવાં કંકણ આજે તુંજ ફોડવા ઇચ્છે છે કેમ? પણ મને પતિ કયાંથી માનતી હઇશ. ઓ! પોતાના પતિને માટે પ્રાણત્યાગ કરનારી સાધ્વી રમણીઓ! અત્યારે તમે તમારાં ચક્ષુઓ જોરથી બંધ કરજો. રાજપુત કુમારિકાઓ! આ સમયે તમે તમારી માતાઓની તેજસ્પી કુખમાંજ ગાઢ નિદ્રા લીધેલીજ રહેજો. આજ, આ જ ચિતોડમાં જોહાર કરી સ્વર્ગમાં સીધાવેલી અબળાઓ! કોઇપણ કારણથી તમારો નિષ્કલંક આત્મા આ મહેલમાં આવ્યો હોય તો, હવે થનાર ભયંકર દેખાવ જોવા અત્રે થોભશો નહિ. આ દેખાવ તમારી દષ્ટિએ પડવાથી સ્વર્ગમાં પણ સુખ લાગવાનું નથી. ઓ યુવાન રાજપુતોની નવોઢા પત્નીઓ! તમારા કંથને યુદ્ધમાં જવા કેસરિયા રંગનો પોશાક સજાવી, વિશાળ કપાળમાં કેસરિયા રંગનું સુંદર તિલક કરી, તેમના કંઠમાં વિજયમાળા આરોપતાં ઉત્તેજીત કરવા,—

મારા કેસર ભીના કંથ હો! સિધાવોજી રણવાટ!
નાથ! ચઢો રણઘોડલેજી, હું ઘેર રહી ગુંથીશ,
બખ્તર વજ્રની સાંકળી હો, ભરી રણમાં મૂકીશ—મારા૦
જય કલગીએ વળજો પ્રીતમ! ભીંજી શું ફાગે ચીર!
નહિ તો વીરને આશ્રમ મળીશું, સુર ગંગાને તીર!
મારા કેસર ભીના કંથ હો! સિધાવોજી રણવાટ!

કહેનારી રાજપુત બાળાઓ, તમે તમારી આંખો જરૂર બંધ કરજો. આ દેખાવ તેથી તદ્દન ઉલટોજ છે. અહીં તો પોતાના પતિને રણમાં જવા ઉત્સાહી કરવાને બદલે તેનેજ સ્મશાન મોકલવા તૈયારી થાય છે!!"

વળી નભમાં માથા ઉપર આ[illegible]લા ચંદ્રને ઉદ્દેશી કહેવા લાગ્યા—

" જા ચંદ્ર તું સંતાઈ નભમાં શીદ અહીં ઉભો રહ્યો,
તારા બુઝાઇ જજો સહુ ન દેખશો કશુંએ તમો."*

તેમજ,

" ભૂત પ્રેત પિશાચ રાત્રિ પ્રસંગ દેવ કરાલ તે,
સહુ આવી વસજો હૃદયમાં કરમાં વળી મારા હવે."

" થાજો સહાય મુજને પળવાર આજ,
છે સદ્ય થાય મુજ ઇપ્સિત સર્વ કાજ;
સાલે દીલે કઠણ કટંક કાઢું તાણી,
હૈયે ધણી ધીરજને સ્ફૂરતા હું આણી."

---

* મ. ન. દ્વિવેદી.

એમ મનમાં ને મનમાં ગડભાંજ કરતા ફરી વીરમતીની હીલચાલ જોવા લાગ્યા. વીરમતી અને તરવાર આપનારી વ્યક્તિ બંને ઝીણી ઝીણી વાતચીત કરતાં હતાં. રાણાજી જો કે કશું સાંભળી શકયા નહિં, પરંતુ તેમની વાતચીત ઉપરથી સમજાયું કે જે છે તે મારા માટેજ છે. છેવટમાં તેમણે વાતચીત બંધ કરતાં "તુકડા" એ શબ્દ માત્ર સંભળાયો. "એકજ ઘાએ બે તુકડા" એમજને. હા. એમજ" રાણાએ વિચાર્યું. વીરમતી પલંગ પાસે આવી, ને ફરી રાણાજી તરફ જોવા લાગી. તેનું શરીર ધ્રુજતું હતું. તેણે તરવારવાળો હાથ કિંચિત્ ઉંચો કર્યો, એમ રાણાજીને લાગ્યું. ખીજવાયલા વાઘ પ્રમાણે રાણાજી ઉછળી ઉઠયા, અને પલંગપરથી કુદકો મારી દાંત કચકચાવતા બોલ્યા, ચંડાળ! તુંજ તારા ધણીનું ખુન કરનાર છે કે ? સ્રી ચરિત્ર દેવોને પણ અગમ્ય છે, એવું જે કહેવાય છે, તે સર્વથા ખરૂં છે. તેનો આજે મને પ્રત્યક્ષ અનુભવ મળ્યો !"

## પ્રકરણ ૯ મું.

### રાણાનો છુટકો થયો.

વીરમતી મુશીબતમાં આવી પડી. આ ભયંકર શબ્દો સાંભળી રાંકજ થઈ ગઈ ! મનની મનમાંજ રહી !

"ગમે તેવી તોપણ આખરે એક નીચ સ્રીજની ! તરવાર આપનાર તારો બાપજ હોવો જોઇએ. પહેલાં તો તેનું વેર લઉં, પછી તારો વારો." કહી દ્વાર તરફ રાણા ધશ્યા. બારણું બહારથી સજ્જડ બંધ કર્યું હતુ.

"વીરમતી ! ઝટ કર !" બહારથી કોઇ બોલ્યું.

"અરે ! વિશ્વાસઘાતકી ! કેળવાડાના સિંહની ચેષ્ટા કરવી, એ પ્રત્યક્ષ યમની દાઢમાં જઇ લીલા કરવા જેવું છે, સમજ્યા કે ?' રાણાએ જરા હઠી બારણાને લાત મારી કહ્યું. વળી બીજીવાર જોરથી લાત મારી કે કડડડ ધૂપ કરતુ બારણું તૂટી પડયું ! માલદેવ અને રણવીર બંને ઉઘાડી તરવારે દ્વારની બંને બાજુએ ઉભા હતા. રાણાએ માલદેવ ઉપર વાઘની પેઠે તલપ મારી તેને પોતાની કાખમાં દબાવ્યો. અને તલવાર ઉંચકવાનો સમયજ ન આપ્યો. તે જોઇ રણવીર તેમના ઉપર ધસ્યો. રાણાજીને આવો પ્રસંગ આ

પકડેલવારકો હોય તેમ નહતું. તેમણે માલદેવને બરોબર સખ્ત દબાવી રાખી, રણવીર તરફ વળી ઉગામેલી તરવારવાળા હાથનું કાંડું પોતાના જમણા હાથે પકડી લીધું. ડાબા હાથે માલદેવને દબાવતા અને જમણા હાથે રણવીરનું કાંડું આમળી, દાંત કચકચાવી રાણાજી બોલ્યા, " કુત્રાઓ ! નાંખી દો તરવાર. " એમ કહી ફરી એકવાર માલદેવને અને રણવીરને આંચકો મારી. બન્ને જણ તરફડવા લાગ્યા, પરંતુ તેઓ આટલાથી ડગે કે ડરે તેવા નહતા. હાથમાંની તરવાર છોડતા નથી જોઈ વળી વધુ સખ્ત દબાણ કર્યું. રણવીરને હાથમાંથી તરવાર નાંખી દેવી પડી. પડેલી તરવારપર પગ દઇ રણવીરને જોરથી ધક્કો મારી નાંખી દીધો. " સસરાજી ! હવે તો મૂકી દો આપની તરવાર ! " કહી એક આંચકે તરવાર ઝુટવી લીધી અને તેમને પણ એક ધક્કો મારી દૂર ફેંકી દીધા ! એક છોડી બે તરવાર રાણાના હાથમાં આવી ! તરવારો ઉપાડી લઇ રાણાજી બોલ્યા, " જાઓ ! માંકડાઓ ! હવે ઘાંટા ઘાંટ કાઢી જોઇએ તેટલાં માણસો બોલાવો. " બને તરવારોને બગલમાં મારી મોમાં આંગળીઓ ઘાલી સીટી મારી ! સીટીનો અવાજ કાને પડતાંજ, તેવીજ બીજી સીટી થઇ, અને "એક લિંગજી કી જય ! " એ ગર્જના સંભળાઇ ! બ્રહ્મચર્યનું તેજ કેટલું વિલક્ષણ છે ! માલદેવ અને રણવીર જેવા પાંચદશ જ સાથે આવ્યા હોત, તોપણ વીરરત્ન હમીર ડગે તેમ નહતો.

વીરમતી તો આ દેખાવ જોઇ સ્તબ્ધજ થઇ ગઇ ! માલદેવ અને રણવીર તો તદ્દન નરમઘેંસ જેના થઇ ગયા હતા. "માલદેવ ? કહો વિશ્વાસઘાતને માટે દેહાન્ત પ્રાયશ્ચિત ભોગવવા ઇચ્છા છે, કે ચિતોડગઢ મુંગે મોઢે સ્વાધીન કરો છો ? બીહીશો નહિ. વિશ્વાસઘાત કરી નિઃશસ્ત્ર શત્રુ ઉપર હું તરવાર ચલાવનાર નથી. લઢાઇની ઇચ્છા હોય તો તેમ કહો. તે માટે પણ હું તૈયાર છું."

એટલામાં તો વનવીર પાંચ સાત સીપાઇઓ સાથે ત્યાં આવી પહોંચ્યો.

" આ શી ગરબડ છે ? " વનવીરે આશ્ચર્યથી પુછ્યું.

" શત્રુસિંહ જાગૃત થયો છે. તેને દબાવવો કઠણ દેખાય છે." માલદેવે જવાબ આપ્યો.

" એમ કદી બનવાનું નથી. " વનવીરે તરવાર ઉઘાડી કરતાં કહ્યું, " કેળવાડાનો સિંહ, ચિતોડગઢના સિંહ આગળ બાખાવીખી

થવાજ જોઇએ " કહી રાણા ઉપર ધસ્યો. રણવીર અને માલદેવને પણ શૂર આવ્યું, અને સિપાઇઓના હાથમાંથી તરવારો ઝુંટી લીધી. તરવારો બહાર પડતાંજ મહેલમાં રણભૂમીનું સ્વરૂપ થવાનાં ચિહ્ન દેખાયાં. વીરમતી દોડી આવી, અને હમીર અને પિતા બંધુ વચ્ચે ઉભી રહી. ત્રણે સાથેજ બોલી ઉઠયા, " વીરમતી ! ખસ વચ્ચેથી."

" ના, પિતાજી, આ લડાઇ અધર્મી છે ! તમારો અને આ-મનો સંબંધ શો છે ?" તરતજ રાણાએ તેને એક બાજુએ ધ-કેલી દીધી, અને માલદેવ પર ધસ્યા. રણવીર અને વનવીર બંને જણે સીપાઇઓને પણ લઢવાનો હુકમ કર્યો !

પરંતુ—

" ભાગ્યદેવી જેને પ્રસન્ન, બેડો તેનો પાર;
જશ જીત્યો તે જરૂર નર, કહું છું વારંવાર."

એક તરફ આઠ જણ અને એક તરફ રાણો હમીર એકલો ! હમીર બંને હાથે તરવારોના પટ્ટા રમી જૂદા જૂદા પ્રતિપક્ષીઓ તર-ફથી આવતા ઘા ચુકાવતો, ને સામાના ઉપર ઘા કરવા સંધિ મેળવતો. એટલામાં રણવીરે લુચ્ચાઇથી કહ્યું કે, " અરે રાણાની મદદમાં હરદેવ આવ્યો ! હવે જુઓ છો શું ? " હરદેવનું નામ સાંભળી રાણાજીનું ધ્યાન વિચલિત થયું. એટલામાં વનવીરની તરવાર રાણાજીના સખ્ત ભુજદંડ ઉપર પડી.

" એકલિંગજી કી જય ! ". રાણા પોકારી આઠે જણા સામે પટાનો દાવ ખેલતા મહેલ બહાર નીકળી ગયા. એટલામાં ખરેખર હરદેવ પોતાના માણસો સાથે ત્યાં આવી. પહોચ્યો તેને જોઇ આઠે જણા ભયભીત થઇ દબાઇ ગયા. હરદેવે પણ તરવાર ફેરવતાં ફેરવતાં મહારાજને જણાવી દીધું કે, " સ્થિતિ ભયંકર છે. મુખ્ય દરવાજા આગળ આપણાં માણસો ઉભાં છે, પરંતુ દરવાજો બંધ થયો તો ભારે થઇ પડશે."

" ચાલો ત્યારે બહાર—" રાણાજી તરવાર ફેરવતાં ફેરવતાંજ બોલ્યા.

ઉપરનો સઘળો બનાવ માત્ર અડધા કલાકમાંજ બની ગયો. રાણાજી દરવાજા પાસે આવ્યા. કિલ્લા પરના લોક દરવાજો બંધ કરવાનો પ્રયત્ન કરતા હતા, અને રાણાજીના માણસો તેમને અટકાવતા હતા. રાણાજીને જોઇ તેમણે જય પોકારી. " હરદેવ, દરવાજાના એક બારણે તું ઉભો રહે, અને બીજે બારણે હું ઉભો

ધું. જોઇએ છીએ કોણ બંધ કરે છે ?" એમ કહી પોતે દરવાજાને અઢેલીને ઉભા. " વીરાઓ ! ઝટ બહાર નીકળી જાઓ. થએલા અપમાન માટે બદલો લેવા ફરીને જલદીથી આવવું પડશે." પોતાના સાથીઓ પ્રત્યે રાણાજી બોલ્યા.

માલદેવે પ્રથમથીજ દરવાજો બંધ કરવા હુકમ કરેલોજ હતો. દરવાનો તત્પરજ હતા. થોડીવાર ઝપાઝપી થઈ. રાણાજી પાસે પોતાના ૫૦૦ ચુંટી કાઢેલા માણસો હતા. તે પૈકી પચીસેક પડયા. દશ પંદર ઘાયલ પણ થયા. પોતાના સર્વ મનુષ્યો બહાર નીકળી ગએલા જોઈ રાણાજી ત્યાંથી સપાટાબંધ ચાલતા થયા. માલદેવ, તરત તો તેમની પુઠે પડવા શક્તિવાળોજ નહતો. તે ગભરાઇ ગયો હતો. આ પ્રમાણે ચિતોડગઢમાંથી રાણાજીનો સહી-સલામત છુટકો થયો.

**कर्मणो गहनो गतिः** એ કંઇ ખોટું નથી. મનુષ્ય ધારે છે કંઇ અને થાય છે કંઈ ! મનુષ્ય ગમે તેવી ધારણા કરે તોપણ દૈવે ધાર્યું હોય છે તેજ થાય છે અને થવાનું. અને તેથીજ કહેવાય છે કે–" ધણિનો ધાર્યો મનસુબો, હર, બ્રહ્માથી નવ ફરે, કૃષ્ણને કરવું હોય તે કરે. " ઘણા પ્રયાસથી આરંભેલું કૃત્ય, કાં તો એકદમ અધવચ અટકી પડે છે અને તેમાંથી તૃતિયં જાગે છે, અથવા તો તે કૃત્ય પુરૂં કરતાં અણધારેલી અડચણો નડે છે. જે પ્રભાતમાં શ્રીરામચંદ્રજીને યુવરાજ પદ પ્રાપ્ત કરવાનું હતું, તેજ પ્રભાતે તેમને વનવાસ જવું પડયું, અને તેની સાથે સતી સીતા અને લક્ષ્મણને પણ દોરાવું પડયું ! એજ દૈવની ગતિ. એજ દૈવનો પ્રભાવ. વળી:—

" આનંદી સુખ રમ્ય સ્થાન પળમાં, શોકાબ્ધિમાં ડૂબતું,
સુખી સૂર્ય પ્રકાશતાં દુ:ખરૂપી, તીમિર નાશી જતું;
ચાલે છે ઘટમાળ આ જગ વિષે, જે વસ્તુતાએ કરી,
આવે દુ:ખ ક્રમાનુસાર સુખ, સો નિર્માણ છે ઈશ્વરી. "

તેમજ:—

વિશ્વે ફરે ઉદય અસ્ત ચક્ર,
આવે પ્રસંગો સુખ દુ:ખ વક્ર;
કો હે ન દુ:ખો સુખ નિપજાવી,
સંસાર કેરી ઘટમાળ એવી.

## પ્રકરણ ૧૦ મું.

### પશ્ચાતાપથી શુદ્ધિ થાય છે.

ઘણા કાર્ય કરનાર મનુષ્યો—ગમે તે વયના હો, ગમે તે સ્થિતિના હો કે ગમે તે જાતિના હો—સદ્સદ્વિવેક બુદ્ધિની નિર્બળતાને લીધે પોતાની બુદ્ધિનું અથવા શારીરિક બળનો દુરૂપયોગ કરે છે, અને પોતાને જગતમાં દુષ્ટ, નીચ, નિષ્ઠુર એવાં વિશેષણો લગાડે છે. પોતાનામાં ઉછળતા ઇશ્વરી તેજનો કેવો ઉપયોગ કરવો, તે વખતસર ન સમજવાથી, અથવા વખતસર કોઇ સન્માર્ગ ન બતાવે ત્યારે, તેજ તેજ, જગતની સારી સારી વસ્તુઓ ઉપરથી પત્થરના રોલ પ્રમાણે ફરી તેનો નાશ કરે છે. ખરા કરતાં નકલી ચીજ તરફ મનુષ્ય સ્વભાવનું વલણ વધારે પ્રેરાય છે, એ વાત ખરી હોય તોપણ, આ તેજ જ્યારે બહાર પડવા માંડે ત્યારે, બીજાઓએ અર્થાત્ તેના હિતચિંતકોથી કાળજી રાખવામાં આવે તો, તે તેજને ખરાબ વસ્તુની અસર થવી શક્ય નથી. તેજસ્વી મનુષ્યનું સૌભાગ્ય જાગૃત હોય તો આવું સહજમાં બની શકે છે, પણ દુર્દૈવ ટાંપી રહ્યું હોય તો, ખરાબ કૃત્યોનાં બી પેરવામાં તે પુષ્ટિદાયક થઇ પડે છે. પોતાના તેજ રવિનો દુરૂપયોગ કરનારાઓના બે વર્ગ પાડી શકાય છે. એક શ્રેષ્ટ વર્ગ અને બીજો કનિષ્ટ વર્ગ. આપણા દુષ્ટ કૃત્યોનો પ્રવાહ જોરમાં ચાલતો હોય, તોપણ કોઇ ઉપદેશકની અમૃત વાણીથી શુદ્ધિ પર આવી પોતાના આયુષ્યને એકદમ બીજે રસ્તે દોરનાર માણસો શ્રેષ્ટ વર્ગમાંજ ગણાય છે; અને સુદૈવે આવા પ્રકારનો ઉપદેશ સાંભળ્યા છતાં, પોતાનો દુષ્ટ માર્ગ ન છોડનારને કનિષ્ટ વર્ગમાં મૂકી શકાય. પરંતુ એ સઘળું પશ્ચાતાપના ઉપર અવલંબી રહે છે. દુષ્ટ કૃત્ય કરતાં અપયશ મળે, અગર કોઇ બીજા દુષ્ટનો નાશ થતો જોવામાં આવે, અથવા તો કોઈ અધિકારી પુરૂષ ઉપદેશ કરે તો, અતિ દુષ્ટ માણસને પણ પશ્ચાતાપ થાય છે, પરંતુ કાળાંતરે કરીને સ્મશાન વૈરાગની પેઠે આ પશ્ચાતાપ ઓછો થતો જાય છે, અને ફરીથી એ રામ એના એ. એ ન્યાયે ભુલૈયાંની સ્થિતિ કેવી થાય છે, તે આપણે તપાસીએ.

રાણાજીને માલદેવથી સાવધ રહેમા રહેવાનું જણાવી ભુલૈયાં ત્યાંથી બહાર ચાલી ગઇ. દ્વાર બહાર નીકળતાં, હવે ક્યાં જવું ?

એવો વિચાર થઇ આવ્યો. કંઇક વિચાર સ્ફુરવાથી તે પોતાના દેવમંદીર તરફ વળી. અન્ય સ્ત્રીઓની પેઠે, ભુલૈયાં પણ દેવધર્મ કાર્યમાં પ્રવૃત્ત રહેતી હતી. પોતાની સુધામય બંશી વડે જગત્‌ને તન્મય કરનાર બંશીધર–શ્રી કૃષ્ણને તે પૂજતી હતી. લીલા સંગમરવર–આરસપહાણની એક નાની પણ સુરેખ મુર્ત્તિને એક નાની ઓરડીમાં, સુંદર ચાંદીના સિંહાસનપર પધરાવી હતી. ઓરડીના દ્વાર પણ સુખડનાં અને સુંદર કારીગરીવાળાં જાળીદાર હતાં. તેજ ભુલૈયાંનું દેવ ઘર. ભુલૈયાં ત્યાં આવી. દ્વાર ઉઘાડી અંદર જઇ [illegible]ારણાં બંધ કર્યાં, અને મૂર્ત્તિ સામે બે હાથ જોડી ઉંધે પગે બેઠી. ગમે તેમ હો, પરંતુ મુર્ત્તિ સમક્ષ જતાંજ–તેને જોતાંજ ભુલૈયાં એકદમ રડવા લાગી. પુષ્કળ રડી. તેના ગુલાબી ગાલ ઉપરથી મોતી જેવાં અશ્રુ:ખરવા લાગ્યાં. આ અશ્રુનો અર્થ શું હશે ? મા[illegible]ના સહવાસથી શુદ્ધ અને સાત્વિક પ્રેમનો બનેલો મન ઉપર આ છાદિત થએલો બરફ, રાણાના ભાપણથી ઓગળી જઇ પાણી પાણી થઇ ચક્ષુદ્વારા અશ્રુ રૂપે તો પડતો નહિ હોય?

બંશીધરની મૂર્ત્તિ વેંત જેટલી ઉંચી હતી. મૂર્ત્તિકારે પોતાની સઘળી કારીગરી અને હોંશીઆરી એ મૂર્ત્તિ બનાવવામાં વાપરી દીધી હોય તેમ દેખાઇ આવતું હતું. કોતરણી એટલી સુંદર અને બારીક હતી, કે ગમે તે સ્થળે પ્રકાશ પડે તો આખી મૂર્ત્તિ ઝઘઝઘાટ થઇ રહેતી, અને તે સાથે બે ભમરની વચ્ચમાં જડેલો હીરો ઘણો પ્રકાશ આપતો હતો. અત્યાર સુધી તો ભુલૈયાંએ પોતાના બંશીધરના કોડ, કેવળ હોંશથી પૂર્ણ કર્યા હતા. રોજ નવાં નવાં વસ્ત્રાભુષણ પહેરાવતી હતી, જો કે ખરી ભક્તિનો, ઇશ્વર વિષયક ખરા પ્રેમનો તેમાં જરા અંશ પણ નહતો.

ઘણીવાર સુધી રોવાથી ભુલૈયાંનો હૃદયભાર ઓછો જણાયો. જાણે કે પશ્ચાતાપના અશ્રુ વડે પોતાનો માનસિક કલંક ધોઈ ન નાંખ્યો હોય ? તેણે મૂર્ત્તિ તરફ જોયું અને બોલી, “ રાણાજી ! હું દુર્ગુણી ન હોત તો મને તમારી માતા તુલ્ય ગણી હોત ખરૂં ને ? હા, રાણાજી ! એમ બન્યું હોત ખરૂં, પરંતુ હું પાપી–મારે પેટે તમારા જેવું રત્ન ક્યાંથી હોય ? સંસાર સુખનો થોડો ઘણો વાયરો મને લાગ્યો ન લાગ્યો, એટલામાં તો મારૂં કપાળ ફુટયું. હું નિર્ભાગી–હું પાપીનું સંસારનાવ ખરાબે અથડાયું. મારી સહીપણીઓએ મને સતી થવાને કહેલું, પરંતુ

મારામાં તેટલું ધૈર્ય ક્યાંથી હોય? આ ચંડાળને દેહ વેચી નરકમાં પડવાનું મારા નશીબમાં લખેલું હશે તે? મને કંઇ સારાસાર સુઝયું નહિ. કામાગ્નિ સળગવા લાગ્યો. કામ કોઇ પણ જાતના શરીર વગરનો છે, તેમ જ્વાળાઓનો પ્રકાશ કર્યો સિવાય એ સંતાપ ઉપજાવે છે. ધુમાડો કર્યાં વગર આંસુ પડાવે છે, અને વગર રાખ ચોળે, શરીર પાંડુ રંગનું બનાવી નાંખે છે. ત્રણે ભુવનમાં એવું કોઇ પ્રાણી નહિ હોય, કે જે એના શર ગોચરમાં આવી નહિ ગયું હોય, આવતું નહિ હોય અથવા આવવાનું નહિ હોય! પુષ્પ ધનુષ લઈ એ પોતાના બાણ વડે મોટા મોટા બળવાનને પણ વીંધી નાંખે છે. જે સ્ત્રીઓ એને તાબે થઇ ચિંતામાં પોતાના પ્રિયનું ચંદ્ર સરખું મુખ જોયા કરે છે, તેમને તો આકાશ પણ નાનું લાગે છે!. જેઓ પોતાના અંતઃકરણમાં પ્રાણપતિઓના આકાર ચિત્રે છે તેમને તો આખી પૃથ્વી પણ નાની લાગે છે. પોતાના પ્રિતમના ગુણ જેઓ ગણ્યા કરે છે, તેમને તો સંખ્યા પણ સ્વલ્પ લાગે છે! જેઓ પોતાના વલ્લભની કથા સાંભળે છે, તેમને શ્રી સરસ્વતી પણ થોડા બોલી વાગે છે, અને જેઓ પોતાના પ્રાણપતિના સમાગમના સુખનું ધ્યાન કરે છે તેમના હૃદયને તો કાળ ઘણોજ ટુંકો લાગે છે! સંસાર રૂપી વિશાળ સમુદ્રમાં કામરૂપી ઢીમરે—માછીએ સ્ત્રી રૂપી જાળ પાથરી દીધી છે. તેમાં માછલાં રૂપી કામી પુરૂષો ફસાઇ પડે છે!

દેવ, દાનવ. માણસ, પશુ, પંખી અને કીટાદિના અંતઃકરણમાં ગુપ્ત રીતે રહેનારો અને અનુકુળ સંયોગો આવતાં ક્ષણ માત્રમાં જાગી ઉઠનારો કામ પોતાની પાસે પુરતાં સાધનો નહિ છતાં પણ જાતી બળથી બધાને નચાવે છે. જે કામદેવે સ્ત્રીના સંગ વડે કરીને ત્રણે લોક જીત્યાં છે, તેજ કામે મને પણ અંધારી ઓરાડી દીધી. તારૂણ્યની મસ્તીમાં—જુવાનીના તોરમાં મને ઘરબાર સૂઝયું નહિ. દેવધર્મ યાદ આવ્યાં નહિ. પતિ પ્રેમનું ભાન રહ્યું નહિ. અરેરે! પતિના મૃત દેહ ઉપર પડી છાતી કુટી રડનારી હું, થોડાજ વખતમાં આ ચંડાળના પ્રેમપાશમાં આવી પડી! તે સમયે તે સ્વર્ગવાસી આત્માને કેટલું લાગ્યું હશે? નહિ, હવે તે સઘળું યાદ કરવું નકામું છે. હાય! હાય! ખંસીધરજી! આ પાપીણીનો ઉદ્ધાર તમારા હાથે થશે કે?"—

"હવે કાં તું રૂવે છે રે, પ્રભુ તા'રે સહાયે છે;
લલાટે જે લખ્યું હોશે, કદિ મિથ્યા ન તે થાશે."

"ઓ ગાંડી ભુલૈયાં ! એક ક્ષણ ભર આમ રોવાથી કે પશ્ચાતાપ કરવાથી શું તારો ઉદ્ધાર થશે કે ? હવે તો તપથીજ તારે દેહ પાડવો જોઇએ ! આ ગઢમાં હવે રહેવું યોગ્ય નથી. ચાલો ત્યારે બંસીધરજી ! ચાલો દૂર જઇએ—કોઇ એવી જગાએ જઇએ, કે જયાં મનુષ્યનું પગલું પણ ન હોય. ત્યાં તમારૂં ભજન કીતન કરીશ. જે કંઇ અલ્પ પૂજા થાય તે માન્ય કરજો અને મને સદ્બુદ્ધિ આપજો. રાણાની માતાજીના જેવુંજ થવું એવી મારી પ્રતિજ્ઞા છે. લાલજી ! આપ મારી તે પ્રતિજ્ઞા પૂર્ણ નહિ કરો ? કરશોજ. મને ખાત્રીજ છે." એમ કહી બે હાથ જોડી ઘુંટણીએ પડી એકી ટસે તે મૂર્ત્તિ સામુ જોતી જોતી ગાવા લાગી:—

હરિ તેરે ચરનકી હું મૈં દાસી, મેરી કાટો જનમ કેરી ફાંસી...
ના જાઉં મથુરા, ના ગોકુલ જાઉં, ના જાઉં મૈં કાશી,
મોહે ભરોસો એક તુમારો, દીનબંધુ અવિનાશી... હરિ૦
કોઇ બરત કોઈ નેમ કરત હૈં, કોઇ રહે બનવાસી,
મૈં ચરણન કો ધ્યાન લગાઉં, સબસેં હોય ઉદાસી... હરિ૦
નહિ વિદ્યાબલરૂપ ન મેરે, નહિ સંચય ધન રાશી,
શરણાગત મોહે જાન દયાનિધિ, રાખિયે ચરણન પાસી .. હરિ૦
નહિ મૈં રાજપાટ કછુ માગું, નહિ સુખ ભોગ વિલાસી,
બ્રહ્માનંદ શરણમેં તુમરી, કેવળ દરસ પિયાસી... હરિ૦

કેવો ચમત્કાર ! રાણાજીના એકજ વાકયનું આ કેવું પરિણામ ! "ભુલૈયાં તું મારી માતા હોત તો—" એ વાકયની કેવી—કેટલી અસર થઈ ! ?. પ્રિય વાચક ! એક નિષ્કલંક, નિષ્પાપ, વીર્યશાળી પુરૂષનું આ મધુર વાકય કેટલી પ્રબળ અસરવાળું નિવડયું ? રાણાજી હજુ સુધી અતિશય પવિત્ર હતા. તેમના હૃદયમાં કોઇ પણ તરૂણીનો પ્રેમ ઉત્પન્ન થએલો નહતો. તેમને ફક્ત તેમની માતાનીજ માહીતી હતી. પોતાની માતા ઉપરથી સમસ્ત સ્ત્રી જાતિ વિષયે અટકળ બાંધી હતી. ભુલૈયાંનું રમ્ય સ્વરૂપ જોઇ, ખરેખર તેમને આનંદ થયો હતો અને તેથી તેમના નિષ્પાપ હૃદયમાં માતૃપ્રેમનું સ્મરણ થઇ આવ્યું !

તેમનું હૃદય દ્રવી ગયું ! અહાહા માતૃ પ્રેમ ! ! સઘળું જગત્ પ્રીતિના પાશથી બંધાયલું છે, તેમાં માતાની સંતાન ઉપરની પ્રીતિથી તો આડો આંક ! તેથીજ કહેવાય છે કે, 'જગત્માં લીંમડા સમાન છાયા નથી, બ્રહ્મ સમાન કાયા નથી અને માતા

સમાન માયા નથી.' ક્ષુદ્રજીવથી તે શ્રેષ્ઠ માણસ સુધી પ્રાણી માત્રમાં જગકર્ત્તા મહાન્ પ્રભુએ માતાના અંતઃકરણમાં પોતાના બાળક ઉપર ઘણુંજ હેત મૂક્યું છે. જે સ્ત્રીઓ ઘણી નિર્દય હોય છે, જેમને પારકાંનુ દુઃખ જોવાથી કોઇ પણ પ્રકારની અસર થતી નથી, તેવી વજ્રહૈયાવાળી સ્ત્રી પણ પોતાનાં છોકરાં ઉપર પ્રેમથી જુએ છે, તેમની સાથે નરમાસથી વર્તે છે, તેમના દુઃખે પોતે દુઃખી થાય છે અને પીડાય છે, તથા તેમનું રક્ષણ કરવાને પોતાના પ્રાણને પણ જોખમમાં નાંખે છે. દુરાચારી સ્ત્રીઓને પણ, જગત્‌ની લાજને લીધે પોતાનાં તરતનાં જન્મેલાં બચ્ચાંઓને દૂર કરતાં ઘણુંજ લાગે છે. આવા માતૃ પ્રેમને, કોઇકજ મૂઢ યાદ કરતો નથી, પરંતુ દુઃખ સમયે તો તેના મુખમાંથી 'ઓ મા ! ઓ મા !' આ શબ્દો અચાનક નીકળી જાય છે, તો હમીર જેવાને પોતાની માતાનું સ્મરણ થવાથી તેનું હૃદય કેમ ન દ્રવે ? તેથીજ ગદ્‌ગદ્ કંઠે તેમણે કહ્યું, "ભુલૈયાં તું મારી માતા હોત તો—!" કેટલું પવિત્ર, કેટલું હૃદયદ્રાવક વાક્ય ! અતિશય ક્રોધથી છૂટેલું વીરનું બાણ જેમ રામબાણુજ નીવડે છે, તેવુંજ હૃદયમાંથી શુદ્ધ પ્રેમનું નિકળેલું વાક્ય રામબાણજ હોય છે. કાંઇનું કાંઇ પણ સિદ્ધ કર્યા સિવાય એ બન્ને બાણો વ્યર્થ જતાં નથી. તેથીજ શુદ્ધ અંતઃકરણમાંથી નિકળેલા એકજ વાક્યરૂપી બાણે ભુલૈયાં જેવી સ્ત્રીને નરમ કરી નાંખી. તેના માનસિક ગુણોનો અને બળનો કુમાર્ગે ચાલનારો પ્રવાહ, રાણાજીના વાક્યરૂપી બાણને લીધે બીજી તરફ વળ્યો. ભુલૈયાં જેવી તેવી સ્ત્રી ન હતી. અગ્નિનો દુરૂપયોગ થાય છે તેમ સુપયોગ પણ થાય છે. તે બાળવાના કામમાં પણ વપરાય છે, તેમ અન્ન રાંધવાના ઉપયોગમાં પણ આવે છે. આટલા દિવસ સુધી તો ભુલૈયાંએ પોતાના અગ્નિનો ઉપયોગ પુણ્યકર્મની આહુતિ આપવામાં અને પાપની જવાળા વધારવામાં કર્યો હતો. રાણાજીના એકજ વાક્યે તેની આંખો ઉઘડી ગઇ, અને શુદ્ધીમાં આવી.

મૂર્તિ તરફ જોઇ ભુલૈયાં બોલી "સંતન કે સંગ લાગ રે, તેરી અછી બનેગી" આ વાક્યનો મને સમૂળગો અર્થ સમજાયો ન હતો. આ વાતને હું હસી કાઢતી હતી, તેનું ફળ આજે ભોગવવાનો પ્રસંગ આવ્યો. નહિ તો રાણાજીની માતા જેવી હું ન હોત કે ? હું સુંદર છું, પણ સદ્‌ગુણી નથી, તેથી મારા સૌંદર્યની કીમ્મત

કેટલી ? એક ફુટી બદામ જેટલી. નહિ, તેટલીએ મણ નથી. શણા-જીનું કહેવું પણ તેમજ હતું ને ? હા. તેમજ. તેમ નહી તો બીજું શું ? મારા સૌંદર્યે કેટલા પુરૂષોના મનમાં ઝેર રેડયું છે ? જો હું શુદ્ધ હોત—સદ્‌ગુણી હોત તો, લોકો મને દેવી—યોગિની માની મને માન ન આપત ? પણ હજુએ શું બગડી ગયું છે ? જાગ્યા ત્યાંથીજ સવાર ! હજુ પણ હું શુદ્ધ થઇ શકીશ."

કર્મની ગહન ગતિ છે, એમ જે કહેવાય છે તે ખોટું નથી, પાપ પુણ્ય કર્યું હશે તેનું ફળ તો કોઈ પણ જન્મમાં મળેજ છે. કહ્યું છે કેઃ—

જે કર્મ બીજ પૂર્વે, વાવ્યું તે તો જરૂર ભોગવવું,
પૂર્વાર્જિત કર્મોમાં, વિધિથી પણ અન્યથા કદી ન થાવું;
તેથી જ્યાં જ્યમ જેનું, ભવિષ્ય થાવું જરૂર તે વારે,
ત્યાં ત્યમ તેનું થાવા, વિવશ બનાવી પરેશ પહોંચાડે.

કરેલાં કર્મ ભોગવવાનાં છે. કોઇ મોડાં, તો કોઇ વહેલાં. કોઇ આ જન્મમાં તો, કોઇ અન્ય જન્મમાં; કોઇ બાળપણમાં, તો કોઇ યુવાવસ્થામાં; કોઇ મધ્યકાળમાં, તો કોઇ વૃદ્ધાવસ્થામાં; જ્યારે જેનો સમય આવે, ત્યારે તે ભોગવવાં પડશે. પરંતુ કર્મ બંધનથી છૂટવાના ખરા માર્ગ પ્રમાણે ચાલીએ તો ઇશ્વર આપણને સહાય કરશે, અને અંતે આપણને કર્મ બંધનથી તે છોડાવે છે. નઠારૂં કર્મ જ્યારે ત્યારે પણ નઠારૂં ફળ આપ્યા વિના રહેતુંજ નથી. ભૂડું કરનારાને તો તાત્કાલિક લાભ ભાસે છે, અને તેમને સોનાનો સૂર્ય ઉગેલો લાગે છે, પરંતુ જ્યારે ત્યારે તેનું ભૂંડું ફળ ભોગવ્યા વિના છૂટકોજ નથી.

त्रिभिर्वर्षै स्त्रिभिर्मासै स्त्रिभिःपक्षै स्त्रिभिर्दिनैः।
अत्युत्कटैः पाप पुण्यै रिहैव फलमश्नु ते ॥

ત્રણ વર્ષમાં, ત્રણ માસમાં, ત્રણ પક્ષમાં કે ત્રણ દિવસમાં ભારી પાપ પુણ્યનું ફળ મનુષ્ય આ સંસારમાં ભોગવે છે.

આપણા સંબંધમાં બીજાનાં કરેલાં કૃત્ય આપણને રૂચતાં નથી, તો આપણે કરેલાં કૃત્યો બીજાને કેમ રૂચે ? નઠારાં કર્મ કરનાર મનુષ્યો, જો કે ઘણી ગુપ્ત રીતે ખોટાં કૃત્યો કરે છે, પરંતુ તેમનાં કૃત્યોનું ફળ તેમને આપનાર કોઈ અદૃશ્ય સત્તા છે, તેથી તેમનાં કૃત્યો છુપાં રહી શકતાં નથી. કર્મફળ આપનાર

સત્તા સર્વ સ્થળે વ્યાપી રહેલ છે, એનુ આથી સ્પષ્ટ જણાય છે. નઠારૂં કર્મ કરનારને તત્ક્ષણ જો તેના કર્મનું ફળ ન મળે તો તેથી કાંઇ રાજી થવા જેવું નથી. પાપીને તેના પાપ કર્મનો પસ્તાવો થયાંજ કરે છે, તેને અંતરમાં સંતાપ અને ભય રહે છે. પરંતુ જેમ જેમ પશ્ચાતાપનો ભડકો થતો જાય છે, તેમ તેમ મનુષ્યની દુષ્ટ વાસના તેમાં બળી જાય છે. મનુષ્ય ગમે તેટલો પાપી હો, પરંતુ તેને ખરો પશ્ચાતાપ થયો, અને તે એક સરખો સળગવા લાગ્યો એટલે તેની અંતર્બાહ્ય શુદ્ધિ થવીજ જોઇએ! ઇશ્વર જેવો કડક ન્યાયાધિશ જેમ કોઇ નથી, તેમ ફરી ફરીને અપરાધીઓને સવડ આપનાર એના જેવો બીજો કોઇ ઉદાર પણ નથી. ફરીથી પાપકર્મથી ન વટલાવાનો નિશ્ચય કરનારને ઇશ્વર મદદ કર્યા સિવાય કદી રહેતો નથી. એવી મદદ આપણને મળે છે, એવી માત્ર મનની પૂર્ણ ખાત્રી હોવી જોઇએ. ઇશ્વરની મદદ કદાપી પ્રત્યક્ષ મળતી નથી, પરંતુ અપ્રત્યક્ષ રીતે તે આપણા કલ્યાણ માટે જાપ જપતોજ રહે છે. ઇશ્વરને પીઠ પાછળ રાખી પાપકર્મ કરનાર દુર્દૈવી માનવી જપ, જાપ, તપ, દાન કરી પોતાના પાપકર્મો ઉપર માત્ર ઢોળ ચઢાવે છે.

" કર્યું કુરબાન તન મન આ, તમારા નામ પર પ્યારા,
અચળ એક અંતરે રહેજો, બધા આધારને બદલે;
જગતની આ જૂઠી બાજી, રહે મન મૂર્ખ ત્યાં રાજી,
લગાડો આપની માયા, જગત્‌ના પ્યારને બદલે;
થયું શું ? ને થવાનું શું ? ન કંઇ એ અજ્ઞ જાણું છું,
ચરણ માંડી ગતિ માગું, બધા હોનારને બદલે. "

ભુલૈયાંએ દેવને નમસ્કાર કર્યા, પોતાના અંગ ઉપરથી સર્વે અલંકાર ઉતારી નાંખ્યા. પહેરેલાં ઉંચાં સુંદર વસ્ત્રો બદલી, એક દાસીનાં જુનાં વસ્ત્ર ધારણ કર્યા. ફરી તે મૂર્તિ પાસે આવી, અને ચાંદીના સિંહાસન ઉપરથી મૂર્તિને ઉપાડી. તેના ઉપરનાં સર્વ આભૂષણ અને અલંકાર ઉતાર્યાં. " લાલજી ! આટલા દિવસ તો આપના કોડ પૂર્ણ કરવા આ આભુષણ આપને ઘાલ્યાં. હવે તો હું જંગલમાં રહેનાર તેથી આ આભુષણને લીધે કદાચિત્‌ તમારો ને મારો વિયોગ થવાનો સંભવ બને. આ જનસમાજમાં અમે દેવોને અલંકાર પહેરાવીએ છીએ, તેનું કારણ માત્ર એ કે, પાપી માણસોના ડોળા તૃપ્ત થાય, અને અમારી શ્રીમંતાઇનો તેમજ

દેવધર્મનો ભપકો બતાવવા ખાતરજ ! અરણ્યમાં પશુઓને આવા ઢોંગસોંગની કાંઇ જરૂર હોતી નથી. લાલજી ! હું આપને જંગલી ફુલોથીજ શણુગારીશ. ઠીક ને ?" એમ બોલતાં બોલતાં મૂર્તિ ઉપરનાં સર્વ અલંકાર અને વસ્ત્રો ઉતાર્યાં, અને 'જય ગોવિંદ લાલજી કી' કહી તે મૂર્તિ સહિત બહાર નીકળી. બહાર નીકળતાંમાં તો ક્રોધથી લાલ થએલાં ચક્ષુવાળો માલદેવ ત્યાં આવી પહોચ્યો !

માલદેવને જોતાંજ પ્રથમ તો તે જરા ખમચી, પરંતુ તરતજ તે આગળ ચાલવા લાગી. "આવા વેષમાં વળી કોનું ગળું કાપવા ચાલ્યાં ! અને આ બગલમાં શું માર્યું છે ?" માલદેવે તેનો હાથ પકડી કહ્યું.

"હું મારા પાપ કર્મોનું અને દુષ્ટવાસનાનું ખૂન કરવા જાઉં છું. તેટલા માટે બગલમાં એક તિક્ષ્ણ છરી રાખી છે." ભુલૈયાંએ પકડેલો હાથ તરછોડી નાંખી નિર્ભયપણે જવાબ આપ્યો.

ઉત્તર સાંભળી માલદેવ ચકિત થયો. તેના બોલવાનો કંઇ અર્થ સમજાયો નહિ. "ચંડાળ ! તેં મારો વિશ્વાસઘાત કર્યો તો કર્યો, અને વળી ઉપરથી મશ્કરી કરે છે ?." પગ પછાડી માલદેવ બરાડયો.

છતાં પણ ભુલૈયાંની મુદ્રા શાંતજ હતી. "માલદેવ ! ભુલો છો. મને આમાં કંઇજ સમજ પડતી નથી." ભુલૈયાંએ કહ્યું.

માલદેવ વિચારમાં પડયો. "ભુલૈયાંને કંઇ ગાંડપણ તો થયું નથી ને ? આજ કેટલા દિવસ થયાં જે ભુલૈયાં મારા કારસ્થાનમાં સહાય કરતી હતી, અને કદી કામમાં મને અપયશ આવતો તો, જે ભુલૈયાં મારા મનનું અનેક રીતે શાંત્વન કરી ઉત્સાહીત કરતી, તે ભુલૈયાંને આજે શું થયું છે ?" એમ વિચાર આવવાથી માલદેવે પૂછયું, "ભુલૈયાં ! ગાંડી બાંડી તો થઇ ગઇ નથી ને ?"

"હા, માલદેવ ! રાણાજીએ મને ગાંડી બનાવી છે ખરી?" ભુલૈયાંએ શાંત મુદ્રાથી ધીમા સ્વરે કહ્યું.

"શું ? શું ? કોણે ગાંડી કરી ?" માલદેવે જરા અચકાઇને પૂછયું,

"જુઓને. આમણેજ !" ભુલૈયાંએ પોતાના ડાબા હાથ પરનો મેલો ને ફાટેલો ઓઢણીનો છેડો ખસેડી બંસીધરને બતાવી

કહ્યું. "આમનુંજ ગાંડપણ લાગ્યું છે !." પાછી તે ચાલવા લાગી.

માલદેવ આશ્ચર્યચકિત થયો. તે તેને જતી અટકાવવા હાથ પકડવા જાય છે, એટલે–"હં, જે કહેવું હોય તે દૂરથી કહો" ભુલૈયાં બોલી ઉઠી,

"ભુલૈયાં, આ શા ચબાવલાવેડા ? તું ક્યાં જાય છે ? તારો શો વિચાર છે ?" જરા પાછા હઠી માલદેવે પૂછ્યું.

"માલદેવ ! તમે ભાગ્યવાન્ કે અભાગી ? તમને કેવો સરસ જમાઇ મળ્યો છે ! તેણેજ મને આ ચબાવલાવેડા શીખવ્યા, અને એ ચબાવલાવેડા પૂરેપૂરા શીખવા કોઇ દૂર જગાએ જાઉં છું." ભુલૈયાંએ હસતાં હસતાં જવાબ આપ્યો.

આપણો સઘળો પ્રપંચ પકડાઇ ગયો. રાણો હાથમાંથી છટકી ગયો, એટલુંજ નહિ પણ જતાં જતાં તેણે પોતાના શૌર્યથી આપણને નિષ્પ્રભ કર્યા એ વાત માલદેવના મનમાં ક્યારનીએ ખુંચતી હતી, એટલામાં તેના સાંભળવામાં આવ્યું કે, સર્વ કાર-સ્થાન ભુલૈયાંએ ઉઘાડું પાડી દીધું. એટલે થયું પુરૂં ! બળતામાં ઘી હોમાયું ! માલદેવના ક્રોધાગ્નીની જવાળા એકદમ ભભુકી નીકળી, અને તે ભુલૈયાંના મહેલ તરફ દોડતો આવ્યો. ત્યાં જવાથી ભુલૈયાં બીહીશે અને આપણી માફી માગશે એવી માલ-દેવને આશા હતી. પણ અહીંઆં જુવે છે તો ઉલટોજ–જૂદોજ પ્રકાર ! માલદેવને હવે શું કરવું તે સુઝે નહિ. તે દાંત કચકચા-વતો બોલ્યો, "સમજયો, ભુલૈયાં, સમજયો. આટલા દિવસ તો તું મારા ગળે બાઝતી અને ચુંબન કરતી, હવે રાણાજી—"

"થુઃ તારા મો પર !" કહી ભુલૈયાં ત્યાંથી નીકળી અને દોડી.

આગળ ભુલૈયાંને, પાછળ માલદેવ !. "પકડો, પકડો એ રાંડને." આખે રસ્તે બુમો પાડતો માલદેવ પાછળ દોડયો. પરંતુ રાત્રીનો સમય, અને કિલ્લા તરફ તોફાન હોવાથી કોણ સાંભળે ? ભુલૈયાં હરણી પ્રમાણે એક સરખી કુદકા મારતી દોડતી હતી. બીજો અન્ય પ્રસંગ હોત તો માલદેવ ભુલૈયાંની પાછળ આમ દોડત નહિ. પરંતુ મનુષ્ય ક્રોધમાં આવે છે, ત્યારે તેને સારા નરસાનું કે ખરા ખોટાનું ભાન રહેતું નથી, તે પ્રમાણે માલદેવની સ્થિતિ થઇ હતી. મળેલા અપયશનો ટોપલો–રોષ ભુલૈયાં ઉપર

કાઢવાની તેની ઇચ્છા હતી, તેમાં અધુરામાં પુરૂં તે પણ હાથમાંથી સટકી જતી હતી.

ભુલૈયાં બાગના દરવાજા આગળ આવી. પાછળ વળી જોયું તો માલદેવ પણ પાછળજ આવતો દીઠો. ફરી તે દોડવા લાગી. "ભુલૈયાં, શું કામ આમ નકામી દોડાદોડ કરે છે ? કિલ્લામાંથી ક્યાં છટકવાની છે ?" માલદેવે મોટેથી કહ્યું, પરંતુ ભુલૈયાં તો આંખો મીંચીને પૂર્વ દિશામાં દોડાદોડ કરતી હતી.

"કેવી મઝા ! જે ભુલૈયાં મને ચુંબનો કરતી, તેનેજ મારો આટલો તિરસ્કાર થવો, અને હું તેને શિક્ષા કરવા તેની પાછળ દોડું છું ! !" માલદેવ મનમાંજ બોલ્યો.

ભુલૈયાં ગઢના કોટ પાસે થોભી, અને તેની ગતિ પણ એકદમ ત્યાંજ અટકી ! તેનામાં હવે દોડવાની આય રહી ન હતી. તે જોઇ માલદેવ દૂરથી ઘાંટો કાઢી બોલ્યો, "હવે–હવે ક્યાં જશો?" પરંતુ ભુલૈયાંનું લક્ષજ કશા ઉપર નહતું. તે તો નીચેજ જોતી હતી. ચંદ્રાસ્ત થવાથી અંધારાને લીધે તેમજ ઉંડાણ હોવાથી નીચે શું છે તે કાંઇ જણાતું ન હતું. માલદેવ ત્યાં દોડતો આવી પહોચ્યો. "કેમ, અંદર પડવા વિચાર છે કે ?" માલદેવે કહ્યું. છતાં પણ ભુલૈયાં પોતાને એકલીજ સમજતી હતી. તે કોટ ઉપર ચઢી, અને ઉભી રહી. પોતાના ખંશીધરને પેટ સાથે દબાવ્યા. ભુલૈયાં નીચે કુદી પડશે એવું માલદેવના ધારવામાંજ ન હતું, ને તેથીજ તેને ન પકડતાં, દૂરથી તિરસ્કારપૂર્વક હસી કહ્યું, "એ પત્થરાને છાતી ઉપર લઈ સ્વર્ગમાં સીધાવતાં હશો ?." ભુલૈયાંએ રાતીચોળ આંખોથી માલદેવ સામુ એકવાર જોયું, અને "જય ગોવિંદ લાલજી કી" કહી એકદમ નીચે કુદી પડી. "કડડડ ધપ્" એવો કાંઈ અવાજ સંભળાયો. માલદેવ બાવરો થઇ ગયો. તેને જે અશક્ય લાગતું હતું, તે તેને પ્રત્યક્ષ ખરૂં દેખાયું ! ભુલૈયાંએ માલદેવને ખરેખરી ભૂલથાપ આપી ! તે તો ડાફરીયાં મારતો આભોજ થઇ ગયો ! તેના હ્રદયને ધક્કો લાગ્યો. આંખમાં અશ્રુ ભરાઇ આવ્યાં. એકવાર કોટ ઉપરથી નીચે જોયું, પણ અંધકાર સિવાય કંઈજ દેખાયું નહિ.

## પ્રકરણ ૧૧ મું.

" રામ ધુન લાગી હોય, સો જાને. "

પ્રાતઃકાળ થયો. ઉદયાચળપર સૂર્યનારાયણની સ્વારીએ દર્શન દીધાં. અંધકાર મટી પ્રકાશ થયો. જંગલમાં મંગળ થઇ રહ્યું. ભયંકર જણાતું વન-જંગલ દેદીપ્યમાન થઇ ગયું. સૂર્યના નવિન પ્રકાશે જગત્‌માં ચૈતન્ય રેડયુ. જાણે આત્મા વગરના શરીરમાં આત્માનો સંચાર થયો !. સૂર્યદેવના પધારવાનો સમય થતાંજ સૃષ્ટિ ઉપર જે પ્રમાણે ધીમે ધીમે ચેતના આવતી જાય છે, તેજ પ્રમાણે પ્રભાતકાળની શીતળ વાયુની લહરીએ ભુલૈયાંની સૂપ્તાવસ્થા દૂર થઇ. તેને પણ ચેતના આવવા લાગી. તે જયાં પડી હતી, ત્યાંથી પૂર્વ ક્ષિતિજ સ્પષ્ટ દેખાતો હતો. જે સમયે તેણે નેત્ર ઉઘાડયાં તે સમયે સૂર્યદેવતાનો દૂત અરૂણ ક્ષિતિજ નજીક આવેલો હોઇ મેરૂપર્વત આગળ રમતો રમતો સૂર્યદેવના આગમનની ખબર સૌ કોઇને આપતો હતો. પાસેના વૃક્ષો ઉપર પક્ષીઓ કિલ્લખિલ્લ કિલ્લખિલ્લ કરી તેમની ભાષામાં પ્રભુના અને સૂર્યદેવના ગુણો ગાઇ રહ્યાં હતાં. ભુલૈયાંને હજુ સુધી બાહ્ય વસ્તુઓનું ભાન આવે-પૂર્ણ જ્ઞાન થાય તેટલી શુદ્ધિ આવી ન હતી. તેને તો પૂર્વમાંનો અરૂણ, પ્રભામય થએલો પ્રદેશ અને પક્ષીઓનો કિલખિલાટ ઘણી મઝા આપતાં હતાં. તેણે એકવાર ચારે બાજુ જોયું, અને પછી પોતાની આંખો બંધ કરી. " ચારે બાજુએ આટલું બધું તેજ શાનુ ?' તેણે પડયાં પડયાંજ વિચાર કર્યો. 'આ પક્ષીઓ કયાં બોલે છે ? હું કયાં છું ? આ રાતું પીળું અજવાળું કેવું ? ફરી તેણે આંખો જોરથી દબાવી, ચોળી અને ઉઘાડી. આ સમયે સૂર્યનું આરક્ત બિંબ ક્ષિતિજપર આવ્યું હતું, અને પોતાનાં કોમળ સુવર્ણમય કિરણો સર્વત્ર પ્રસારતું હતું. તેણે ઉઠવાનો પ્રયત્ન કર્યો. ડાબો હાથ જરા ભારે જેવો લાગ્યો. કોઇ કઠણ વસ્તુ હાથ નીચે દબાઇ હોય એમ તેને લાગ્યું. પડયાં પડયાંજ તેણે બીજો હાથ ફેરવી તપાસ્યું, તો કંઇ કઠણ વસ્તુ જણાઇ, પરંતુ તે ઉપર પોતાના લુગડાનો છેડો આવેલો હતો. છેડો ઉપાડી જુવે છે તો બંશીધરની મુર્તિ નીચું મોં કરી હાથપર પડેલી માલમ પડી. તે મૂર્તિ જોતાંજ એકદમ ભુલૈયાં બેઠી થઇ. જમણા હાથે મૂર્તિને ઉપાડી લીધી. ડાબો હાથ જોરથી ઝાટકી નાંખી મૂર્તિ તરફ પ્રેમપૂર્વક જોઇ બોલી,

"આઓ મેરે લાલજી !." નાનાં નાનાં બાળ પક્ષીઓ એક છોડવા ઉપર અને ત્યાંથી વળી બીજા ઉપર એમ હર્ષમાં નાચતાં કૂદતાં જોઇ ભુલૈયાંને ઘણું આશ્ચર્ય લાગ્યું. ધીમે ધીમે ભુલૈયાંને એક એક ગત વાતોનું સ્મરણ થતું ગયું. "મેં કોટ ઉપરથી પાછલી રાત્રે ખરેખર ભૂસકો માર્યો છતાં, મને કેમ કંઈ ઇજા ન થઇ?" એમ વિચારવા લાગી. તેણે ઉંચું જોયું, કોટની કીનારી લગભગ ૨૫–૩૦ હાથ ઉંચી દેખાઈ. "ઉપરથી પડતાં હું કેવી રીતે બચી વારૂં ? મને કેમ કંઈ વાગ્યું નહિ ? એ તો પ્રભુનીજ લીલા !"

આશ્ચર્ય તો ખરૂંજ, પણ ભુલૈયાં તદ્દન બચી એતો ખાસ. બચી એટલુંજ નહિ, પરંતુ જયાં પડી હતી ત્યાંથી વેંત વેંત છેટેજ બંને બાજુએ મોટા મોટા પત્થરો પડયા હતા, છતાં તેને જરાકે ઇજા થઇ નહી. પ્રભુની ઇચ્છા. જેને રામ રાખે, તેને કોણ મારી શકનાર છે ?

ખરૂં છે કેઃ—

ना काले म्रियते जन्तुर्विद्धः शर शतैरपि ।
कुशाग्रणैव संस्पृष्टः प्राप्तकालो न जीवति ॥

અર્થાત્–સો બાણોથી ઘવાયા છતાં આયુષ્યવાન મરતો નથી, પરંતુ જેનું આયુષ્ય આવી રહેલું હોય છે, તે એક કુશની અણી વાગવાથી મરણ શરણ થાય છે. તેથીજ કોઈ કવિ કહે છે કેઃ–

જાકો રાખે સાઇંયાં, માર શકે નહિ કોય,
બાલ ન બંકા કર શકે, સબ જગ વેરી હોય.

કેમકે,— अरक्षितं तिष्ठति दैव रक्षितं ।
सुरक्षितं दैवहतं विनश्यति ॥
जीवत्यनाथोऽपि वने विसर्जितः ।
कृत प्रयत्नोऽपि गृहे न जीवति ॥

જેનું કોઇ રક્ષણ ન કરે, તેનું પ્રારબ્ધ રક્ષણ કરે છે. જેનું સારૂં રક્ષણ કરાયલું હોય છે, તેને જો પ્રારબ્ધને મારવો હોય તો તે મારી શકે છે. અનાથ વનમાં નિરાધાર પડયો હોય છે તોપણ જીવે છે, અને યત્નપૂર્વક ઘરમાં રાખેલો પણ જીવી શકતો નથી. એતો હોનાર ભાવીજ બળવાન છે. તેથીજ કહ્યું છે કેઃ—

" લિખિત કદાપિ ક્યાંએ, કોથી મિથ્યા ન થાય. "

ગઇ રાત્રે રાણાજીને ઓરડામાં છોડી ગયા પછી,

ભુલૈંયાંને ગઢ પરની દરેક વસ્તુનો તિરસ્કાર આવ્યો હતો. માલદેવના હાથમાં પડી ફરી વિટંબનામાં પડવા કરતાં કીલ્લા પરથી નીચે ગબડી પડી મરણ પામવું એજ ઉત્તમ એમ તેના મનમાં આવ્યું હતું. ઉપરથી પડવાથી પોતે બચવાની નથીજ, એવું તેના સમજવામાં હતું છતાં, તેને પોતાના જીવનો ભય લાગ્યો નહિ, તેમ કશો મોહ પણ ઉત્પન્ન થયો નહિ, ઉલટું તેણે તો મરવાજ ઈચ્છયું હતું. પરંતુ મનુષ્યની ઈચ્છા વિરૂદ્ધ હમેશાં જનારી દૈવી ઇચ્છા ભુલૈંયાંની ઇચ્છાની આડે આવી. તે ઉપરથીજ કહેવાય છે કે મનુષ્ય ધારે છે કંઇ, તો પ્રભુ કરે છે કાંઇ. કોટ ઉપરથી પડતું મુકતાંજ, તે કોટની દિવાલમાંથી ફુટી નીકળેલા એક નાના પીપળાના ઝાડ ઉપર પડી ! પડતાંજ ભુલૈંયાં બેશુદ્ધ થઇ ગઇ હતી. પીપળો તેનો ભાર સહન કરી શકયો નહિ. તે નીચો વળી ગયો અને ત્યાંથી તે નીચે ઉગેલા છોડવાઓના જાળા ઉપર પડી. વળી ત્યાંથી તળેટીમાં આવેલા ગામડાના લોકોએ ડુંગરપરના ઘાસને કાપી કરેલા ઢગલાપર પડી પાસેના પત્થરપર ઘાસ સાથે સરી પડી જમીનપર ઢળી પડી.

સામાન્ય દૃષ્ટિથી જોનારને આ ચમત્કાર કાંઇ વિશેષ મહત્વનો ગણાશે નહિ, પરંતુ ઇશ્વર પર જેનું મન લાગેલું છે, જેને પોતાના ગત કર્મનો પશ્ચાતાપ થએલો છે, અને જેને પોતાના દેહનો તિરસ્કાર આવેલો હતો, તે ભુલૈંયાંને આ ચમત્કાર કાંઇ જેવો તેવો લાગ્યો નહિ. લગભગ ૨૫–૩૦ હાથ ઉંચેથી અંધારામાં પડવા છતાં પણ, એક ફુલ પ્રમાણે જમીન પર આવી પડેલી તેનું કારણ બંશીધરની મૂર્તિ પોતાને પાસે હતી, તેનોજ પ્રતાપ, એવું પ્રશ્ચાતાપથી શુદ્ધ થએલા અંતઃકરણને લાગ્યું, અને દેવની આ કૃપા માટે તેનું હૃદય અતિશય ગદ્ ગદ્ થઇ ગયું. તેના શરીર પર હર્ષ રોમાંચ ખડાં થયાં, અને સાશ્રુનયને તે પોતાના બંશીધર તરફ જોવા લાગી. તેણે કાંઈ કુચેષ્ટાથી, કાંઇક મોજમાં અને કાંઇક ઉત્સુકતાથી દેવભકતોની જે વાતો સાંભળેલી તે વાતોનું રહસ્ય આજે તેને ખરેખરૂં સમજાયું. " દેવને નિષ્ઠુર પણ કેમ કહેવાય ? આટલા દિવસનું મારૂં દુઃવર્તન જોઇ તેમને મારા ઉપર દયા લાવવાનું કાંઈજ કારણ નહતું, છતાં આજ જેમણે મને ફુલની માફક ઝીલી લઇ મારો જીવ બચાવ્યો, તેજ દેવ મને પોતાની ગણી મારો ઉદ્ધાર કેમ નહિ કરે ? અત્યાર સુધી કયારે

મેં તેમનું ખરા મનથી ભજન કર્યું હતું કે પૂજન અર્ચનેય કર્યું હતું ? કે મને તેમના સંબંધમાં ખરી સમજણે હતી ? પણ આણી વેળાએ બંશીધરજી ! તમે દોડતા આવ્યા. હવે, તમને કદી છોડીશ નહિ. " એમ કહી તેણે મૂર્તિને પોતાની છાતી સરસી દબાવી. સુમારે બાર ચૌદ કલાક પહેલાં જે ભુલૈયાં માલદેવ સાથે રાણાજીના હાલ હવાલ કેમ કરવા તેની મસલત કરતી હતી અને જેણે રાણાને બે આબરૂ કરવા બીડું ઝડપ્યું હતું, તેજ ભુલૈયાં અત્યારેજ મૂર્તિને છાતી સરસી દાબી દેવના અગાધ પ્રેમમાં તન્મય થઇ ગઇ છે. કેવડો મોટો જમીન આસમાન જેવો ફેરફાર !

ઉગતા સૂર્યનારાયણ પ્રભુનાં કિરણો ભુલૈયાંને સ્વર્ગીય સંદેશો કહેતાં હતાં. ઠંડા વાયુની મંદ લહેર, પક્ષીઓનો કિલબલાટ, વૃક્ષલતાઓનું ડોલન, એ પ્રત્યેક વસ્તુ ઈશ્વરમયજ તેને લાગી. પોતાના બંશીધર સામું જોઇ તે ગાવા લાગી—

હરિ તુમ ભક્તન કે હિતકારી, અબ રખિયે લાજ હમારી ... ટેક.

પ્રલાદ ભક્તકો હિરણ્યકશપને કષ્ટ દિયા જબ ભારી,
નરસિંહરૂપ બનાય અસુરકી નખસે દેહ વિદારી ... ... હરિ૦
ધ્રુવને બનમેં કરી તપસ્યા, માત વચન હિયે ધારી;
દરસ દિખાય અમરપદ દીનો, જન્મ મરણ દુઃખહારી ... હરિ૦
જબ ગજરાજ ગ્રાહ વશ કીનો, તબ હરિનામ પુકારી;
ગજ કે ફંદ છુડાવન કારણ, ધાયે ગરૂડ સવારી ... ... હરિ૦
દ્રુપદીને જબ સુમરન કીનો, બઢ ગયે ચીર હજારી,
આજ ભુલૈયાં શરણમેં આયી, કીજિયે ભવજલ પારી. ... હરિ૦

આ પ્રમાણે પોતાના બંશીધરને સામે રાખી, તેમની સામે જોતી અને બન્ને હાથે તાળીઓ પાડતી, તે કેટલીકવાર સુધી ગાઇ રહી. ભજનમાં એટલી તો નિમગ્ન થઇ રહી હતી, અને જેને બે ત્રણ દિવસ ઉપરજ જે ભજનો માટે હસવું આવતું હતું, તેજ ભજનો ઉપર તેને એટલી તો પ્રીતિ વધી ગઇ કે, તેને બાહ્ય સૃષ્ટીનું જ્ઞાન સુદ્ધાં રહ્યું નહિ, જો વચમાં કંઇ અડચણ આવી ન હોત તો તે કેટલીવાર સુધી ગાતી બેસી રહેત? તે તેના બંશીધરનેજ ખબર. સૂર્ય થોડોક ઉંચે આવ્યો. જંગલમાં ઘાસ કાપનાર મનુષ્યો ઘાસ કાપવા આવવા લાગ્યા. તેમણે તેને દીઠી, અને પ્રેમમય ભજન સાંભળવા મોટી ઉત્સુકતા અને આશ્ચર્યથી ત્યાં ભેગા થઇ અંદર અંદર ગુચપુચ કરવા લાગ્યા.

વળી ગાવા લાગીઃ—

હે પ્રભુ મેરે દુઃખ નિવારો...............
દુર્બલ દીન જો વિપ્ર સુદામા, તુમ ચરણન ચિત ધારો,
છિનમેં ભૂપ તાહિકર દીન્હો, સો પ્રભુ ભક્ત તુમ્હારો......હે પ્રભુ૦

ગૌતમનારિ અહલ્યા તારી, ગિનત ગિનત મૈં હારી,
ગ્રાહ ગ્રસ્ત ગજરાજ પુકારો, તુમહીં કષ્ટ નિવારી,......હે પ્રભુ૦

ઇન્દ્રને કોપ કિયો બ્રજ ઊપર, બરસત મૂશલધારી,
બ્રજવાસી જન બિકલ ભયે તબ, નખ પર ગિરિવર ધારી...હે પ્રભુ૦

ભક્તિ હીન મતિ દીન હીન હૂં, મેરો કરો નિસ્તારો,
ભુલૈયાં બિનય કરૈ કર જોરે, હમહી ઓર નિહારો.........હે પ્રભુ૦

ભુલૈયાંને તો ભાનજ નહતું. વચમાં વચમાં તે જરા થોભતી અને બંશીધરની મુર્તિની હડપચીને હાથ લગાડી લાડપણાથી બોલી, "બોલો નાથજી, તમે મારી વિનંતી સાંભળો છોને? અરે તમે ક્યાં સાંભળો તેમ છો? બિચારા ધ્રુવજી જંગલે જંગલ તમને પોકારતા રખડતા હતા છતાં તમે તેમને ઘણા વખત સુધી દર્શન ન આપ્યું! તો તમે મને ક્યાં દર્શન દેનાર છો? ન મળશો લાલજી—ન મળશો. હું તો તમારૂં નામ આ રસનાએ દેયાંજ કરવાની. મને તેમાં આનંદ કેમ નહિ મળે? આહા હા. 'ગૌતમ નારિ અહલ્યા તારિ, ગિનત ગિનત મૈં હારી'" ફરી ગાવા માંડયું.

એટલામાં સેહેજ ઉંચું જોતાં તેણે મોટા મોટા દોર અને હાથમાં દાતરડાં લઇ ત્યાં એકઠા થએલા દશ બાર માણસો જોયા. તેમને જોતાંજ એકદમ ઉભી થઇ ગઇ. તેમના તરફ તેણે ચમત્કારી મુદ્રાથી જોયું. 'યમદૂત! યમદૂત!' કહી મૂર્તિને પોતાના છેડા નીચે સંતાડી અને નાસવા લાગી! ઘાસ કાપનારા ચકિત થઇ ગયા. તે તો એક હરણ માફક છલંગ મારતી દોડીજ જતી હતી. થોડીવારમાં તો તે દૃષ્ટિ બહાર થઈ જઇ, એક મોટા રસ્તા ઉપર આવી અને ત્યાંથી નાની પગથી ઉપર ચઢી. કોઇ તેની પાછળ આવતું નથી એ જોઈ તેને જરા સંતોષ અને શાંતિ વળી. "ધ્રુવ બાળ, હરીને મેળવવા ખાતરજ પોતાનું ઘર અને વ્હાલી માતાને ત્યજી જંગલમાં આવ્યા હતા. તેમને જેમ જગન્નાથની ભેટ થઈ, તેમ મને પણ થશેકે? છિઃ છિઃ ભુલૈયાં તું કેટલી પાપી છે? બાળ ધ્રુવજી ક્યાં, અને તું ક્યાં? ધ્રુવજીનું અંતઃકરણ કેટલું કોમળ અને કેટલું શુદ્ધ!! અને તું કેટલી અધમ, નીચ અને પાપી!! હાય, હાય!

બંશીધરજી, જન્મભર હું આમજ ભટકતી રહીશ? તમારો ક્યાં વાસ છે તે મને કોઇ નહિ જણાવે?" મનમાં જ બોલતી બોલતી ચાલતી હતી. એટલામાંજ કોઇનું ભજન તેના સાંભળવામાં આવ્યું.

રામ બાણ વાગ્યાં હોય તે જાણે......
બોલ્યા મુરખ મનમાં શું આણે........રામબાણ૦

ધ્રુવને લાગ્યાં, પ્રલ્હાદને લાગ્યાં, (૨)
તો ઠરીને બેઠા ઠેકાણે;
ગર્ભવાસમાં શુકદેવને લાગ્યાં,
એ તો વેદ વચન પરમાણે,
રામબાણ વાગ્યાં હોય તે જાણે

ગાનારી વ્યક્તિ ભક્તિ ભાવથી ગાઇ રહી હતી. ભુલેંયાં ભજન સાંભળી તન્મય થઈ ગઇ. તે મોટેથી બોલી, "આહા હા! કેવું મીઠું ભજન! રામ! રામ! પ્રલ્હાદજીએ આજ નામમાં મઝા મેળવી, અને ભગવાનને નરસિંહરૂપ લેવું પડયું. હું પણ ગાઇશ. હાં હાં, હું પણ ભગવાનનું નામ લેઇ તેમને બોલાવીશ. વળી ભજન સંભળાયું—

મોરધ્વજ રાજાનું મન હરી લેવા, હરિ આવ્યા જે ટાણે;
લઇ કરવત મસ્તક પર મેલ્યું, ને પત્ની પુત્ર બેઉ તાણે—
રામબાણ વાગ્યાં હોય તે જાણે.

ભુલેંયાં મોટેથી બોલી, હે ગાનેવાલા, તમે કેટલા ભાગ્યશાળી છો? કેવું ઉત્તમ ભજન!. કહે છે કે, શવરીએ રામચંદ્રજીનું ધ્યાન ધર્યું, તો તેમને તેનાં એંઠાં બોર (ફળ) ખાવાં પડયાં, તો પ્રભુ! શું આપ મારે ત્યાં નહિ પધારશો?" એમ બોલતી જે દિશા તરફ તે ગાયન સંભળાતું હતું તે તરફ ચાલી. સુમારે સો એક કદમ પર એક ઝાડ નીચે એક સાધુ હાથમાં એકતારો લઇ આંખો બંધ કરી ગાતો હતો.

"રામબાણ વાગ્યાં હોય તે જાણે."

સાધુના એકંદર હાવભાવ ઉપરથી તે સાધુ મહાત્માને બાહ્ય જગતનું ઘણુંજ થોડું જ્ઞાન હોય તેમ ભુલૈંયાંને લાગ્યું. તે તેની પાસે જઇ ઉભી. સાધુને પોતાના બ્રહ્માનંદમાં જ મગ્ન જોઇ તેને ઘણો આનંદ ઉપજ્યો. તેમને નમસ્કાર કરતાંજ પોતાનું હૃદય અંદરથી કહેવા લાગ્યું કે "હરિનો પત્તો આજ બતાવશે."

## પ્રકરણ ૧૨ મું.

### માલદેવની મુંઝવણ.

રાણા હમીરના લગ્નરૂપી નાટકના છેવટના પ્રવેશમાં યુદ્ધ થઈ નાટક સમાપ્ત થયું. રાણા હમીરને ચિતોડગઢ છોડે પંદર દીવસ થઇ ગયા. માલદેવે કેળવાડાના સિંહને યુક્તિપ્રયુક્તિથી પોતાની ગુફામાં લાવી તેના દાંત અને નખ ખેંચી કાઢવાની તજવીજ કરી ખરી, પરંતુ પરિણામ ઉલટુંજ આવ્યું. કેળવાડાનો સિંહ તે દાવપેચમાં ફસાયા પહેલાંજ સાવધ થઇ ગયો. થએલા અપમાનનો બદલો લીધા સિવાય રહેનાર નથી એવી માલદેવને પક્કી ખાત્રી હતી. તેને એકલા રાણાજી સંબંધમાં કાળજી નહતી, પરંતુ પોતાના ઘરનું એક ખાસ મનુષ્ય શત્રુને મળી જવાનો ડર પણ હતો. તે કોણ ? ભુલૈયાં !

ભુલૈયાંએ પડતું મૂકયા પછી કેટલીવાર સુધી તો માલદેવ ત્યાંનો ત્યાંજ ઉભો રહી અંધારામાં ડોળા ફાડી જોઇ રહ્યો હતો, પરંતુ કંઈ જણાયું નહિ, તેમ કંઈ અવાજ પણ સંભળાયો નહી. તે ખિન્ન હૃદયે મહેલમાં આવ્યો. ભુલૈયાંના મૃત્યુ સંબંધી કંઇ વિચારજ ન થયો. અન્ય પ્રસંગ હોત તો, આખી રાત મશાલો સળગાવી ગઢ નીચે પોતે જઇ ભુલૈયાંની તપાસ કરી હોત, પરંતુ આજ તો રાણો હમીર તેના હાથમાંથી સટકી જવાથી તેને બીજો કંઇ પણ વિચાર આવતોજ નહતો.

બીજે દીવસે આઠ નવ વાગે ભુલૈયાંની યાદ આવી. તેનું મુડદું એકાદ જાળા જપટામાં કે ખાડામાં પડેલું મળી આવશે એવી તેને ખાત્રી હોવાથી એક બે ખાસ નોકરોને તપાસ કરવા મોકલ્યા. આ સમયમાં તો ભુલૈયાં કંઈની કંઇ નીકળી ગઈ હતી. શોધ કરનારા માણસોને ભુલૈયાં જીવતી છે એટલીજ ખાતમી ઘાસ કાપનારા માણસો પાસેથી મળી. નોકરો ગઢમાં આવ્યા અને માલદેવને એ ચમત્કારિક વાતની ખબર આપી. માલદેવની ચિંતામાં આ ખબરે બેવડો વધારો કર્યો.

જયાં સુધી મનુષ્યે કોઈ કામ હાથમાં લીધેલું નથી હોતું ત્યાં સુધી તેને યશ અપયશની ઘણી બીક લાગતી નથી, અને તેથી આમ થયા પછી આમ થવું જોઇએ, અથવા આ પ્રમાણે કરવું

જોઇએ, એટલીજ તે અટકળ બાંધે છે. પરંતુ કાર્યમાં હાથ નાંખ્યા પછી, કેટલીકવાર તેવી કલ્પના કર્યા પ્રમાણે યશ આવી, પછી અપયશ આવવાની એકદમ શરૂઆત થાય છે ત્યારે, તેની મનઃસ્થિતિ ઘણી વિચિત્ર થાય છે. આટલાજ અપયશથી આપણું દુર્દૈવ અટકશે, કે બીજા માટે તૈયાર કરેલા ફાંસામાં આપણેજ ફસાઇ તેમાં આપણો નાશ થતા સુધી અપયશ વધતો જશે એવી કુશંકા તેના મનમાં આવી તેને નિરાશ કરે છે. રાણા હમીરનો—ચિતોડગઢના ખરા વારસનો—નાશ કરવા માટે માલદેવે રચેલા કાવત્રા પ્રમાણે પ્રથમતો સૌ પાર ઉતરી ગયું, અને પરિણામમાં હમીરનો નાશ પણ થયો હોત. પરંતુ દુર્દૈવે વચમાંજ માલદેવ સંબંધી ખબર રાણાને પડી ગઇ. તેની લાડકી ભુલૈયાં, જેણે હમીરને ઠાર કરવાનું બીડું ઝડપેલું હતું, તે પણ અણી વખતે બદલાઈ ગઇ. તેમ તેની પુત્રી વીરમતીએ, પણ હમીરને હતો નહતો કરવા તેના કારસ્તાનમાં ભાગ લીધેલો તે પણ લગ્ન થયા પછી પતિ પ્રેમ તેના મનમાં જાગૃત થવાથી કંઇ કરી ન શકી. વળી આઠ આઠ માણસો વચ્ચેથી હમીર નાઠો અને તેનો નાશ થયો નહિ, ને હાથમાંથી છટકી ગયો ! માલદેવ ધારતો હતો કે, “ભુલૈયાં હમીરના રૂપમાં લુબ્ધ થઇ ગઇ છે. કોટ ઉપરથી પડવા છતાં તે જીવતી રહી, તેનો અર્થ શો ? હવે તે હમીર પાસે જરૂર જશે એમાં કાંઈ શંકા નથી. ગઢ ઉપરની સઘળી બીનાથી તે માહીતગાર હોવાથી તેણે હમીરને સઘળું જણાવી દીધું તો ? જરૂર તે ઘેરો ઘાલવાનો.” આવા નિરાશાના વિચાર માલદેવના મનમાં ઉપરાઉપરી આવવા લાગ્યા અને તે ઘણોજ ગભરાયો. એટલામાં તેની કન્યા વીરમતી ત્યાં આવી પહોંચી. મનુષ્ય ગભરાયો એટલે પોતાના અપયશનો પોટલો બીજાનેજ માથે મુકવાનો. વીરમતીને જોતાંજ માલદેવ બોલ્યો, “વીરમતી ! બેટા ! બાજી કથળી ગઈ. ભુલૈયાં કોટ ઉપરથી પડવા છતાં મરી ગઇ નથી. એતો બચી ગઇ ! હવે હમીર પાસે જશે.—”

“અને પછી ?” વીરમતીએ પૂછ્યું. તે આવી ત્યારે તેની મુખમુદ્રા ઘણી ખિન્ન હતી, પરંતુ ભુલૈયાં જીવતી છે સાંભળી, તેની ખિન્નતા જતી રહી. મુખમુદ્રા કંઇક પ્રસન્ન દેખાઇ. તેને ઘણું આશ્ચર્ય લાગ્યું, અને તેથીજ તેણે પૂછ્યું, “અને પછી ?”

પરંતુ વીરમતીને ઉત્તરની જરૂર હોય તેમ દેખાયું નહિ. તે કંઇ વિચારમાંજ હતી, તેમ માલદેવને પણ તેના પ્રશ્નનો ભાવ

સમજાયો હોય તેમ જણાયું નહિ. "હવે શું થશે તેની તને ખબર છે? તે રાક્ષસણી રાણા પાસે જવાની, અને ગઢપરની સઘળી બાતમી આપનારી,—" માલદેવે તુટક તુટક શબ્દે કહ્યું.

"ત્યારે, પિતાજી, હું ભુલૈયાંની પાછળ જાઉં છું. તેની સઘળી ઇચ્છાનો નાશ કરીશ. પુરૂષ વેશમાં જવાથી મને કોણ ઓળખનાર છે ?". માલદેવે થોડીવાર પોતાની કન્યા તરફ જોઇ કહ્યું, "ઠીક. જા. હું પણ વળી બીજી કોઈ તજવીજ કરૂં છું." પોતાના બાપને પોતાનો વિચાર એકદમ પસંદ પડેલો જોઇ વીરમતીને આનંદ થયો. પિતાપુત્રીએ એ સંબંધમાં કેટલીકવાર સુધી મસલત ચલાવી. બંને છુટાં પડયાં. વીરમતી પ્રવાસ માટે તૈયારી કરવા લાગી.

વીરમતીએ કેવું મહત્વનું કાર્ય કર્યું ? માલદેવના નિરાશા ભર્યાં વિચારને એકદમ પલટાવી નાંખી જુદું રૂપ આપ્યું. વીરમતીના ગયા પછી માલદેવ આમ તેમ આંટા મારતો વિચારવા લાગ્યો. "હવે ફરી ઘાટ કરી તેને પકડવો તો ખરોજ. વીરમતી ભુલૈયાંને શોધી કાઢશે, અને જરૂર તેને ફસાવશે. એમાં કંઇ શંકા નથી. એટલામાં આપણે રણવીરને દીલ્હી તરફ મોકલી બાદશાહ પાસેથી મદદ માટે મંગાવીએ ફોજ. વનવીરને આ...મ રાણાજીની પુંઠે મોકલવો. પ્રથમ તો તેના તરફથી કોઇ વકીલ બકીલ આવવાનોજ. તે વેળા ચિતોડગઢ સ્વાધીન કરૂં છું. એમ પ્રપંચ કરી આપણી ફોજ ગઢની અંદરથી અને બહારથી–પાછળથી બાદશાહી ફોજે કરવો હલ્લો !! એ...ટ...લે......એટલે શું ?

अकाल सैन्ययुक्तस्तु हन्यते कालयोधिना ।
कोशिकेन हतज्योतिर्निशीथ इव वायसः ॥

ઘુવડ કાગડાનો સ્વાભાવિક શત્રુ છે. કાગડો રાત્રે કંઇ દેખી શકતો નથી. એ વખતે કાગડાને જોતાંજ ઘુવડ તેને મારી નાંખે છે, તે પ્રમાણે શત્રુના ખરાબ સમયે તેના ઉપર હલ્લો કરતાં તેનો નાશ થાય છે.

તે પ્રમાણે અથવા તો બંને બાજુથી સળગેલા લાકડાના કીડા પ્રમાણે એ કેલવાડાનો સિંહ, ત્યાંનો ત્યાં તરફડીને મરવો જોઇએ. મરવાનોજ. માલદેવે યોજના ઘડી કાઢી.

નવિન યોજના, નવિન મસલત ! માલદેવે યોજનાનુસાર જે કરવાનું હતું તે કર્યું. વીરમતી, ભુલૈયાંની શોધમાં ગઇ. રણવીર દીલ્હી તરફ સીધાવ્યો, અને વનવીર કેળવાડા તરફ ઉતરી પડી

તેમાં દાખલ થયો. હવે આ નવી જાળગુંથણીમાં આપણો સાવજ કેવી રીતે ફસાય છે, તેની રાહ માલદેવ જોવા લાગ્યો.

મનુષ્ય કાંઇ વિચાર કરતી વખતે–આશા કરતી વખતે–યોજના રચતી વખતે પોતાની શક્તિનો વિચાર દૂર રાખે છે. માલદેવ પણ એવાજ મનુષ્યો પૈકીમાંનો હતો. રાણાજી સાવધ થયો છે, ત્યારે તે પણ પોતાની યુક્તિ કંઈ રચતો હોવોજ જોઇએ, એ વાત માલદેવજી ભુલી ગયા. કેમકેઃ—

બીગડ ગઈ તકદીર તો,
નહી તદબીર ભી આડે આતી હય;
જબ બીગડી તકદીર કહો,
તદબીર હુઈ કહાં સાથી હય.
તકદીરકે આગે તદબીરોકી,
એક પેશ ન જાતી હય;
તદબીરે સમજો વઝીર,
તકદીર હી શાહ કહલાતી હય.

ચાર દિવસ થયા. આઠ દિવસ થયા. પંદર દિવસ વહી ગયા. પરંતુ કોઇ આવ્યું નહિ, તેમ કે ઈના તરફથી કંઇ સમાચાર પણ આવ્યા નહિ. વળી રાણા તરફ પણ શાન્તજ જણાયું, જાણે કંઈ પણ બન્યુંજ નથી ! એ જોઈ માલદેવના મનમાં વળી આશા-નિરાશાની ગડભાંજ થવા લાગી. “ મેં દરેક છોકરાને ગાજી વગાડીને કહ્યું હતું કે, શું શું બને છે તેની બાતમી રોજને રોજ મોકલતા રહેવું, છતાં કોઈ પણ તરફથી કંઇ ખબરજ નથી ! સમજો કે વનવીરને કોઇએ ઓળખ્યો હોવાથી શત્રુએ તેને કેદ કર્યો. વીરમતીએ તો પાછું ફરવું હતું ને ? ધારો કે તે સ્ત્રી જાત હોવાથી કદાચ કંઇ ભુલચુક કરી, અને તેથી કંઇ સંકટમાં આવી પડી હોય, પણ રણવીરે તો આટલા વખતમાં આવવું જોઇતું હતું ને ? બાદશાહે તેને કદાચ રોકી રાખ્યો હોય, પરંતુ મારો કાગળ ખાસ જરૂરનો અને ત્વરાનો હતો. આ શું ઘોટાળાપંચક હશે ? તે કંઇ સમજાતું નથી. ” આમ તે ત્રાસમાં બોલતો હતો, એટલામાં એક નોકરે આવી “ મહારાજ ! એક સ્વાર આવ્યો છે ” એવી વરધી આપી. માલદેવ આશાભર્યો દોડતો ડેવડી ઉપર ગયો. સ્વારને જોતાંજ નિરાશા ઉત્પન્ન થઇ. સ્વારે નમીને એક બંધ કાગળ આપ્યો. માલદેવે તે ફોડયો. તેમાં નીચે પ્રમાણે હતુંઃ—

“ મેર લોકોએ પુનઃ બંડ કર્યું છે. તેમની તૈયારીઓ સા

દેખાય છે. અહીંના એકલા લશ્કરથી દબાવી શકાય તેમ લાગતું નથી. બને તેટલી મદદ જલદીથી મોકલશો.”

પત્ર પુરો થયો. માલદેવની મુખમુદ્રા જોવા જેવી થઇ રહી. અતિશય તિરસ્કારપૂર્વક તેણે કાગળ લાવનાર સ્વાર તરફ જોયું, અને કંઇ ન બોલતાં એકદમ ચાલી ગયો. ગરીબ બિચારો ઘોડેસ્વાર ! તેને શું ખબર કે પોતે અશુભનો કાગળ લઈ જાય છે ! તે તો મહારાજા ( ! ) માલદેવને લખોટો આપવા ઘણી ત્વરાથી મારતે ઘોડે આવ્યો હતો. જલદી જવાથી મહારાજા ખુશી થશે એ આશા હતી, પરંતુ અહિંઆં તેણે આ વિચિત્ર પ્રકાર જોયો. મહારાજા ગુસ્સે થએલા જણાયા; લખોટામાં કંઇ અશુભ વર્તમાન હશે એમ લાગ્યું. પરંતુ તેમાં તેનો પોતાનો કંઇ દોષ નહતો. તેતો બિચારો જાણતો નહોતો કે લખોટામાં શા મોહોકાણના સમાચાર લખાયલા છે ? કદાચ તે જાણતો હોત તોપણ શું ? આખરે નોકરજ !

માલદેવ એકાદ ખીજવાયલા સાપ પ્રમાણે ફુંફાડા મારતો મહેલમાં આવ્યો. ફરીથી તે કાગળ વાંચ્યો. હોઠને ચાવતો અને દાંતને કકડાવતો આમ તેમ ફરવા લાગ્યો. જાણે આંખો કાઢીને કોઇને દબાવતો–ડરાવતો–ધમકાવતો હોય તેમ તેની ચેષ્ટા થતી હતી. હવે તેના ક્રોધે તેનું મુખ ઉઘાડયું. “ આ મુર્ખને આ સમયેજ પત્ર પાઠવવાનું સૂઝયું. હમીર મેર લોકોને મદદ કરશે અને તેથીજ આ ફરી બંડ થયું, એમ કે ? ઠીક–ઠીક. કરો બંડ બેઢાઓ સઘળા મળીને. જાઓ ! મદદ બદદ કુચ નહિ મિલેગી ! બદમાશ કાંહીકા ! જોતો ખરો, યઃકશ્ચિત લુચ્ચા લોકથી બીહીને, પત્ર મોકલે છે. પોતે શી ધાડ મારી ? ‘ જલદી મદદ મોકલો !. તારા બાપે અહીં ફોજ બોજ એકઠી કરી રાખી હશે ! બસ. હરામખોર રાણાને નમવ્યા સિવાય હું કંઇ લક્ષ આપનાર નથી. એનીએ વળી યુક્તિ જુઓને ! આજ પંદર દિવસથી મને લાગતું હતું કે આજ આવશે, કાલે એનો વકીલ મોકલશે, પણ લુચ્ચા બદમાશે, એ સઘળું મુકી દઇને મેર લોકોને ઉશ્કેર્યા ! ઠીક છે. જોઇ લઇશ, હમીર ! તને ખરેખર ખબર પાડીશ. યાદ રાખજે કે તને વનવન કરી નાંખી વનેવન ભટકાવીશ, ત્યારેજ મારૂં નામ માલદેવ ! મારૂં ચિતોડ ! મારૂં ચિતોડ કરી રહ્યો છે, પરંતુ ખબર નથી કે એ ચિતોડ તો આ માલદેવના કહેવાથીજ સહીસલામત રહેવા

પામ્યું છે, નહિં તો ક્યારનું એ જમીનદોસ્ત ચિતોડ થઇ ગયું હોત ! એ કંઈ પાછું આપતા ખાતર નહિ, હોંકે? બાદશાહ અલ્લાઉદ્દીનને અલ્લા સલામત રાખે. તેણે આંખ ઊંચી કરી, કે તારો કંઇ પત્તોજ નહીં રહે. તેની હકીકત જરા તારા બાપદાદાને તો પૂછી આવ. હમીર ! બરચા બરાબર યાદ રાખજે કે સત્તા આગળ શાણુ પણ નકામુ છે. નકામો ફોફાં શા માટે મારે છે ? ". ફરી પેલો પત્ર ઉકેલ્યો ને વાંચ્યો. વળી જરા કંઇક શંકા આવી. ને પત્ર જોતા જોતા મોટેથી બોલ્યો, "સમજાયું. અરે બદમાસ, પકડાયું ! મહિના બે મહિના ઉપર તો મેર લોકોનો સજ્જડ પરાભવ કરી, તેમને પુરેપુરા દબાવી–બેસાડી હું આવ્યો છું. એટલામાં ફરી તે શેના માથું ઉચકવા પામે ? આવો ખોટો પત્ર લખી મને દબાવવો છે, કેમ. ? આ માલદેવને એટલો ભોળો ન સમજતો ! માલદેવ મુર્ખો નથી તો–" એમ કહી મોટેથી હસવા લાગ્યો. એટલામાં દ્વાર પાસે કોઇએ ખુંખારો કર્યો, "કયું રે ?" આરક્ત નેત્રે દ્વાર પાસે ઉભેલા પોતાના નોકરને જોઈ પૂછ્યું.

"પેલો સ્વાર ઉત્તર માગે છે." પોતાના માલીકનો રંગ જોઇ નોકર દંગ થઇ ગયો–દબાઈજ ગયો. ગભરાઇ જવાથી તેણે આસ્તેથી કહ્યું.

"ઉત્તર માગે છે ? જા તેને એકદમ પકડી કેદ કરો. શત્રુ તરફનો જાસુસ છે, જાસુસ ! જા. જા. મારા મોં સામુ જોઇ ન રહે. તેની પાસે કોઇ છે કે નહિ ? નથીને ? તમે લોક કેવા મુર્ખા છો ? જા. જલદી જા. પહેલાં જા. તે નાસી જશે. જા. જા. હાલતો તેને એકદમ કેદ કરો. પાછળથી તેનો વિચાર." માલદેવે ઉછળીને જવાબ આપ્યો. તેના મુખ ઉપર ક્રોધરૂપી કુંડાળાનું તેજ વિચાર મિશ્રિત ફરતું હતું. નોકર ગયો. માલદેવે દ્વાર બંધ કર્યાં. અંદરથી સાંકળ વાસી, અને કોચ પર પડયો. ફરી પેલો પત્ર કાઢયો–વાંચ્યો. ખરેખર અક્ષરેઅક્ષર નીરખી નીરખીને વાંચ્યા. તેને વળી કાંઈ વિચાર આવ્યો. "આ ખરૂ હશે કે ખોટું ? સમજો કે આ પત્ર રાણાએ મને ડરાવવા લખ્યો હોય, પરંતુ આથી તેને શો ફાયદો ? કાંઇ નહી. આ સ્વારને સઘળી હકીકત પૂછવી તો જોઇએ." તે કોચ ઉપરથી ઉઠયો. ફરી એકવાર પત્ર જોયો–વાંચ્યો. વળી અચક્યો, ને વિચાર કરવા લાગ્યો. થોડીવારમાં વળી કાંઇ નિશ્ચય ઉપર આવેલો જણાયો. દ્વાર પાસે ગયો. સાંકળ

ઉઘાડી. દ્વાર ખોલતાંજ ત્યાં વનવીરને ઉભેલો જોયો i. માલદેવ તેની ઘણીજ ઉત્સુકતાથી રાહ જોતો હતો. પરંતુ આ સમયે તેને એકદમ જોતાંજ આશ્ચર્ય લાગ્યું, તેમજ અપશુકન ભર્યું પણ લાગ્યું. વનવીરના આગમનથી આનંદ થએલો જણાયો નહિ. "કોણ વનવીર? તું ક્યારે આવી પહોંચ્યો?" માલદેવે પૂછ્યું. વનવીરની મુદ્રા પ્રફુલ્લિત થવી જોઇતી હતી, પરંતુ તેવું કાંઇ થયું નહિ. "અંદર-અંદર ચાલો. સઘળું કહું છું" તેણે ધીમેથી કહ્યું.

"આ બીજો અપશુકન" માલદેવ બબડયો. બંને અંદર ગયા.

વનવીરને પોતાના પિતાના વર્તન સંબંધી કંઇ સમજ પડી નહતી.

"કુમાર્ગે ચઢાવેલી પ્રયત્નોની હાંડી યશના સીંકા ઉપર શી રીતે ચઢે?" તે કઠોર સ્વરે બોલ્યો.

"એટલે?"

"એટલે શું? આપ સલાહ કરો તો ઠીક."

"તું વકીલ થઇ આવ્યો છે?"

"હા, હું હમીર રાણાનો વકીલ છું." વનવીરનો ઉત્તર સાંભળી માલદેવ એક પુતળા માફક સ્તંભિત થઇ ગયો.

---

## પ્રકરણ ૧૩ સું.

### રાણા હમીરના પાષાણ મિત્રો.

હમીરે પોતાના ઘોડાનું નામ ચિતોડ રાખ્યું હતું. ચિતોડની ખીજમત-ચાકરી કરવા માટે નોકર રાખવાની રાણાજીની શક્તિ-સ્થિતિ હતી, પરંતુ તે કામ તે પોતે જાતે કરતા. હરદેવને પોતાના માલીકનું આટલી હદ સુધીનું સાદાપણું બીલકુલ ગમતું નહિ. તે વારંવાર રાણાને કહેતો કે, "ગમે તેમ છે તોપણ, આપ રાજકુલતિલક છો. બાપ્પા રાવળના વંશજ છો. આપે આપના માનમરતબા પ્રમાણે વર્તવું જોઇએ."

"હરદેવ, તારૂં કહેવું યથાર્થ છે, પરંતુ એ સ્થિતિમાં મને આવવા દે. જ્યાં સુધી મારા પૂર્વજોનો વૈભવ ફરી પ્રાપ્ત ન થાય, ત્યાં સુધી બાપદાદાના ખાલી નામનો ખોટો માનમરતબો મારે નથી જોઇતો. હા, મારા પૂર્વજો મોટા હતા, મારૂં કુળ ઉચ્ચ પ્રતીનું છે. અમે શ્રી રામચંદ્રજીના વંશજ છીએ, પરંતુ

તેનો અત્યારે શો ઉપયોગ છે ? મારા પૂર્વજો ચિતોડગઢ ઉપર રહેતા હતા, પણ આજે મારે તો કેળવાડા સરખા નાના ગામડામાં રહેવાનું છે ને ? મારા પૂર્વજો ચિતોડ ઉપરના મહેલમાં આનંદમાં દિવસો ગાળતા હતા, અને આજે મારા નશીબમાં કેલવાડાની એક ઝુંપડીજ છે ને ? મારા પૂર્વજો સારાં સારાં મિષ્ટાન્ન ખાતાહતા, પણ આજ મારા ભાગ્યમાં—મારે ભાગે બાજરીના ટુકડાજ છે ને ? પરિસ્થિતિ જ્યાં સુધી બદલાયલી નથી, ત્યાં સુધી મને—મારે મ-રતબો શેનો ? એવી ખોટી ડંફાસ કે વડાઇ શા કામની ? ઘણા મનુષ્યો પોતાના કુળની મોટાઇમાં મરી પડે છે, અને અન્ય આંખના આંધળા અને હૈયાના કાચાઓ તેવાકુળની મોટાઇમાં અંજાઈ પણ જાય છે, પણ તેથી શું મને સુખ ઉપજે ખરૂં ? હરદેવ ! સૌખ્ય લાલસા મનુષ્ય માત્રને સ્વાભાવિક છે. “તમે સુખ ભોગવોને” એમ બીજાને કહેવાની જરૂર પડતીજ નથી. પોતેજ પોતાને સુખ થાય તેમ કરવા દરેક જણુ તલપાપડ કરીજ રહે છે, એટલુંજ નહી પણ અન્ય જીવોના ભોગે પણ પોતાને તો સુખજ થવું—મળવું જોઇએ, એવી દુષ્ટ ભાવના થવી સ્વાભાવિક છે. પરંતુ જેમનું મન સુસંસ્કૃત થએલું છે, જેને માનમરતબાનો ઘણો કંટાળો છે, જેને ખરા ખોટાનું ભાન છે, ન્યાયાન્યાય અને ધર્માધર્મ જે સમજે છે, તેને તો ખોટા—ખાલી આડંબરનો તિરસ્કાર છૂટે છે જ. મને પણ તેમજ છે, અને તેથીજ હું આવી રીતે વર્તુ છું. જે દિવસે હું ચિતોડનો અધિપતિ થઇશ, રાજસ્થાનના સર્વ રાજા રજવાડા પૂર્વવત્ મને પોતાનો સમ્રાટ સમજશે, તે દિવસે હું આપો આપ આમ્રાટ જેવા માનથી વર્તીશ. પણ હાલની સ્થિતિમાં હું પોતાને તારા જેવો સાદો એક રાજપૂત સમજું છું.” રાણાજીના આ કથનથી હરદેવ હતાશ થતો અને શાન્ત પડતો, પરંતુ તેને રાણાજીની આ સ્થિતિ માટે અત્યંત ખોટું લાગતું એમાં તો કંઇ શંકાજ ન હતી.

લગભગ મધ્યાહ્નનો સમય છે. કેળવાડાથી સુમારે એક માઇલ ઉપર ડુંગરની તળેટીમાં આવેલા એક નાળા પાસે રાણાજી પોતાના ચિતોડને નવરાવતા હતા. આ સમયે તેમની નજીક કોઇ ન હતું. રાણાને જ્યારે જ્યારે એકાંતની જરૂર જણાતી, ત્યારે તે પોતાનો ઘોડો લઇ અત્રે આવતા અને કલાકના કલાક ત્યાં બેસી પોતાના કાર્યક્રમનો વિચાર કરતા. કોઇ કોઇ સમયતો ઘોડાને છૂટો

ચરવા મૂકી દઇ, ઝાડનીચે બેસી નાના બાળકની પેઠે કાંકરા વીણી એકઠા કરતા, અને તે કાંકરાના ઢગલાના બે ભાગ કરી એક ભાગને શત્રુ સૈન્ય ગણતા, અને બીજા ભાગને સ્વતઃનું સૈન્ય ગણી લઢાઇ ચલાવતા, ને રમતમાં એટલાતો દિગ થઇ જતાકે આસ પાસનું ભાન સુદ્ધાં ન રહેતું. હરદેવને આવી બાળકોની રમતની છોકરવાદી જોઇ નવાઇ લાગતી, અને ઘણીવારતો પોતાના માલિકની તે માટે મશ્કરી પણ કરતો હતો.

આજ ભાદરવા વદ ૭ છે. આકાશમાં કંઇક કઇક વાદળું છે. વરસાદનો છાંટ નથી. તાપસખ્ત પડે છે, અને વાદળી તાપ માણસને હેરાન કરે છે. આવા સમયે ઝાડોનો કુંજનો વિશ્રામ મનુષ્યના મનને અહ્લાદકારક હોય છે. મગજને શાંતિ આપે છે. હમીરે પ્રથમ થોડીવાર ઘોડાની સેવા કરી, તેને ધૂપમાં ચરવા છૂટો મૂકી પોતે હમેશના ઝાડની નીચે જઇ બેઠો. ત્યાં તેમના નિર્જીવ મિત્રો તેમની રાહ જોતા પડેલા હતા. તેમને જોઇ હમારને હસવું આવ્યું. હસતાં હસતાં બોલ્યો, “ મારા પાષાણુ મિત્રો ! આટલા સુધી તમારી સહાયતાથી હું યુદ્ધશાસ્ત્ર શીખ્યો. આજથી બરાબર પંદર દિવસની અંદર ચિતોડગઢ ઉપર મારા પૂર્વજોનું નિશાન ફરકાવવા મારી ઇચ્છા છે—મારી પ્રતિજ્ઞા છે. તે સમયે તમારી પાસેથી મેળવેલા જ્ઞાનનો ઉપયોગ કરાશે ને ? તમારી પાસેથી મેળવેલી યુદ્ધવિદ્યા ફળદાયક થશે ને ? આપણા કરતાં પ્રબળ શત્રુથી કામ લેવાનું હોવાથી પુષ્કળ વિચાર કરી કરીને તેમાં હાથ ઘાલવાનો છે. સમય અનુકુળ થતા સુધી, નિર્જીવ પ્રમાણે પડી રહેવું એવો મારો વિચાર હોવાથીજ આટલા દિવસ હું સ્વસ્થ બેસી રહયો. મને લાગે છે કે હવે સમય આવ્યો છે. આ સમયમાં આ એકાંતમાં આવા કરેલી તપશ્ચર્યાનો કાંઇ ઉપયોગ થવો જોઇએ. પાષાણુ મિત્રો ! મારા વ્હાલા બંધુઓ ! મને આ કામમાં તમારો આશીર્વાદ આપો. જડ અને ચેતન એ બંનેમાં કાંઇ ભેદ નથી. ઇશ્વર સર્વત્ર છે. જગત્માં સર્વ વસ્તુમાં ઇશ્વર છે, એવું મેં ગુરૂજીના મુખથી પુષ્કળ વેળા સાંભળ્યું છે. તે જો સત્ય હોયતો તમારામાં પણ ઇશ્વર નથી, એવું હું કેમ જાણું ? કદાચિત્—તમે ચિતોડ માટે પ્રાણ અર્પણ કરનારા રાજપૂત વીર કેમ નહીં હો ? મારી પાસેના વીર અવિચારી છે એમ સમજી અહીં આવા રૂપે આવ્યા નહીં હો ? કોણ કહી શકે ? તેથીજ કહું છું કે મારા

પાષાણ મિત્રો ! હવે હું કામ કરવાની શરૂઆત કરૂં છું; તેટલા માટે મને આશીર્વાદ આપો " આ પ્રમાણે બોલતા હતા, એટલામાં ઘોડાએ ખુખારો કરી કોઇના આગમનની વરધી આપી. રાણા હરદેવને આવતો જોઇ બોલ્યા, "આવ્યો મારો મુર્ખો ભાઇ મારી મશ્કરી કરવા. મારા સર્વ મિત્રોને, હિત ચિંતકોને અને સૈન્યને જોઇએ છે એકદમ લઢાઇ, પરંતુ તે ભાઇસાહેબો સમજતા નથી, કે કાર્ય ધીમેથીજ સધાય છે." હરદેવ પાસે આવી પહોચ્યો. ઘોડા ઉપરથી ઉતરતાં ઉતરતાં તે બોલ્યો, "હજુ પણ એકાંતમાંજ વિચાર. એજ કાંકરા અને તેમની સાથે લડાઇ ? મહારાજ, હવે આ છોકરાંની રમત ક્યારે પુરી થશે ?

"આવતા પંદર દિવસની અંદર મારૂં આપણું નિશાન ચિતોડગઢ ઉપર ફરકવુંજ જોઇએ."

"પ્રત્યક્ષ કશું કર્યા સિવાય. ?"

જવાબમાં રાણા હસતાં હસતાં તેના સામું જોવા લાગ્યા.

"હવે આપની આ લઢાઇનો અંત આવેલો લાગે છે? માલદેવે કરેલા અપમાનને આજ કાલ કરતાં પંદર દિવસ થઈ ગયા. છતાં પણ શું કરવું ? એ વિષે કંઇ વિચારજ જણાતો નથી."

છતાં પણ રાણાએ કંઇ પ્રત્યુત્તર આપ્યો નહિ.

"આવી સ્થિતિમાં વધુ દિવસ રહેવાથી આપની ફોજને આપના શૌર્ય સંબંધીનો વિશ્વાસ હમેશ માટે જતો નહિ રહે કે ?" હરદેવે છેવટે ચીડાઇને કહ્યું.

"આપણું એકંદર સૈન્ય કેટલું છે ?" રાણાએ શાંતપણે પૂછ્યું.

"સમજ્યો. હજુ પણ આપને આપના સૈન્યબળ ઉપર વિશ્વાસ નથી એમ લાગે છે. પરંતુ, મહરાજ ! આપણા પાંચ હજાર સૈનિકો આગળ શત્રુનું ૫૦ હજારનું સૈન્ય તુચ્છ છે."

"શાથી ?"

"રાજસ્થાનના અન્ય રાજા રજવાડાંએ પણ મદદ આપવાનું જે વચન આપેલું છે, તે જૂદુંજ—"

"પ્રસંગપર તે લોક ઉપયોગી થઇ પડશે, તે શા ઉપરથી ?" હરદેવને આગળ બોલતાં અચકાવી રાણાએ પૂછ્યું.

"ત્યારે, આપનો શો વિચાર છે? સ્વતઃના સૈન્ય માટે પણ શંકા, હિત ચિંતકોએ આપેલા વચનો ઉપર અવિશ્વાસ અને પ્રત્યક્ષ કૃતીની પણ શરૂઆત નહિ. રાણાજી ? ત્યારે શું આ કાં-

કરાઓ સાથે લડાઇ કરવાથીજ ચિતોડ આપના હાથમાં આવશે, એમ કે ?"

હરદેવ, આમ આવ. ઘોડાને ચરવા છૂટો મૂક. મારે તારી સાથે આજે છુટથી વાત કરવી છે." હરદેવનો હાથ ઝાલી રાણાએ કહયું.

રાણાના આ શબ્દો સાંભળી હરદેવે આશ્ચર્ય ચકિત થઇ તેમના મુખ સામું જોયું. ઘોડાને છૂટો મૂક્યો, અને બંને એક ઝાડનીચે જઇ બેઠા. રાણો ઘણીવાર પોતાના ચરતા ઘોડા–ચિતોડ –તરફ જોઇ રહયા. પછી કહયું, " માલદેવે કરેલા અપમાનનો બદલો અત્યાર સુધી ન લીધો, તેની તને નવાઇ લાગતી હશે. પરંતુ મારી સ્થિતિવાળા પણ વિચારવાન મનુષ્યે પણ મારા જેવુંજ કર્યું હોત. આપણા પોતાના સૈન્યબળનું આપણને હમેશાં અભિમાન હોવું જોઇએ, પરંતુ તે સંબંધી દુરાભિમાન હોયતો, તેનું પરિણામ અનિષ્ટકારક હોય છે. મારી પાંચ હજાર ફોજ નિવડક છે, પરંતુ તેને હજુ સુધી લઢવાનો પ્રસંગ આવ્યો નથી. તેમની પરિક્ષા હજુ હવે થવાની છે. એમ છે તો પહેલાંથીજ શત્રુના ૫૦ હજાર સૈન્યને મારે છે, એમ કેમ કહેવાય ? કદાચિત્ આપણી એ કલ્પના–આપણો એ અભિમાન ફોકટ હોવાનો સંભવ નથી શું ? બીજી એક વાત–આમ લોકોની મદદ. આમ લોકોએ મદદ આપવા ઇચ્છા પ્રદર્શિત કરી છે, અને કેટલાકોએ વચન પણ આપ્યાં છે, તેમનો આભાર માનવો. અને જરૂર પડશે તેમ તેમ તમારી મદદ મેળવતો જઇશ એમ જણાવી તેમનો પ્રેમાશિર્વાદ માગવો એજ યોગ્ય. તેમના વચન ઉપર મુસ્તાક રહી સંકટમાં પડવું એ શાણપણ નથી. વખતે તે લોકોએ પોતાનું વચન ન પાળ્યું તો ? આવા સમયમાં પહેલેથીજ તેમના ઉપર અવલંબી રહી અણીને પ્રસંગે મદદ ન મળી, ત્યારે તેમનો દોષ કાઢવો એટલે શું ? સ્વબળ એજ હિતાવહ અને શ્રેષ્ઠ છે. સુખમાં તદ્દન અપરિચિત માણસને પણ આપણો ગણી આપણા સુખમાં ભાગીદાર બનાવવો એમાં જેટલી મોટાઈ–વડાઇ છે, તેટલીજ સંકટ સમયમાં સગાભાઈની પણ મદદની અપેક્ષા ન રાખતાં, અથવા તે મેળવવા યત્ન ન કરતાં પોતેજ તે સંકટના સામા થવામાં મોટાઇ છે. આપણા માન અપમાનના આપણેજ માલીક છીએ. યશ મેળવવા–યશ ખાટવા સૌ તૈયાર થાય છે. અપયશમાં હમેશાં સૌ દૂર ખસતા રહે છે. આવા વિ-

ચારથીજ હું અત્યાર સુધી આમ વર્તતો હતો, અને ભવિષ્યમાં પણ વર્તીશ." રાણાજી થોડીવાર અટક્યા, અને હરદેવના મોં સામું જોયું. રાણાના આવા ઉદાર વિચાર જોઇ હરદેવ ઠંડો થઇ ગયો. હરદેવને પોતાના જ્ઞાનની મોટી ઘમંડ હતી, પરંતુ રાણાનું દૂરદર્શીપણું જોઇ પોતાને શરમ આવી.

"હરદેવ, નાયક થવા કરતાં અનુયાયી:થવામાં ઘણો લાભ છે. તને તો આશ્ચર્ય લાગશે, પરંતુ જે જે વિચાર મેં કર્યા છે અને કરૂં છું, તે ઉપરથી તો મને એમજ ભાસે છે. જગત્‌માં સર્વ ઉપર આપણો અધિકાર રાખવા માટે કરવામાં આવતી દોડા-દોડ અને નાયક થવાની મનુષ્યોની મહત્વાકાંક્ષા હમેશાં ચાલુ હોય છે, એનું શું કારણ? ગરીબ બિચારાં અજ્ઞાન પ્રાણી! તેમને નાયક એ શબ્દ અર્થ, અને એ પદ્વી ઉપર ચઢેલાઓની જવા-બદારી એ બંનેની બરોબર કલ્પના નથી. હરદેવ એકલા રાણા-નોજ નોકર છે, પરંતુ હમીરતો આખી પોતાની ફોજનો સેવક છે. હરદેવ વિચાર-કર. ચિતોડગઢ ઉપરથી નાસી આવવામાંમ અપયશ આવ્યો હશે, પરંતુ આપણો સઘળાનો નાશ થયો હોત તો મારા સિપાઇઓનાં બૈરાં છોકરાં કોના નામનાં છાજીયાં લેત - આજ તમે મને તનમન અર્પણ કરી રહ્યા છો, તો તમારી કાળ? જી કરવાનું શું મારૂં કામ નથી? માલદેવે મારૂં અપમાન કર્યું, તેમાં અન્ય વક્તિ તરીકે તમને ખોટું લગાડવાનું કારણ નથી, પરંતુ તમે તમારા નાયકનું અપમાન તે તમારૂંજ અપમાન સમજી તમારો જીવ જોખમમાં નાંખનાર. એટલે મારે શું તમારા આ ઔ-દાર્યનો વિચાર ન કરવો? અલબત કરવોજ જોઇએ. ધારો કે ચિતોડ ઉપરથી નીકળી આવ્યા પછી તરતજ માલદેવ ઉપર આ-પણે સ્વારી કરી હોત. માલદેવને દીલ્હી તરફની મદદ છે. તે આ વખત મદદ માગવાનો જ. આપણે ગઢને ઘેરો ઘાલ્યો, અને પા-છળથી દીલ્હીની ફોજ આપણી ઉપર આવી એટલે આપણે શું કરવાના હતા? કેવળ નાશજ આપણા નશીબમાં હોતને? એ અ-પયશ કોના ઉપર આવત? ફક્ત મારી સેવા પ્રીત્યર્થ પ્રાણ દેનાર તું પ્રાણ આપવા તૈયાર થયો એટલે તારા પ્રાણની કીમત મારા પ્રાણ કરતાં અધીક મારે ન સમજવી? એમ મેં ન કર્યું, તો મને અનુયાયી પણ કોણ મળશે? જેમ આપણી તરવાર, વખતસર આપણને ઉપયોગી થઇ પડે, તે માટે તેને પોતાની પાસેજ સંભાળી રાખી મૂકીએ છીએ, તેજ પ્રમાણે તમારા સૌની પણ

વાત સમજવી. તમારી ખરદાસ્ત કરવી, તમારી યોગ્યતા કરવી એ મારૂં પહેલું કર્તવ્ય—ફરજ છે. તે બાબતમાં હું જો દુરલક્ષ કરૂં, અને તમારો મારા ગમેતેવા કામ માટે ઉપયોગ કરૂં તો, પ્રભુને શો જવાબ દઉં ?" રાણાજી વળી બોલ્યા. હરદેવતો આ બધું સાંભળી સ્તબ્ધજ થઇ ગયો.

"અમે કેટલા બધા મૂર્ખ છીએ ! આપનો આવો વિચાર હશે, એવું અમારા સ્વપ્નામાં પણ ન હતું—" હરદેવે ઘણા આદરપૂર્વક કહયું.

"ભાઇ રે, એમજ હોવું જોઈએ. પોતાના નાયક—સરદાર માટે પ્રત્યેક અનુયાયીને એક પ્રકારની શ્રદ્ધા હોવી જોઈએ. ઇશ્વરના સંબંધની પ્રત્યેક બાબતથી આપણને ભય ઉત્પન્ન થાય છે, તેને આપણે નમીએ છીએ એનું કારણ આપણા મનમાં—બુદ્ધિમાં તેને માટે અમુક જાતની શ્રદ્ધા છે. પ્રત્યેક સરદારે પોતાનું ખરૂં સ્વરૂપ પોતાના ખાસ એકનિષ્ટ સેવકને પણ ન જણાવવા દેવું, અથવા તે ન સમજે તેવી ખબરદારી રાખવી જોઈએ. ખાસ પ્રસંગ વખતે કોઇકનેજ આપણું સ્વરૂપ બતાવવામાં હરકત નથી. મહાભારતમાંનો પ્રસંગ તને યાદ છે કે ? ભગવાન શ્રી કૃષ્ણે પોતાનું વિશ્વરૂપ અર્જુનને બતાવતી વખતે કહેલું હતું કે—

मया प्रसन्नेन तवार्जुनेदं रूपं परं दर्शितमात्म योगात् ।
तेजोमयं विश्वमनं तमाद्यं यन्मेत्त्वदन्येन न दृष्ट पूर्वं ॥

વળી કહ્યું છે કેઃ—' અતિશય ઉગ્રતપ કરવાથી પણ મારૂં આ વિશ્વરૂપ જોવા મળી શકતું નથી.' શ્રી કૃષ્ણની આ વાણીમાં કંઇને કંઇ અર્થ સમાયલો છે. અર્જુન તેમનો ઘણોજ જિવશ્ચકંઠશ્ચ સ્નેહી હતો, પરંતુ તેને સુદ્ધાં પ્રસંગ આવ્યો, ત્યાં સુધી પોતાનું સ્વરૂપ બતાવ્યું નહતું. ભગવાને પણ અર્જુનને સ્વરૂપ બતાવવાનો પ્રસંગ કેવો આણ્યો ? અર્જુનની વ્યાકુળ સ્થિતિમાં પ્રથમ ખાસ ઉપદેશ કર્યો, પછીથી પોતાનું સામર્થ્ય કેટલું છે તેનું વર્ણન કરી બતાવ્યું, અને પોતાના ઉપર અર્જુનનો અગાધ પ્રેમ અને ભક્તિ જોઇનેજ પોતાનું વિરાટ સ્વરૂપ બતાવી ચકિત કર્યો. દેવની આ કૃતિ ઉપરથી નાયક થવા ઇચ્છનારે કેટલો બોધ લેવાનો છે ?" પુનઃ રાણાજી બોલ્યા. હરદેવ એક દૃષ્ટિથી તેમની મુખમુદ્રા તરફ જોઇ તેમનું ભાષણ સાંભળતો હતો. તેને તે સમયે રાણાજી કૃષ્ણરૂપ દેખાતા હતા કે કેમ, તેની તેનેજ ખબર.

એટલામાં દૂરથી તેમની તરફ એક મનુષ્ય આવતો દેખાયો. બંનેને આશ્ચર્ય લાગ્યું. તેના તરફ બંનેજણા લક્ષ્ય પૂર્વક જોવા લાગ્યા, પેલો આગંતુક મનુષ્ય પાસે આવ્યો, અને રાણાના હાથમાં એક ચીઠ્ઠી આપી.

"કોણે આપી છે ?" રાણાએ પૂછ્યું.

"એક મોં ઢાંકેલા સ્વારે મારી પાસે આવી કહ્યું કે, "ફલાણા ઝાડ નીચે આવા બે માણસો બેઠા છે. તે પૈકી આ કાગળ અમુકનેજ આપજે. એમ કહી મને બક્ષીસ આપી ત્યાંથી જતો રહ્યો." આવેલા મનુષ્યનો ઉત્તર સાંભળી બંનેને નવાઇ લાગી. "આ ચીઠ્ઠી મનેજ આપવાની છે ?" રાણા ચીઠ્ઠી જોતા જોતા બોલ્યા. આવેલા માણસે ડોકું ધુણાવી હા પાડી. રાણાએ તેને જવા રજા આપી. તેના ગયા પછી ચીઠ્ઠી ઉઘાડી વાંચી. તેમાં નીચેનો મજકુર હતોઃ–

"હું પણ એક તરૂણ અતિશય શૂર રાજપૂત વીર છું. મારે આપની સેવા કરવા આપની સેવામાં રહેવા ઇચ્છા છે, પરંતુ મારો માલિક મારા કરતાં પણ શૂર છે કે કેમ ? તે મારે પહેલું જોવું જોઇએ. તેથી મારે આપની પાસે દ્વંદ્વ યુદ્ધ ખેલવાની ઇચ્છા છે. મને આપ હરાવશો તો જન્મભર હું દાસ થઇ રહીશ. હું કદાચ આપને હરાવીશ તો મુંગો મુંગો મારા ઠેકાણે ચાલ્યો જઇશ. આપનો દાસ થવા મારી અત્યુત્કટ ઇચ્છા હોવાથી આજ રાત્રે થનાર યુદ્ધમાં આપને યશ મળો, એવી હું દેવને પ્રાર્થના કરૂં છું. યુદ્ધ સમય ચંદ્રાસ્ત પછી, અને સ્થળ આપ બેઠા છો તેજ."

રાણાજી આશ્ચર્યથી બોલ્યા, "કેટલો ચમત્કારિક પત્ર !"

---

## પ્રકરણ. ૧૪ મું.

## હમીરની વકીલાત.

"હા. હું રાણા હમીરનો વકીલ છું." વનવીરનું કહેવું સાંભળી માલદેવ સ્તંભિત થઇ ગયો. કેટલીક વાર સુધી તો તે પોતાના પુત્ર સામું જોઇજ રહ્યો. મારો પુત્ર, મારા દુશ્મનનો વકીલ થઇ આવ્યો છે એ કેવી આશ્ચર્યની વાત ! આ કરતાં વનવીરે કદાચ એમ કહ્યું હોત કે, બહાર આકાશમાં બે સૂર્ય છે અથવા કાલ રાત્રે કોઇએ ચંદ્ર ઉપર સ્વારી કરી તેને મારી

ચાર ટુકડા કરી નાંખ્યા છે, તો એવી અદ્દભુત અને અશક્ય વાત માટે ખોટું અથવા અસત્ય કહેવા છતાં તેને ઘણું તાજુબી ભર્યું ન લાગત. કારણ કે મદ્યપ્રાશન પછી માલદેવને આવા પ્રકા. રના ચમત્કાર જોવામાં આવતા હતા, પરંતુ મદ્ય મદની લહેરમાં પણ વનવીર, હમીરનો વકીલ થયો છે એ વાત તેને પસંદ પડે નહી, તો આતો પ્રત્યક્ષ વનવીરજ પોતાના મુખથી કહે છે કે, 'હું હમીરનો વકીલ છું." એનો શો અર્થ ? તેથીજ તે પોતાના પુત્ર તરફ ટકટક જોતોજ રહ્યો. વનવીરે દારૂખારૂ પીધો હશે અને તેની લહેરમાં આમ બોલે છે એમ તેને લાગ્યું.

માલદેવની માફક વનવીર પણ શાંતપણે તેના સામું જોતો ઉભો હતો. ઘણી વાર સુધી એકબીજા સામુ જોતાજ ઉભા. પછી માલદેવે કોચ પર પડતું નાંખ્યું.

'વનવીર, આજે તેં કાંઇ માદક પદાર્થ તો પીધો નથીને ?' માલદેવે બળતા હૃદયે પૂછયું.

"કેમ વારૂ, પિતાજી ?"

"ત્યારે આ જે તેં કહ્યું તે ખરેખર શુદ્ધિમાં બોલ્યો છે ?"

"એમાં સંશય શો ?"

"એટલે મારા પેટના છોકરાએ જ મારા ગળાપર વિશ્વાસ ઘાતની છરી મુકી એમ માનવું ?"

વનવીર કાંઇ બોલ્યો નહિ. પરંતુ તેના કપાળ ઉપર પરસેવાના બિંદુઓ જણાયાં.

"ત્યારે તું તારૂં કાળું મોં લઇ અહીં કેમ આવ્યો ?" માલદેવે ફરી કહ્યું.

"આપને જાગૃત કરવા."

તુટેલા ધનુષ્ય પ્રમાણે માલદેવ ઉછળ્યો. "જાગૃત કરવા, કે મને અધિક વિટંબનામાં નાંખવા ?"

"પિતાજી, આપ નકામા સંતાપ કરો છો. મારૂં કહેવું આપ સાંભળતાજ નથી." વનવીરે શાન્તપણે વચમાંજ કહ્યું.

"હાં. હાં. ઠીક ઠીક. કહો આગળ-.પોતાના બાપનો કેવી રીતે વિશ્વાસઘાત કર્યો-કરે છે તે મને સાંભળવા દે."

"વારેવાર આપ મારા સંબંધમાં 'વિશ્વાસઘાત' એ શબ્દ વાપરશો નહી. મેં કોઇ પણ પ્રકારે આપનો વિશ્વાસઘાત કર્યોજ નથી-"

"અરે ! પ્રત્યક્ષ શત્રુના તરફથી વકીલાત પત્ર લઇને તો મારી પાસે આવ્યો છે. અને વળી કહે છે–"

'પિતા ! પિતા ! મારા બોલવાનો આપ ખોટો અર્થ કરો છો.' વનવીરે વચમાંજ કહ્યું. "જે પ્રમાણે હું આપની પાસેથી હમીર ઉપર નજર રાખવા ગયો હતો, તે પ્રમાણે તેની પાસેથી કાંઇ લાંચ લુચપત લઇ આપના ઉપર નજર રાખવા આવ્યો છું, એમ જો આપને લાગતું હોય તો, તે સમજમાં આપની ચુક છે. રાણાની હીલચાલ ઉપર નજર રાખવા ગયો તો ખરો, પણ તેણે મને ઓળખ્યો. વાસ્તવિક રાણાની જગ્યાએ બીજો કોઇ હોત તો, તેણે મને ત્યાં જ પૂરો કર્યો હોત; નહીતો કેદમાંતો નાંખ્યોજ હોત. શત્રુના છુપા જાસુસોની એવીજ દશા થવાનો સંભવ હોય છે. પોતાની તૈયારી કેવા પ્રકારની છે, ચિતોડ ખાલસા કરવાની કેટલી વાર છે એ સર્વે તેણે મને કહ્યું, અને–"

"અને તે સર્વ તું સાંભળી રહ્યો. તને તે સર્વ ખરૂંજ લાગ્યું એમજ ને ?" માલદેવે તિરસ્કાર પૂર્વક કહ્યું. "હં શો ચમત્કાર ! મારી પછવાડે ઘણી સારી રીતે રાજ્ય કરશો !"

"વિશ્વાસઘાતથી મેળવેલું ચિતોડ, તેના ખરા માલિકને પાછું સોંપવાની સદ્બુદ્ધિ પ્રભુ અમને આપો, એટલે બસ."

આ વાક્ય વિંછીના ડંખ જેવું માલદેવને ડંખ્યું. તે કંઇ બોલવા જતો હતો એટલામાં વનવીરે કહ્યું,

"પિતાજી, રાણા સાથે આપણે કેવી રીતે વર્ત્યા છીએ, તે તો વિચારો. હું તેના હાથમાં સપડાયા છતાં, તેણે કેવું મારી સાથે વર્તન ચલાવ્યું ! તેમના કહેવા પ્રમાણે જો આપણે તેમને ચિતોડ સ્વાધીન કરી દઇએ, તો તમને કદી પણ પારકા ગણશે નહિ. પાછલી સર્વ વાતો ભુલી જાય, તેવા ઉદાર બુદ્ધિના છે ?"

"ચિતોડ હું પાછું આપું ?"

"ખુશીથી નહિ અપાશે, તો શક્તિથી આપવું પડશે. આમ મારી તરફ ગુસ્સાથી ન જોશો. હમીર, હવે નિર્બળ નથી. સરળ રસ્તે નહીં સાંભળશો, તો વાંકે રસ્તે જઇ ચિતોડ તમારે છોડવું પડશે. પિતાજી ! સીધીભાઇ ના ડાબા કાન જેવું ન કરશો."

"મારા જીવતા સુધીનો ચિતોડ પાછું નહી આપું."

"આ દર્પોકતી વ્યર્થ છે, પિતાજી !" વનવીરે કહ્યું. "આપણો હક્ક ન છતાં ચિતોડગઢ ઉપર રહી મઝા મારવી

અને તેના ખરા માલિકને હમેશાં ઢેલવાડાના એકાદ ઝુંપડામાં પડી રહી બાજરાના રોટલાના તુકડા વિણી ખાઇ પોતાનું આયુષ્ય પુરૂં કરવું, એવી ઇશ્વરની ઇચ્છા હોય એ અશક્ય છે.”

“ઇશ્વરની ઇચ્છા નહી હોય, પરંતુ મારી તો તેવી ઇચ્છા છે. સમજ્યો? અને તેથી જ એ છોકરાએ ગામડામાં રહી, મળે તે તુકડા વીણી ખાઇ પોતાની ઝુંપડીને મહેલ સમજી દિવસ ગુજારવા જોઇએ. ચિતોડગઢ સ્વાધિન કરવાની મહત્વાકાંક્ષા છોડી દેવીજ જોઇએ. વનવીર! તું તેના ભાષણથી અથવા શૌર્યથી કદાચ અંજાઇ ગયો હશે, પરંતુ માલદેવ જીવન પર્યંત તેમ કરી શકશેજ નહી. જો આ ગર્વોક્તિ ન ગણી શકાય તો કહું છું કે, હમીરનું ભાગ્ય, ઇશ્વર કરતાં મારાજ હાથમાં વધારે છે.”

વનવીર તુચ્છતા પૂર્વક હસ્યો. તેણે પોતાના ખીસ્સામાંથી એક પરબીડીઉં કાઢી માલદેવ તરફ નાંખતાં બોલ્યો, “આ વાંચો. આપનું અભિમાન કેટલું ખોટું છે તે સમજાશે” વનવીરનું હસવું, કાગળનું આપવું અને પછીના ઉચ્ચારેલા શબ્દો એ સઘળું માલદેવને અતિ ચમત્કારિક લાગ્યું. પત્ર હાથમાં લેતાં બોલ્યો, “એટલે?”

“મતલબ કંઇ હશેજ. ભૈયાંએ મેર લોકને મળી જઇ તમારા વિરૂદ્ધ બંડ કરવાનો વિચાર કરેલો દેખાય છે.” એક એક શબ્દ બોલતાં બોલતાં વનવીરે વાક્ય પુરૂં કર્યું.

ક્વચિત્ ક્વચિત્ શબ્દો વજ્રઘાતનું કાર્ય બજાવે છે. એનો અનુભવ લેવો હોયતો માલદેવના તરફ જુઓ. વનવીરના આ નવિન્ સમાચાર સાંભળીને તે ત્યાંનો ત્યાંજ ઠરી ગયો. વનવીર તેની મનઃસ્થિતિ તરફ લક્ષ ન આપતાં આગળ બોલતો જ ગયો. “ગઢ નીચે આવ્યો ત્યારે એક માણસે મને એ પત્ર આપ્યો. હું તે માણસને મારી સાથે લઇ આવ્યો છું. હવે રાણા, જો પોતે સ્વારી નહી કરે તો, તે મેર લોકોને મદદ કરશેજ, અને તે લોકોની સાથે આપણને ગુંચવાયલા જોઇ તે સંધી તે નકામી જવા નહિ દે. ત્યારે આપણે પોતેજ હાલતો હમીર સાથે સલાહ કરવી એજ ઠીક છે.”

“ફરી આવા શબ્દ કદી કાઢીશ નહી. એ કાળા નાગને મેં ખીજવ્યો છે, તે મારી પોતાની શક્તિ જોઇનેજ. તારા ઉપદેશની મારે જરૂર નથી. તમારા હાથથી—બલકે તારા પોતાના હાથે કંઇ પણ થનાર નથી, એ સ્પષ્ટ દેખાય છે.” વનવીરના

છેવટના વાક્યનો જવાબ માલદેવે આપી પેલો પત્ર લીધો. વનવીર મુંગો મુંગો ત્યાંથી જવા લાગ્યો. "મારી નજર આગળથી તારે ખસવું નહી." માલદેવે તેને જતો જોઇ કહ્યું. વનવીર તિરસ્કારપૂર્વક નાક ચઢાવી.

पयः पानं भुजङ्गानां केवलं विष वर्धनम् ।
उपदेशो हि मूर्खाणां प्रकोपाय न शान्तये ॥[1]

એ ખરૂંજ છે, એમ ગણગણતો ગણગણતો બહાર નીકળ્યો. કેમકેઃ—

विद्वानेवो पदेष्टव्यो नाविद्वांस्तु कदाचन ।
वानरानु पदिश्याथ स्थानभ्रष्टा ययुः खगाः ॥[2]

વનવીરના ગયા પછી પત્ર સામું માલદેવ ઘણીવાર જોઇ રહયો. વનવીરે તે પત્ર ફોડેલો જ હતો. પરબીડીઆમાં થી પત્ર કાઢી તે ઉકેલતાં બબડયો. "મેર લોકોએ ખંડ કર્યું તે ખરી.

---

૧. જેમ સાપને દુધ પાવું એ કેવળ વિષનો વધારો કરનારૂં થઈ પડે છે, તેમ મૂઢને ઉપદેશ આપવો તે ક્રોધનું નિમિત્ત થઈ પડે છે. એથી કંઇ શાન્તિ થતી નથી.

૨. પંડિત–ડાહ્યાને ઉપદેશ આપવો એ ઠીક છે, પણ મૂર્ખને ઉપદેશ આપવો તે પત્થર પર પાણી જેવો છે. કારણ કે વાનરોને ઉપદેશ આપવાથી ઉલટા પક્ષિગણને સ્થાન ભ્રષ્ટ થવું પડયું હતું.

નર્મદાના કાંઠા ઉપર એક પર્વતની તળેટીમાં એક મોટું શિમળાનું વૃક્ષ હતું. પક્ષિગણે તે ઝાડ ઉપર પોતાના માળા બાંધ્યા હતા વર્ષાકાળમાં એક સમયે આકાશ મંડળ વાદળાંથી છવાઇ ગયું, અને એકદમ પુષ્કળ વરસાદ વરસવા લાગ્યો. માળામાં બેઠેલાં પક્ષીઓએ તે ઝાડની નીચે એક વાંદરાંના ટોળાને બેઠેલું, વરસાદથી ભીનાયલું અને ઠંડી ને લીધે થરથરતું જોયું. પક્ષીઓને દયા ઉપજી અને તેમણે વાનરો ને કહ્યું. "પ્રભુએ અમને ફક્ત ચાંચજ આપી છે, તેથી અમે માળા બાંધ્યા છે, તો હાથ પગ વાળા તમે લોક આ પ્રમાણે કેમ દુઃખ ભોગવો છો ?" વાનરોને ગુસ્સો ચડયો અને અંદર અંદર કહેવા લાગ્યા કે, "આ પક્ષીઓના માળામાં પવન અને જળ પ્રવેશ કરી શકતો નથી, તેથી તેઓ તેમાં સુખથી બેઠા છે. તે માટે આપણી નિંદા કરે છે. ઠીક છે. વરસાદ એક વાર બંધ થાય એટલે તેમને તેમની નિંદાનું ફળ આપશું." વરસાદ બંધ પડયો. વનરો ઝાડ ઉપર ચઢયા. સઘળા પક્ષીઓના માળા તોડી નાંખ્યા અને તેમનાં ઇંડાં પણ ફોડી નાંખ્યાં!! બિચારાં પક્ષીઓ! શિખામણ આપવા ગયાં, તો ઉલટી તેમનેજ શિખામણ મળી કે, 'પંડિતને જ ઉપદેશ આપવો એજ ઠીક છે."

વાત? અને રાંડ (ભુલૈયાં) તેમને જઇ મળી કે શું? ઠીક છે. મારા હાથમાં સપડાઇ એટલીજ વાર. નાક કાન કાપી ગધેડે બેસાડું તોજ ખરો. પણ વીરમતીનું......" પત્ર જોતાં, "અરે આ કાગળ તો વીરમતીનો દેખાય છે! તેનાજ અક્ષર દેખાય છે!

ઘણી ઉતાવળમાં તે પત્ર વાંચવો શરૂ કર્યો.

"પિતાજી! તે દિવસની મારી આપની સાથેની મુલાકાત છેવટની હશે કે?" કાગળ નું પ્રથમ વાકય વાંચતાંજ માલદેવ આશ્ચર્યથી ડોળા ફાડી બોલ્યો, "હેં, એનો શો અર્થ?" ફરીને આગળ વાંચવા લાગ્યો.

"દુર્દૈવ. બીજું શુ? તમારા સંકટમાં તમને મદદ થતી નથી, તેથી ઘણું ખોટું લાગે છે."

"લ્યો, છે આને કંઈ બાપની લાગણી?" માલદેવ કાગળ વાંચતાં બોલ્યો.

"પણ પિતાજી! તમે તેમની સાથે સલાહ કરો ને?"

"લુચ્ચાંઓએ એક સંપ કર્યો છે કે શું? કહે છે કે સલાહ કરો ને!" કાગળ ઉપર ધિક્કારથી આંગળાં પછાડી અને ગુસ્સે થઇ તેના ચિરેચીરા કરી નાંખતાં માલદેવ બોલ્યો, "જા. લુચ્ચી મરી જા! તારા બાપનો શ્રાપ લઇને મરજે. અરે પણ કાગળતો પુરો વાંચવો જોઈએ." ફાટેલા કડકા એકઠા કરી જોડી વાંચવા લાગ્યો.

"પિતાજી! હું ભુલૈયાંને શિક્ષા કરવા તો ગઇ, પણ ઉલટી તેનાજ હાથમાં ફસાઇ પડી. તેણે થાપ આપી મેર લોકોના કબજામાં આણી મૂકી. અહીં તેમના નાયકે મને કેદમાં પૂરી છે, અને તેઓ વેર લેવા સારૂ...મારૂ...પિતાજી! તમને હવે કયાં...થી મ...ળી...શ?...ખુન કરનાર છે. તમારી મદદ આવતા સુધી હું જી...વ...તી રહી શ કે કેમ તે કોને ખબર? આ પત્ર પણ તમને શી રીતે મળશે? મને ખાવા આપી જનાર એક નોકરડીએ આપની પાસે મોકલી આપવાનું વચન આપ્યું છે, પરંતુ તે પોતાનું વચન પાળી શકશે કે કેમ તે કોને ખબર?—."

"ઠીક, જાણ્યું. વીરમતીબાઇ મેર લોકોમાં છે. કદાચ તે આ વખતે મરી પણ ગઇ હશે. ઠીક થયું. અમારા જમાઇજીએ આ બાતમી મોકલી હશે." એમ કહી તે ખુબ હશ્યો. વીરમતીના પત્રે તેના મન ઉપર કાંઇપણ અસર કરી હોય તેમ જણાયું નહી.

પેલો પત્ર ફાડી હવામાં ઉડાવી દીધો. વળી પાછો આમ તેમ આંટા મારતો બોલવા લાગ્યો, "પ્રથમતો મારો હાથ મેર લોકોનેજ બતાવવો...ઠીક...પરંતુ રાણાનું શું કરવું ? (વિચાર કરીને ) હાં હાં—એ પણ ઠીક. સલાહ કરવાની વાત કાઢવી. મેર લોકોનો ઘડો લાડવો થાય ત્યાં સુધી રાણાને સલાહ માટે રાહ જોતો ઘોટાળામાં રાખવો. કહ્યું છે કે:–**आपन्नः संधिमन्विच्छेत्कुर्वाणः कालयापनम्** । એતો એમજ. એ સિવાય અન્ય રસ્તો નથી. હવે રણવીર આવવો જોઇએ. તેના આવ્યા સિવાય ઘણીજ અડચણ આવે છે. વનવીરનું તો સમજાયું, વીરમતીબાઇની વીરત્વ વાર્તા જાણી. બંનેએ તો ઉકાળ્યું ! આ ત્રીજો દીવો ! હવે શું કરી લાવે છે તે જોવાનું બાકી રહ્યું."

રણવીરનો અવાજ એટલામાંજ બહાર સંભળાયો.

"ઠીક. રણવીર ભાઇ પણ આવેલા દેખાય છે ને !!" બોલતો બોલતો માલદેવ બહાર આવ્યો. ઓટલા ઉપર રણવીર, વનવીર સાથે વાત કરતો ઉભો હતો. માલદેવ જેવો દ્વારમાંથી બહાર નીકળે છે, તેવોજ રણવીરને બોલતો સાંભળ્યો કે, "દિલ્લીથી મદદ મુળગી મળનાર નથી."

"કેમ વારૂ ?" વનવીરે પૂછ્યું.

"તે હમણાં કહું છું. પિતાજી ક્યાં છે ?"

"બેઠક માં."

એટલામાં માલદેવજી બહાર પધાર્યા.

"ભુમી વિષે વસો ન કો, સદા અતિ વિલાસથી,
મનુષ્ય થઇ, ન મોકળા, રહો, કદાપી નાશથી;
બુરૂં કર્યે બુરાઇ ને, ભલું કર્યે ભલાઇ છે,
ન આપણે સગાઇ ભાઇ, વિશ્વની ઠગાઇ છે.
કુટુંબ, ભાઇ બંધ, સુખ કાળમાં, અપાર છે,
દરિદ્ર દુઃખ કાળમાં એ, સ્નેહનો સંસાર છે,
ઘણાક દુઃખસ્નેહીમાં ખરેખરા કસાઇ છે,
ન આપણે સગાઈ ભાઇ, વિશ્વની ઠગાઈ છે."

## પ્રકરણ ૧૫ સું.

### કાંકરાનો પ્રતાપ !

ચીઠ્ઠીની હકીકત જાણવા હરદેવ ઘણો આતુર થયો હતો, તેમાં રાણાજીના છેવટના વાક્યે અધીરો બનાવ્યો. રાણાજી આજ

આનંદમાં છે. કોઇવાર ન જણાવેલો વિચાર જ્યારે ખુલ્લા દીલથી જણાવ્યો છે ત્યારે, ચીઠ્ઠીમાંનો હેવાલ જણાવવામાં તેમને શેની અડચણ હોય ? એવા વિચારથી તે પોતાના માલીકના મુખ સામે ઉત્સુકતાથી જોઈ રહ્યો હતો.

રાણાજીએ ચીઠ્ઠી વાંચી હતી તેમવાળી અને વિચારમાં પડયા.

હરદેવ આશામાં ઘડીકમાં તે ચીઠ્ઠી તરફ અને ઘડીકમાં પોતાના માલીક તરફ જોતો હતો. એટલામાં રાણાજી કંઇ નિશ્ચય ઉપર આવ્યા, અને ડોકું હલાવી હરદેવ તરફ જોઈ કહ્યું,

"હં. હું તને શું કહેતો હતો ?"

હરદેવની આશા ભંગ થઈ? રાણાજી એટલી બધી શાંતતાથી બોલ્યા કે, જાણે તેમના બોલવામાં વચ્ચે કંઇ અડચણ આવી ન હોય. એટલુંજ નહી પણ, હરદેવ પેલી ચીઠ્ઠી તરફ અધીરાઇથી જોઇ રહેલો છે તે જાણીનેજ તેમણે ચિઠ્ઠી પોતાના ખીસ્સામાં મુકી. ખીસ્સામાંની એકાદ વસ્તુ કંઈ કારણસર બહાર કહાડી, ફરી તેને જેમ ખીસ્સાની અંદર મુકીએ છીએ, તેવીજ રીતે તેમણે ખીસ્સામાં મૂકી દીધી, અને આ ચિઠ્ઠીનો હેવાલ તેને કહેવા જેવો નથી એટલું પણ કહેવા સુદ્ધાં તસ્દી લીધી નહીં. તેઓ બોલવા લાગ્યા, "હવે તને ખબર પડીને કે હું આમ કેમ વર્તું છું. વળી તું કહેશે, કે હવે તમારો શો વિચાર છે ? મારો હવેનો સર્વ કાર્યક્રમ ઠર્યા પ્રમાણે, અને તે કાર્યક્રમ તેમજ ચાલશે એમ મારી ખાત્રી થયા પછી, તને હવે કહેવામાં હરકત નથી. તારા ના કહેવા છતાં પણ હું ચિતોડ ગયો. ત્યાં મારૂં કંઈ નુકશાન થયું હશે, તો પણ આપણે માલદેવને જરૂર હરાવીશું એવી મારી ખાત્રી થઇ ચુકી. આ કંઇ નાનો સુનો ફાયદો નથી. હવે એટલી ખાત્રી થવા પછી માલદેવ ઉપર એકદમ સ્વારી કેમ ન કરી ? એના જવાબમાં કહેવાનું કે, ભાઇ રે ! રાજનીતિ એવીજ છે. આપણા શત્રુના શત્રુને મિત્ર માની લેવો એવો એક નિયમ છે. આ પ્રમાણે માલદેવનો એકાદ શત્રુ જાગૃત થાય તો કેવી મઝા પડે ? એમ મને લાગવાથી હું તેવા કંઈ પ્રયત્નમાં હતો, એટલામાં મેર લોકોએ ફરીથી બંડ કર્યું. કહે આવી સ્થીતિમાં માલદેવ નરમ પડશે, કે આપણે માલદેવ ઉપર એકદમ ચડાઈ કરી હોત તો નરમ પડત ? ફરી કદાચિત્ તું શંકા કરીશ કે, મેર લોકોએ બંડ કર્યાને તો ઘણા દિવસ થયા છતાં

ચિતોડ પર સ્વારી કેમ ન કરી? એનો પણ ખુલાસો કરૂં છું. માલદેવ તરફથી કોઇનો કોઇ જાસુસ આપણા તરફ આવવા સંભવ છે, એવું મને લાગતું હતું, અને તેજ પ્રમાણે-"

"વનવીર પકડાયો-" હરદેવ વચ્ચમાંજ બોલી ઉઠયો. રાજનીતિ સંબંધી વાતોમાં હરદેવ પેલી ચીઠ્ઠીની વાત વીસરી ગયો. "પણ મહારાજ! આપણે તેને છોડવો ન હતો. પોતાના પુત્રને છોડવવા માટે માલદેવ આપણી સરતો કબુલ કરત-"

રાણાજીને હસવું આવ્યું. તેમણે કહ્યું, "વિશ્વાસઘાતી માલદેવ એમ નરમ પડે એવું તને લાગે છે! એમજ હોયતો માલદેવના સંબંધમાં તને હજુ ખરેખર કલ્પના થઇ નથી. માલદેવને સાણસામાં પકડવો એટલે તેના પુત્રને તેની પાસે ફરી મોકલવો એજ. વળી રાજનીતિમાં કહ્યું છે કેઃ-

**न तु हन्यात् नृपोजातुदूतं कस्यां चिदापदि ।**
**दूतं य हन्ता निरयमाविशेत् सचिवैः सहः ॥**

કોઈ પણ કારણથી દૂતનો વધ કરવો નહિ. જે રાજા દૂતનો નાશ કરે છે તે મંત્રીઓની સાથે નરકમાં ગમન કરે છે; તેથી મેં દૂત તરીકે માની તેને ન માર્યો કે ન કેદ કર્યો. જો કે તે ખરેખર દૂતતો ન હતો પરંતુ જાસુસ હતો, છતાં પણ માલદેવના ગળા ઉપરનો સાણસો વનવીરનાજ હાથે સખ્ત થાય તે માટે તેને છૂટો મૂકયો.

"તે કેમ?" હરદેવે આશ્ચર્યથી પુછ્યું.

"હરદેવ, તું પોતાને અનુભવી સમજે છે, પણ રાજનીતિમાં હજુ બહુ કાચો છે એમ કહેવું પડશે. વનવીરને છોડવામાં શું સારૂં કર્યું ?. સાંભળ. માલદેવ મારો નાશ કરવા ઇચ્છે છે ખરો, પરંતુ ઉઘાડી રીતે નહિ. ધીમે ધીમે ન સમજાય, તેવી રીતે મને જાળમાં લેવા વિચાર કર્યો છે. લાંબો વિચાર કરીનેજ તેણે આવા પગલાં ભરવા માંડયા છે. તે પોતાને ધૂર્ત, અને મને ભોળો સમજે છે. એટલું વળી ઠીક છે. તેનો પહેલો દાવ ચુકવાથી તે નિરાશ થવો જોઇએ ખરો, પરંતુ તેણે પોતાની જાળ હવે વધારે ફેલાવવા માંડી છે. વનવીરને મેં ઓળખ્યો. તે બીચારો "હવે મને શું કરશે?" એજ બીકમાં ગભરાઇ ગયો. મેં તેની સાથે ઉદારપણે વર્તી જે ગુપ્ત ખાતમી મેળવવા આવ્યો હતો, તે મેં જાતેજ કહી. તેનું પરિણામ એ આવ્યું કે વનવીર

મારા ઉદાર પણાનો ગુલામ થઇ ગયો. હવે તે તેના પિતા પાસે ગયો છે. ત્યાં તે મારીજ વકીલાત કરવાનો. એમાં કંઇજ શંકા નથી. પોતાનોજ પુત્ર, પોતાનાજ શત્રુની પ્રશંશા કરે એ જોઇ માલદેવની કેવી સ્થિતિ થશે? તેને શંકા આવશે કે, વનવીર શત્રુને મળી ગયો. એવી શંકા આવતાંજ બાપ દીકરા બંને પરસ્પર આશંક થવાનાજ. બસ! સ્વજન માટે કુશંકા મનમાં આવી એટલે કુળનો નાશજ સમજજો. વનવીરને મેં સહીસલામત અને વળી માન સાથે જવા દીધો એ, માલદેવે એક મકાન ઉડાવી દેવા તેમાં પાથરેલા દારૂ ઉપર એક સળગતો કોયલો મૂકેલોજ સમજજો. તેનાથી એકદમ ધડાકો થવાનો, અને માલદેવજ પોતે આહુતિ થઇ પડનાર! કેમ મારી આ કલ્પના ખરી છે કે?"

હરદેવને હા સૂચક ડોકું હલાવવું પડયું. રાણાજીના રાજનીતિકુશળપણા પાસે, પોતાનું જ્ઞાન, અનુભવ અને દૂરદર્શિપણું તુચ્છ જણાયું. "ત્યારે હવે માલદેવ સાથે લડવાનો પ્રસંગ તો આવનાર નથી, એમ સમજવું?" હરદેવે પૂછયું. આ પ્રશ્નમાં થોડી વ્યંગોક્તીની છાયા પણ હતી. રાણાને તેની ખબર જ હતી.

"તે હજુ કંઇ નક્કી ન કહેવાય, પણ મારી કલ્પના છે કે, માલદેવ પ્રથમ મેર લોકોને દબાવવા પ્રયત્ન કરશે, અને તે કાર્ય પુરૂં કરવા માટે આપણી સાથે સલાહની વાતો ચલાવશે."

'તેની તમે ના પાડશોને?' હરદેવ પોતે રાણાના મનનો ભાવ ખરોખર સમજે છે, એમ બતાવવા પુછયું, પરંતુ રાણાજીના હસવાથી તેને નિરાશા ઉત્પન્ન થઇ.

"નહી. તેથી ઉલટું હું સલાહની વાત કબુલ કરીશ." રાણાજીએ જવાબ દીધો.

"સલાહથી ચિતોડગઢ પાછું મળે એમ લાગે છે?"

"સલાહની સરતો પુરી થતા સુધી રહે છે કોણ?"

"એટલે શું?"

"એટલે શું, શું?" રાણાએ હસતાં હસતાં કહ્યું, "જે પ્રમાણે માલદેવનો સલાહનો ઢોંગ, તેવોજ મારો સોંગ. મારા કથનની તને ખુલ્લી રીતે સમજ નહી પડે. માલદેવ તરફથી કોઇ વકીલ આવ્યો કે. તરત આપણે સસૈન્ય ચિતોડગઢ રવાના થઇશું, અને ત્યાં શાંતપણે સલાહની વાતો ચલાવીશું."

"પણ સલાહની વાતો કરવા સસૈન્ય જવાથી માલદેવને શંકા નહી આવે ?"

"છેઃ, ઉલટું તેને આનંદ થશે. દીલ્લીથી સૈન્ય આપણા ઉપર લાવવા ને વિચાર કરશે ત્યાં સુધી આપણે, મેર લોકો ઉપર માલદેવે કોને મોકલ્યો છે ? કેટલી સેના મોકલી છે ? વગેરેની તપાસ ચલાવવાની. વનવીરના સંબંધમાં તો તે સાશંક હોવાથી, રણવીર ને મોકલવાનો. વનવીર ગઢમાં હશે તોપણ તે ચીડવાયલો હોવાથી રહેવાનો યુદ્ધથી અલગ. હવે રહ્યો ફક્ત માલદેવ એકલો. મેર લોકોનો પુરતો બંદોબસ્ત કર્યા સીવાય અને દીલ્લી તરફથી મદદ મળ્યા વગર મારી સાથે યુદ્ધ કરવાનું સાહસ તે ખેડનાર જ નથી.

આવી સ્થિતિ આવી કે આપણુને મદદ કરનાર રજવાડાં એ દીલ્લીની ફોજની સામે થઇ માલદેવને ગભરાવવો. એ રજવાડાંની મદદ ખરા અંતઃકરણની છે કે, માત્ર દિલાસા રૂપી છે તે તરતજ સમજાઇ જશે. એટલે સઘળાંનું કામ જોવાનો પ્રસંગ મળશે; અને દીલ્લી તરફથી મદદ ન મળે તેવી યુક્તિ કરૂં છું."

"આપની રાજનીતિ અપૂર્વ છે."

"એ સર્વ આ કાંકરાઓનોજ પ્રતાપ ! તેમની પાસેથીજ શીખ્યો છું. હું એકાંતમાં રહીશું કરતો હતો, તે હવે સમજ્યોને ?" રાણા હસતા હસતા બોલ્યાને ત્યાંથી ઉઠયા.

હરદેવને પણ જવાની રજા આપી. હરદેવ, ચિઠ્ઠીની વાત તદ્દન વીસરી ગયો. તે ઘોડા ઉપર બેઠોને ઘણે દૂર નીકળી ગયો. જતાં જતાં ચિઠ્ઠી લાવનાર મનુષ્ય જોવામાં આવ્યો, એટલે પાછી ચિઠ્ઠી સાંભરી આવી. ચિઠ્ઠીમાં શું છે ? તે જાણવા ઘોડાને પાછો વાળ્યો, પણ વળી વિચાર આવ્યો કે રાણાજી ન કહેતા ? તે પેલા માણસ તરફ વળ્યો. ચિઠ્ઠી આપનાર સંબંધી ઉલટપાલટ પ્રશ્ન કર્યા, પણ મન ગમતો કંઇ ઉત્તર ન મળ્યો. આખરે નિરાશ થઇ કેળવાડા તરફ ગયો. ચિઠ્ઠીમાં કંઇ ચમત્કારી વાત છે એવું રાણાના ઉદ્દગાર ઉપરથી સમજ્યો હતો, પરંતુ તે શું છે તેની સમજણ પડી નહી.

રાણાજી, હરદેવને જતો જોઇ તેની હીલચાલ ઉપર ઘણી વાર સુધી જોઈ રહ્યા હતા. તે મનમાંજ હસતાં હસતાં બોલ્યા, "ચિઠ્ઠી સંબંધી હકીકત જાણવા તેને ઘણી તાલાવેલી થઇ હોય તેમ

જણાય છે, પરંતુ હાલ તેને જણાવવું એ ઠીક નથી. નહીંતો રાત્રે મારી સાથે આવવા હઠ લેશેજ. એક વખત તો મારો ભવિષ્યનો સેવક કોણ છે તે જોવું જોઇએ. પછીની વાત પછી. " એમ કહી વળી ચિઠ્ઠી બહાર કાઢી, અને તે વાંચી-ફરી વાંચી. ઘણાજ લક્ષ્યપૂર્વક તે ત્રીજી વાર વાંચી. જાણે કે તે ચિઠ્ઠી ઉપરથી લખનાર વ્યક્તિ કોણ છે તે તપાસતા ન હોય ! ફરીને ચિઠ્ઠી તરફ જોયું. અક્ષર કંઇક ઓળખીતા જેવા લાગ્યા.

" આ અક્ષર કંઇક જોયેલા છે ખરા. કોના હશે વારૂ ? લખનાર વ્યક્તિ એ ઘણાજ ગૂઢ શબ્દોમાં લખ્યું છે. એમાં કંઇક ભેદ છે ખરો. "

## પ્રકરણ. ૧૯ મું.

### નવીન સેવક.

આજ સંકેત રાત્રી. વદી ૭ નો ચંદ્રોદય બાર વાગતા પછીનો હતો. ચંદ્રરાજ પોતાના વૈભવની ઉતરતી કળા હોવાથી સૃષ્ટી મુખનું દર્શન કરવા હમેશાં થોડું થોડું એટલે રોજ બે ઘડી મોડું કરતા. રાણાજીને કંઈ ઉતાવળ ન હોવાથી, તેમનો સવ વ્યવહાર રોજના નિયમ પ્રમાણેજ હતો, પરંતુ મન સ્વસ્થ ન હતું. ચિઠ્ઠીના અક્ષર ઓળખીતા જેવા જણાતાં છતાં પહેલાં કયાં ને ક્યારે જોએલા, તે કંઇ યાદ આવતું ન હતું. રાણાજી જોકે નિ-ષ્કપટી હતા, પણ આલદેવ સરખાની સાથે રાજનીતિની ફાંસ નાખવાની શરૂઆત કરવાથી પ્રત્યેક બાબતમાં તેમને શંકા લેવી એ જરૂરનું હતું, અને તે પ્રમાણે આ પંદર દિવસથી વિચાર પૂર્વક કામ કરતા હતા. આ સ્થિતિમાં દ્વંદ્વયુદ્ધનું આમંત્રણ આવતું, એટલે તેમાં કંઈ કપટનો અંશ દેખીતો હતો, પરંતુ રાણાજીનું મન પત્ર વિષયમાં શંકા લેતું ન હતું. ઉલટું એ દ્વંદ્વયુ-દ્ધથી કંઇ ખાસ ફાયદો થનાર છે એમ શાક્ષી પુરતુ હતું, એથી તેમને નવાઇ લાગી અને ઓર ઘોટાળો વધ્યો. તેમની સ્થિતિ હરદે-વના કળવામાં આવી હતી. તે કંઇને કંઈ વિચાર ગોઠવતો હતો.

વાંચકો, જુઓ પૂર્વ દિશા તરફ. આકાશમાં અજવાળાની છટા આવવા લાગી છે. ચંદ્રોદયનો સમય થયો. ચાલો આપણે રાણાજીના પહેલાંજ પેલા સંકેત સ્થાને જઇ પહોંચીએ. જુઓ

જુઓ. પેલો કોઇ માણસ કોઇની રાહ જોતો હોય એમ ઉભેલો જણાય છે. વૃક્ષ નીચે જમીન પણ સાફ કરેલી દેખાય છે ! રાણાજીનું યુદ્ધ શાસ્ત્ર તેમના ગુરૂ પાષાણ કાંકરાઓને એકઠા કરી દૂર એક જગાએ ઢગલો કર્યો દેખાય છે ને ! આ કામ એજ માણસે કરેલું હોય એમ જણાય છે.

ધીમે ધીમે ચંદ્રરાજની સ્વારી આવતી ગઈ. પૂર્વ ક્ષિતિજપર પીળવટ ક્ષયી ચંદ્રબિંબ દેખાવા લાગ્યું ! ચંદ્ર પ્રકાશ ઘણો સારો ન હોવાથી તે સ્થળ શામશુન્ય હતું. ન સંભળાતો કોઇ પક્ષીઓની પાંખનો ખડખડાટ, કે ન સંભળાય કોઇ મનુષ્યનો પગરવ. જરાક કંઇ ખખડતું તો તેનો અવાજ સાફ જણાઇ આવતો, જુઓ, જુઓ, પેલો માણસ ટેકરી તરફ લક્ષ્ય પૂર્વક જોઇ રહ્યો છે ! જેમ જેમ ચંદ્રબિંબ ઉપર ચઢતું ગયું, તેમ તેમ તેનું તેજ વધતું દેખાયું. પોતાનો ક્ષયી દેહ જોઇ કોઇ મશ્કરી (ઉપહાસ) કરે, તેવો માણુસ જાગૃત નથી એમ જોઇ ચંદ્રને આનંદ થતો હતો. કેળવાડા ગામ ટેકરીની પાછળના ભાગમાં આવેલું હતું જુઓ, ટેકરીના શિખર ઉપર કંઇક દેખાય છે ! પ્રથમ શિરનો ભાગ, પછી હાથ સુધીનો ધડનો ભાગ, પછી કમર સુધીનો ભાગ અને પછી ઘોડાનો પૃષ્ઠ ભાગ એમ થતાં થતાં એક ઘોડે સ્વાર સ્પષ્ટ દેખાયો. તે સ્વાર ઘણી ત્વરાથી પોતાનો ઘોડો ચલાવતો હતો. પેલી પ્રથમ આવેલી વ્યકિત પણ તેને જોતાંજ ઘોડા ઉપરથી નીચે ઉતરી પોતાનો ઘોડો દૂર એક ઝાડે બાંધ્યો. તેણે યુદ્ધ સમયના જેવો પોષાક શરીર પર ધારણ કરેલો હતો. ચહેરાનો બચાવ લોખંડની જાળીનો મુખવટો કરતો હતો. શરીર પર લોખંડની કડીઓનું બનાવેલું—ગુંથેલું બખ્તર હતુ. તે દેખાવમાં નાનો, જુવાન અને પાણીદાર દેખાતો હતો. પોતાના ઘોડાને થાબડી, મુકરર કરેલા સ્થાન તરફ વળ્યો. પેલો નવિન પણ આવી પહોચ્યો. ચંદ્ર પ્રકાશ સ્વચ્છ હોવાથી, હવે પ્રત્યેક વસ્તુ સ્પષ્ટ દેખાતી હતી. આગંતુક સ્વાર નીચે ઉતરતો હતો, તેવામાંજ પેલી વ્યકિતએ પૂછ્યું,

“ કોણ, હરદેવ ? આપ અહીંયાં કયાંથી ? ”

આવનાર સ્વાર હરદેવ હતો, તે ચોંક્યો.

‘રાણાજીએ આપને મોકલ્યા છે કે ?’ પેલી વ્યકિતએ ફરી પ્રશ્ન કર્યો,

હરદેવ પ્રશ્નથી ગભરાયો, પરંતુ સ્વસ્થ થઇ તેણે કહ્યું, “ હું

હરદેવ નથી. રાણાજી હમીર જેને કહે છે તેજ હું." પેલી વ્યક્તિ ખુબ હસી. તેના હસવાથી હરદેવ વળી વધુ ગભરાયો કારણ કે, પોતે યુદ્ધના પોષાકમાં અને તે વળી ખુદ રાણાનો પોષાક ધારણ કરેલો છતાં તેણે ઓળખ્યો શી રીતે? વળી આ વ્યક્તિનો અવાજ પણ કંઇક જુદા પ્રકારનો જણાયો, અને ત્રીજું કારણ એ કે તે પોતાનું નામ પણ શી રીતે જાણે? એમ વિચાર કરતાં કરતાંજ તે ઘોડા ઉપરથી નીચે ઉતર્યો. પેલી વ્યક્તિએ તેને કહ્યું, " આપ, તેમનો પોષાક પહેરીનેજ આવેલા છો, પણ હું તેમ ફસી જનાર નથી. મને તેમના સિવાય અન્ય મનુષ્ય સાથે યુદ્ધનું કંઇ કામ નથી."

" રાણાજીની તેવી ઇચ્છા હોય તો ?"

" ત્યારે, આપ રાણાજી તો નથી એ ખરૂંને ?"

' હા, હું શા માટે છુપાવું ?'

" ત્યારે હરદેવ મહારાજ ! કહો તો. આપ અત્રે આવ્યા, તે રાણાજીના કહેવાથી કે ?" હરદેવ ચુપ રહ્યો. " નહી ને ? કહો કે ના, પોતા ઉપરનો યુદ્ધનો પ્રસં અન્ય ઉપર નાંખે તેટલા રાણાજી બીકણ નથી. આપે માત્ર આપની રાજનિષ્ટા બતાવવાના બહાને તેમની કીર્તિને કલંક લાગે તેવું વર્તન ચલાવ્યું છે–"

" તે કેમ ? શી રીતે ?"

" તે શી રીતે ? મારો પત્ર રાણાજીએ આપને બતાવ્યો હતો ? ખરેખર નહી. આપે તે પત્ર તેમની ગેરહાજરીમાં જોયો હશે. જોયો તો જોયો, પરંતુ આપે તેમને કહેવું જોઇતું હતું કે હું તમારી સાથે આવવાનોજ. પણ જુઓ–" પેલી વ્યક્તિએ ટેકરી તરફ આંગળી કરી બતાવી કહ્યું, " પ...ણે શું દેખાય છે ? કોઈ ઘોડેસ્વાર દેખાય છે ને ? તે કોણ હશે ?"

" એતો રાણાજી !" હરદેવે એકદમ કહ્યું.

" ત્યારે હરદેવજી–" તે વ્યક્તિએ કહ્યું. " ચઢો ઘોડા ઉપર અને એકદમ કરો પલાયન, નહિતો રાણાજીની આજ્ઞા વિરૂદ્ધ આપ અહીં આવ્યા છો, તે જાણવામાં આવશે, તો તે આપને સખ્ત શિક્ષા કરશે."

હરદેવ, થોડીવાર વિચાર કરી ઘોડા ઉપર સ્વાર થયો, અને આડે રસ્તે ગયો. તેના દૂર જવા પછી પેલી વ્યક્તિ મોટેથી હસી અને બોલી, " હરદેવ મહારાજ ! થોડા વખતને માટે તમને

મહારાજાથી દૂર કરવા જોઇએ. આ એક ઠીક નિમિત્ત હાથમાં આવ્યું. હં:, હં:, હં:. દેવ અનુકુળ હોય છે ત્યારે સર્વ સારૂંજ થતું જાય છે; કહેવત કહે છે કે, ખુદા મહેરબાન તો ખંદા પહેલવાન. ”

એટલામાં પેલો બીજો સ્વાર આવી પહોંચ્યો. તેણે કંઇ ન બોલતાં ઘોડા ઉપરથી ઉતરી ઘોડાને દૂર ઝાડના થડ સાથે બાંધી, પેલી વ્યક્તિ પાસે આવ્યો. પાસે આવતાંજ પેલી વ્યક્તિએ નીચા નમી સલામ કરી કહ્યું, “ રાણાજીનો જય થાઓ ! ” આ અવાજ સાંભળતાં રાણાજી ચમક્યા. થોડીવાર યુદ્ધના પરિધાનથી ભુષિત પેલી વ્યક્તિ તરફ જોતાજ ઉભા ! બંને જણ એક બીજાને જોતા થોડીવાર ઉભા.

“ વીર પુરૂષ ! મને આવતાં વાર તો થઇ નથી ને ? ” રાણાએ આદર પૂર્વક પૂછ્યું.

“ મારી ચીઠ્ઠી આપની પાસે હાલ છે કે ? ” પેલી વ્યક્તિએ હસતાં હસતાં પૂછ્યું. આ પ્રશ્ન સાંભળી રાણાજીને આશ્ચર્ય લાગ્યું. પોતાના કમર પટા તરફ હાથ લઇ જતાં કહ્યું, ‘ હશે, કદાચિત. પણ હમણાં તેનું શું કામ છે ? ”

“ કારણ એ કે. એ...એ “ પેલી વ્યક્તિએ કહ્યું, તે પત્રમાં મેં આપને એકલાને જ બોલાવેલા હતા, કે આપની સાથે કોઇ આપના એકનિષ્ઠ સેવકને પણ આમંત્રણ કર્યું હતું ? ”

“ એટલે ? આ પ્રશ્નની મતલબ હું સમજી શકતો નથી. ”

“ વિશેષ તો કંઈ નહિ. આપનો એક સેવક અહીં આવ્યો હતો.—”

“ શું કહ્યું ? મારો એક નોકર અહીં આવ્યો હતો ? ” રાણાએ ક્રોધ યુક્ત વાણીમાં કહ્યું. ‘એ અશક્ય છે.’

“ કેમ વારૂ ? એમા અશક્ય જેવું શું છે ? ”

“ પણ મારી તેવી આજ્ઞાજ ન હતી. ”

“ પણ એકાદ સ્વામીનિષ્ટ નોકરને આપને એકલા જોઇને બીકના માર્યા—”

“ હું અહીં આવવાનો છું એ કોઇને પણ માહીત નથી. ” રાણાનો ક્રોધ વધતો ગયો.

“ તે વ્યક્તિએ જાણ્યું હશે. આપને ક્રોધ ચઢેલો દેખાય છે, પણ તેનું કંઇ નહિ. હમેશાં નોકરો આપણી આજ્ઞા માને છે એમ નથી. ”

" હું તેની મતલબ નથી સમજી શકતો. મને એવા નોકરની જરૂર નથી. મારી આજ્ઞા ભંગ કરનારને હમેશાં સખ્ત સાશન કરૂં છું. "

" ત્યારે મને આશ્ચર્ય લાગે છે કે, તે આવ્યો શી રીતે ? "

" પણ તે કોણ ? " રાણાજીએ કંઇ શંકા લાગવાથી પૂછયું.

" મારી ચીઠ્ઠી મળેલી તે કોઇને ખબર નથી ને ? " આ પ્રશ્નમાં નકાર હતો, તો પણ તેના સ્વરમાં ખાસ જણાતું હતું. કે, " મારી ચીઠ્ઠી બાબત કોઇને પણ ખબર હોવીજ જોઇએ. "

" હા, મારા એક નોકરને તેની ખબર હતી. પણ તેમાં શું લખેલું છે તેની માહીતી ન હતી. અને કદાચ હોય તોપણ તે મારી આજ્ઞા વગર અત્રે આવે ણ નહિ, એવી મને પક્કી ખાત્રી છે. " રાણાજીએ થોડીવાર વિચાર કરી કહ્યું.

" ઘણીવાર એમજ થાય છે. આપણે કોઇ મનુષ્ય માટે એવી કલ્પના કરીએ છીએ, ત્યારે તેનાજ માટે આપણને જણાય છે જુદુંજ " પેલી વ્યક્તિએ કિંચિત્ મશ્કરીમાં હસી કહ્યું.

" એટલે શું ? હરદેવ અહીં આવ્યો હતો, એમ મારે સમજવું કે શું ? "

" તેની મને શું ખબર ? પણ મને આ વખતે મારા એક મિત્રની બહેનના સંબંધી વાત યાદ આવી. તે એમ છે કે, તે છોડીના ધણી ઉપર આવ્યું સંકટ. તેમાં પોતાના ધણીને મદદ કરવી એવું તેના મનમાં ખાસ હતું. ધણીને ગમ્યું નહિ, કે બીજા કંઇ કારણે, પરંતુ ધણીના મનમાં આવી શંકા કે આ મારૂં ખુન કરનાર છે. થયું. ત્યારથી તેણે તેને તર છોડી દીધી. એમ છે. " રાણાજીનું લક્ષ આ વાતમાં હતું કે કેમ તે તો કોણ જાણે ? પરંતુ તેમણે પૂછયું, " આ શેનું દૃષ્ટાંત આપ્યું ? "

" આપને પસંદ ન હોય તો મારે કંઇ કહેવાનું નથી. "

" આવેલા નોકરે પોષાક વગેરે કેવો પહેરેલો હતો ? "

" મને લાગે છે કે આપનોજ ફેંટો—નહિ, સર્વ પોષાક આપનોજ પહેરેલો હતો, "

ત્યારે તો હરદેવજ. કોઇ કારણસર મેં તેને મારો પોષાક આપ્યો હતો. પણ તેણે પહેરેલો પોષાક મારોજ હતો, તે શા ઉપરથી ? વીર પુરૂષ, તારા કહેવા ઉપર મને અવિશ્વાસ ઉપજતો

નથી, પણ તે ઉપરથી ઇરદેવે મારી આજ્ઞા તોડી છે, એમ પણ લાગતું નથી. છતાં તને સ્પષ્ટ કહું છું કે, જો તારૂં અક્ષરશઃ ખરૂં હશે તો, ઇરદેવને હું શિક્ષા કરીશજ. પણ જો તારા કહેવામાં કંઇ ખોટું હશે તો, તે માટે તારે પણ કડક શિક્ષા ભોગવવી પડશે. ”

“ આપની આજ્ઞા માન્ય છે. ” તે વ્યકિતએ નમીને કહ્યું. થોડીવાર બંને ચુપ રહ્યા. ચાંદની પૂરી પેઠે સ્વચ્છ અને શાન્તી દાયક થઇ હતી. રાણાજીએ એક વાર ચંદ્ર સામુ જોઇ, પૂછયું, “ યુદ્ધની શરૂઆત કરવાની છે ને ? ” પાછી તેમણે નીચું જમીન તરફ જોઈ કહ્યું, “ અરે વાહ ! તમે તો જમીન પણ મુદ્દામ સાફ કરેલી દેખાય છે ને ! ” કહી તરવાર પટામાંથી મ્યાન સહીત કાઢી. પેલી વ્યકિતએ પણ તેમજ કર્યું. રાણાએ તરવાર મ્યાનમાંથી કાઢી, મ્યાન એક પત્થર પર મૂકયું. પ્રતિપક્ષીએ પણ તેમજ કર્યું, અને રાણાના મ્યાન જોડે, પોતાનું મ્યાન મૂકયું. બંને જણ તૈયાર કરેલી જમીન પર આવી ઉભા. બંને એક બીજાને થોડીવાર જોઇ રહ્યા.

“ પ્રાણ જતા સુધી યુદ્ધ ચાલુ રાખવાનું છે કે કેમ ? ” રાણાએ પ્રશ્ન કર્યો.

“ નહી. આ યુદ્ધ પ્રાણ લેવાના હેતુથી સુઝેલ નથી. યુદ્ધનું આમંત્રણ મેં કરેલું છે. એટલે મારી ઇચ્છા એટલી છે કે આપની યુદ્ધકળા અજમાવી જેવી. હું થાકયા જેવો જણાઇશ, તો નાશ પણે કબુલ કરીશ. “ આ બોલવામાં એટલું ચારણ પણું હતું કે રાણાજી ઘણાજ મુગ્ધ થઈ ગયા.

“ હું પણ તેમજ કરીશ. હારીશ તો કબુલ કરીશ. ”

વળી બંને જણ થોડીવાર એક એક સામુ જોતા ઉભા. જાણે બંનેમાં યુદ્ધની શરૂઆત કોણ કરે, તેની પંચાત પડી ન હોય

“ મેં આપને યુદ્ધ માટે આમંત્રણ કર્યું છે ખરૂં, પરંતુ યુદ્ધ કરવા મારૂં મન ના પાડે છે, એનું શું કારણ હશે ? ”

રાણાજીને નવાઇ લાગી. કેમકે તેમને પણ તેમજ થતું હતું.

“ ખરૂં પૂછો તો મને પણ આ દંદ યુદ્ધ કરવું ગમતું નથી. ” રાણાએ કહ્યું. “ હું સ્વભાવથી બીકણ નથી. પણ મારૂં મન કેમ અથકાય છે ? ”

ફરી એક બીજા સામું જોવા લાગ્યા.

"આપની સેવામાં રહેવા માટે, આપની યોગ્યતા જોવા કરતાં, આપને મ્હારૂં યુદ્ધ કૌશલ્ય બતાવવાના હેતુથીજ મેં ચિઠ્ઠી લખી હતી. આપ મારી પરિક્ષા લીધા સિવાય નોકર રાખનાર નથી, કેમકે હાલનો પ્રસંગ તેવોજ બારીકીવાળો છે."

રાણાજીને તેના આવા બોલવાથી અજાએબી થઇ. આ વ્યક્તિ કોણ હશે? તેને મારા સંબંધી આટલી માહિતી ક્યાંથી અને તેની સાથે યુદ્ધ કરવામાં કેમ મન પાછું પડે છે? એવા એવા અનેક વિચારો સ્ફુરવાથી પોતે ઘોટાળામાં પડયા. તેમને પંદર દિવસ ઉપર ચિતોડ ઉપરના ભુલેયાંના મહેલમાંના પ્રસંગની યાદ આવી; પણ તે વખતે તો તેમનું મન શંકાશીળ હતું. "ખુલાસાવાર પરિચય આપવાથી તમારી યોગ્યતા પ્રમાણે હું જગા આપીશ." રાણાજીએ કહ્યું.

"તેનીજ ભાંજગડ છે. હું મારા નામ વગેરે માટે આપને કંઇ પણ કહેનાર નથી. એટલુંજ નહિ પણ, મારી ઇચ્છામાં આવે તેટલા દિવસ આપના સૈન્યમાં રહીશ; અથવા તો વચમાંથી જતો પણ રહીશ. મરજીમાં આવશે ત્યારે ફરી દાખલ થઇશ. માત્ર આપની ઇમાનદારીથી સેવા કરવા પ્રયત્ન કરીશ."

"મને તમારા કહેવામાં કંઇ સમજ પડતી નથી." તે વ્યક્તિનું કહેવું લક્ષ્ય પૂર્વક સાંભળ્યા પછી અને ઉલટો ઘોટાળો વધવાથી રાણાજીએ કહ્યું.

"નહિ જ પડે, અને સ્પષ્ટ થવાનું નથી. મારી પણ તેમજ ઇચ્છા છે. વિજયાદશમીને દિવસે આપની વિજય પતાકા ચિતોડગઢ ઉપર ફરકશે, કે મારી સર્વ હકીકત હું આપોઆપ ખુલ્લીરીતે જણાવીશ."

"મારા મનનો વિચાર—મારી પ્રતિજ્ઞા, તમને શી રીતે ખબર પડી?" રાણાજીએ એકદમ પૂછયું.

"આપના હૃદયમાં મેં પ્રવેશ કર્યો, અથવા તો, આપે મારા હૃદયમાં પ્રવેશ કર્યો હશે, પણ આપની એ ઇચ્છા મારા સમજવામાં આવી ખરી, અને તે પ્રમાણે થશે જ."

રાણાજી ઘણા બીન્યા, મારી સમક્ષ ઉભેલી વ્યક્તિ પિશાચ તો નહિ હોય! તેમને શંકા આવી.

"મહારાજ! કંઈ નહી તો આપણે ચાલો, એક બે પટાનો હાથ ખેલીએ. તેથી અરસ પરસ એક બીજાના શૌર્યની ખાત્રી

થશે, અને એક વખત ખાત્રી થઇ એટલે કોઇ પણ જાતની શંકાને સ્થાન નહિ રહે." એમ કહી તે વ્યક્તિએ પોતાની તરવારની ધાર બે આંગળીઓની ચપટીથી લોહી નાંખી.

રાણાજીને કોઇ પણ વાતનો ખુલાસો થયો નહી છતાં સઘળો વિચાર બાજુ પર મુકી તે પણ તૈયાર થયા.

બંનેની તરવારો ચંદ્રપ્રકાશમાં ચળકવા લાગી. જમીનને નમસ્કાર કરી એક બીજાને નિયમાનુસાર રામ રામ કરી પટા ખેલવાની શરૂઆત કરી. અરધા કલાક સુધી બંનેજણ એક બીજાને પોતાની અસિનું ચાતુર્ય બતાવતા હતા. પેલી અપરિચિત વ્યક્તિનું યુદ્ધકળાનિપુણપણું જોઇ રાણાજી ઘણાજ તાજુબ થયા. તેમણે એકદમ પોતાની તરવાર થોભાવી કહયું, " શાબાશ. આવો વીર મારા પક્ષમાં ભળે તો કેવું સારૂં થાય !"

" ત્યારે, આજથી આ તરવાર આપની સેવામાં હાજર રહેશે. **दाता, क्षमी, गुणग्राही स्वामी भाग्येन लभ्यते ॥** " તરવાર રાણાજીના પગ આગળ મૂકતાં પેલી વ્યક્તિ બોલી.

" આપનું નામ શું ?" રાણાજીએ આદરપૂર્વક પૂછયું.

" મારૂં નામ હમીરદાસ !" પેલી વ્યક્તિએ હસતાં હસતાં કહ્યું.

" હમીરદાસ ?" રાણાજીએ આશ્ચર્યથી કહ્યું. " મને તે ખરૂં ભાસતું નથી."

" વીર રમણી, કિંવા વીર પુરૂષો કદી ખોટું બોલતા નથી. " હમીરદાસે શાન્ત પણે જવાબ આપ્યો.

---

## પ્રકરણ ૧૭ મું.

### સખ્ત શિક્ષા.

હમીરદાસનું ઉપરોક્ત વાકય સાંભળી રાણાજી જરા અચકયા-અમસ્યા. વીર કેવા હોવો જોઇએ, અથવા, વીર પુરૂષ કોને કહેવો તે પૂર્ણપણે પોતે જાણતા હતા. હમીરદાસ વીર છે, એની પ્રત્યક્ષ ખાત્રી થઇ હતી. તે ખોટું બોલે એ અશકય હતું, પરંતુ આ નામમાં કંઇક રહસ્ય છે, એવું લાગવાથી તેમણે શંકા ઉઠાવી હતી. પણ હમીરદાસે તો એકજ વાકયમાં તેમની શંકાનું નિવારણ કર્યું. રાણાજી હવે શું કહી શકે ? તેઓ માત્ર તેના

મુખવટાથી ઢંકાયલા મુખ તરફ જોઇજ રહ્યા. આવી સ્થિતિ એક વખત ચિતોડગઢ ઉપર થઇ હતી, પરંતુ તે સમયે તો ક્રોધ અને તિરસ્કાર તેમના મગજમાં ભરાયલા હતા. અને આ સમયે તો કૌતક, પ્રેમ અને આદર એનો ઉદ્ભવ થયો છે.

"ત્યારે, મને સેવામાં રાખવા આપ કબુલ છોને ?," થોડીવાર વિચાર કરી હમીરદાસે રાણાના પગ આગળ મૂકેલી તરવાર ઉપાડતાં કહ્યું. "આપને મારા માટે ઘણી તાજુબી લાગે તેમ છે, કારણકે મારે આપની સાથે કેટલીક સરતો કરવાની છે. નોકરે પોતાના ધણી—માલિક સાથે સરત કરવી–કરાવવી એ ચમત્કારિક તો ખરૂં, પણ મારે તેમ કરવું પડશે. એ સરતથી પ્રથમ તો જરા આપને શંકાસ્પદ જણાશે, પરંતુ આપે તે કબુલ કરી મને સેવામાં રાખ્યો, ત્યારથી મારી એકનિષ્ટ સેવા જોઇ આપના મનનું સમાધાન થશે."

હમીરદાસના શબ્દોમાં એક પ્રકારનું સરળપણું તેમજ મોહકપણું એવું તો હતું કે, રાણાજીને તે કબુલ કરવાનું મન થયું. "એવી તમારી શી સરતો છે?" તેમણે પૂછ્યું.

હમીરદાસે ચલાવ્યું, "પહેલી શરત–હું હમેશાં હાલ મને જે પોષાકમાં જુઓછો, તેવાજ પોષાકમાં રહીશ. મારી મુખમુદ્રા આપ સ્પષ્ટ રીતે જોઇ શકશો નહિ, અને આપ જોવા ઉત્કંઠિત થશો નહીં, કેમકે તેમ કરવાથી આપને ફાયદો નથી." કેવી ચમત્કારિક સરત? મારી બીજી સરત–"મારા ખાવા પીવાની ગોઠવણ હું ગમે ત્યાં કરી લઇશ. તે બાબત આપે ચોકશી કરવી નહી. હું ફક્ત બેજ કલાક ભોજન માટે ગેર હાજર રહીશ." મારી ત્રીજી સરત–"ચિતોડગઢ ઉપર વિજયાદશમીને દિવસે આપની ધ્વજા-નિશાન ફરકવું જ જોઇએ. એવી મારી મહત્વાકાંક્ષા છે. અને તેના ખટપટમાં હું રહીશ. પણ કેવા કેવા પ્રયત્નો કરીશ તે, કેટલાક સમયસુધી આપના જાણવામાં નહી આવે. અને તે માટે મારે જરૂર પડશે ત્યારે, આપની સેવામાંથી જતો રહીશ તેની મને પરવાનગી મળવી જોઇએ. હું આપના પગના સોગન ખાઈ કહું છું કે, મનઃપૂર્વક છેવટ પર્યંત–મારો જીવ જતા સુધી–એકનિષ્ટ રહીશ, પણ મારા એ કથનની સત્યતા ચિતોડ હસ્તગત કર્યો સિવાય સમજવામાં આવનાર નથી."

રાણાજીને તેનો શો ઉત્તર આપવો, તે સમજાયું નહિ. પણ

હમીરદાસના સંબંધમાં. તેમને એટલો મોહ ઉત્પન્ન થયો હતો કે, "તમારી સરતો માન્ય છે," એમ તેમના મુખમાંથી નીકળી ગયું.

"ચાલો ત્યારે કેળવાડામાં." આનંદથી હમીરદાસે કહ્યું. બંને ઘોડા ઉપર સ્વાર થયા. અને કેળવાડા તરફ ચાલ્યા. ત્યાં ગયા પછી રાણાજીએ એક નાની ઓરડી તેને રહેવા માટે આપી, અને પોતે સુવા ગયા. સુતા તો ખરા, પરંતુ વિચાર દેવ સમક્ષ હોવાથી નિદ્રા દેવી ભેટી ન શકયાં. હમીરદાસની ચમત્કારિક સરતો તેમના મનમાં ઘોળાયાં કરતી હતી. આપણે સરતો માન્ય કરી તેને નોકરીમાં રાખી લીધો તે ઠીક કર્યું કે કેમ, એ સંબંધી વારંવાર વિચાર આવવા લાગ્યા. ગમે તેમ હો. આ માણસ માટે આપણે મોહમાં પડ્યા છીએ ખરા, પરંતુ હવે પંદર દિવસમાં જે હશે તે જણાશે. આ અવિચારીપણાથી મને નુકશાન ન થાય એટલે થયું. એવા વિચારમાં ને વિચારમાં ઠંડા પવનની લહેરમાં આંખ મિંચાઇ ગઇ,

લગભગ સાતેક વાગે રાણાજી જાગૃત થયા. બહાર આવતાં જ હમીરદાસ અને હરદેવને એક બીજા સામે જોતા ઉભેલા જોયા. હરદેવ કંઇક શંકાશીલ નજરે તેના સામુ જોતો હતો. હરદેવને જોતાંજ પાછલી રાતની હમીરદાસની પ્રથમની વાતો યાદ આવવાથી તરતજ રાણાએ હરદેવ તરફ કઠોર નજરે જોઇ પૂછ્યું, "કાલે તું મધ્યરાત્રિ પછી કયાં હતો? તને સોંપેલું કામ પુરૂં કર્યું છે કે નહી?" ઉત્તર દેવામાં હરદેવ અચકાશે એમ રાણાજીને તેમજ હમીરદાસને લાગ્યું, પણ હરદેવે તો એકદમ જવાબ દીધો, "કેમ વારૂ?" રાણાજીએ એકવાર શંકાશીળ નજરે હમીરદાસ તરફ જોયું, અને હરદેવને કહ્યું, "કામતો પુરૂં થયું છે ને?"

"હા."

"ત્યારે આમ કેમ?" બંને જણ તરફ જોતા રાણાજી બોલ્યા. "ખરૂં કોણ?"

આ સાંભળતાંજ હરદેવ હબકયો. હમીરદાસની વૃત્તિમાં કિંચીત્ પણ ફરક પડયો નહી.

"ત્યારે હરદેવ ખરૂં કહે છે ને?" હમીરદાસ તરફ જોઇ રાણાએ કહ્યું.

"તે ખોટું બોલે છે એમ હું કયાં કહું છું?" હમીરદાસે જવાબ આપ્યો.

રાણાજી ચકિત થયા. તેમને કંઇ સમજ પડી નહિ.

"હરદેવે સોંપેલું કામ કર્યું છે." રાણાએ કહ્યું.

"કર્યું હશે." નિષ્કાળજીથી હમીરદાસે કહ્યું.

"વીર પુરૂષ," રાણાજી હોઠ કરડતા બોલ્યા, 'તમારા માટે મારા મનમાં એક પ્રકારનો મોહ ઉત્પન્ન થયો છે, પરંતુ આ પ્રમાણે ચાળવણી કરી તો, યાદ રાખજો કે મારી સાથે કામ લેવાનું છે."

"મહારાજ! આપ વિના કારણ મને દોષ આપો છો. હરદેવજી ખોટું બોલે છે, અથવા તેમણે સોંપેલું કામ ખરોબર કર્યું નથી, એવું મેં આપને ક્યારે કહ્યું છે? મારૂં કહેવું છે કે, કાલ રાત્રે તે આપના સંકેત સ્થાને આવ્યા હતા."

હમીરદાસના આવા સરળ અને શાન્ત જવાબથી રાણાજીએ પોતાની ભુલ કબુલ કરી.

"કેમ, હરદેવ,! કાલે રાત્રે ચંદ્રોદયના સમયે કયાં હતો?" રાણાએ પૂછ્યું.

હરદેવની મુખમુદ્રા ઉપર કાળાશ જણાઇ. તે જોઇ રાણાએ ક્રોધથી કહ્યું, "મારે એમ સમજવું કે હરદેવે મારી અવજ્ઞા કરી છે?"

હરદેવે શરમાઇને નીચું જોયું. "મહારાજાના સંરક્ષણ માટે સાશંક થઇ મેં ચિઠ્ઠી વાંચવાનું સાહસ કર્યું, અને–"

"અને મારી આજ્ઞા ન છતાં, તું ત્યાં ગયો. હરદેવ, જા. એક મહિના સુધી મારા સૈન્યમાંથી ચાલતો થા,–"

હરદેવ ક્ષમા માટે યાચના કરવા જતો હતો એટલામાંજ,

"નહી, આ અપરાધની માફી મળવાની નથી. શિક્ષા અમલમાં આવવીજ જોઇએ. જા. એક ક્ષણપણ તું કેળવાડામાં રહીશ નહીં."

"ત્યારે હું કયાં જાઉં? મને અત્રેજ કેદમાં રાખો." હરદેવે ગળગળિત થઇ કહ્યું.

કેદમાં રાખવા જેવો ગુન્હો હોત તો તેમ પણ કરત. હાલતો મહિના સુધી તું મારી નજર આગળ ન રહે તેવી ઇચ્છા છે–".

"મહિના પછીતો આપની પાસે આવવા આજ્ઞા છે ને?"

"હા. મહિના પછી તું મને મળજે. ત્યાં સુધી દેખા દઇશ નહિ."

"આપની આજ્ઞા શિરોમાન્ય છે. મારા ઉપર એટલી કૃપા કરશો, એવું મને લાગ્યું ન હતું, પણ કારણ સમજ્યો (હમીરદાસ તરફને)...કંઇ હરકત નહિ. થએલા અપરાધ માટે મારે સખ્ત શિક્ષા ભોગવવીજ જોઇએ. પણ મહારાજ સાવધ રહેજો." હરદેવ ચાલવા લાગ્યો.

"આ મનુષ્ય સંબંધી તને કંઇક સંશય છે, તે મને ખબર છે, પરંતુ આ મહિનામાં તેના સંબંધી તું કંઇ વિચાર કરીશ નહિ." હરદેવને જતો અટકાવી કહયું.

"આપે એટલું પણ ન કહ્યું હોત તો ઠીક થાત."

"નહિ, મારે કહેવુંજ જોઇએ."

"આપની મરજી." હરદેવ ચાલતો થયો.

હરદેવની જગાએ રાણાએ હમીરદાસની નિમણુક કરી, ને કામ સોંપતાં કહ્યું, "તમારી સરતો કબુલ કરીને પણ હું તમને મહત્વની જગા આપું છું. ધ્યાનમાં રાખજો, કે જરા કપટ જેવું જણાયું કે કોઈ પ્રકારનો તેવો સંશય આવ્યો તો–" હમીરદાસે ફરીથી એકનિષ્ટ પણાના સોગન લીધા.

કેટલાક દિવસો વહી ગયા! એજ પોષાકમાં હમીરદાસ તેને સોંપવામાં આવેલી કામગીરી કરતો હતો. રાણાજીએ ઘણી બારીકાઇથી તેના ઉપર નજર રાખી હતી, પરંતુ કોઇપણ પ્રકારનો સંશય ન જણાતાં, ઉલટો મોહ વધ્યો. કામ કર્યું, તેણે કામણ કર્યું.!

---

## પ્રકરણ ૧૮ મું.

---

### મસલત.

પ્રિય વાંચકો, ચાલો આપણે હવે ચિતોડગઢની હવા ખાવા જઇએ. તમારે અમારી સાથે એક સ્થળેથી અન્ય સ્થળે અને વળી ત્યાંથી ત્રીજે સ્થળે ઘણી ત્વરાથી મુસાફરી કરવી પડે છે, પરંતુ તેમાં અમે નિરૂપાળ છીએ. ચિતોડગઢ ઉપરની ઠંડી મીઠી લહેરથી તમારો શ્રમ મટી જશે, અને તે ઉપરાંત ગઢ અંદરની હીલચાલ જોઇ તમને કંઇક આનંદ પણ મળશે.

"દિલ્લીથી મદદ મળવાની નથી" એ રણબીરના મુખના શબ્દો સાંભળી બાલદેવ આશ્ચર્ય પામ્યો. પોતે જે સાંભળ્યું તે ખરેખરજ છે કે કેમ તેની તેને શંકા આવવાથી એકદમ આગળ

પ્રતી આવી કહ્યું, "શું? શું કહે છે? દિલ્હીથી મદદ મળવાની નથી? કેમ વારૂ?"

"પિતાજી! આપણે ધારીએ છીએ તેટલા રાણા હમીર ભોળો નથી. તેણે પોતાનું રાજસૂત્ર દિલ્હી તરફ પણ લંબાવ્યું લાગે છે!!"

"હેં! એટલે શું?" માલદેવના મનનો કંઈ ખુલાસો થયો નહિ. તેને કંઈ સમજણ પડી નહી રણધીર સામું એક દ્રષ્ટિથી તે જોઈજ રહ્યો. તેનો ચહેરો આ વખતે છબી પાડી લેવા જેવો થયો હતો!! પરંતુ દીલગીરી માત્ર એટલીજ થાય છે કે તે સમયે ફોટોગ્રાફીની હિંદમાં હસ્તી ન હતી.

"આપણે અંદર ચાલો. હું તમને સઘળો ખુલાસો કરૂં છું." રણધીરે શાન્તતાથી કહ્યું.

બાપ દીકરો બંને ચાલ્યા. માલદેવની નજર વનવીર તરફ હતીજ.

"વનવીર, ચાલુ રાજકાર્યમાં તને સાથે રાખવો, એ ધોકા ખાવા જેવું છે. તું અંદર આવતો નહિ." માલવીરે કહ્યું.

"હું પોતેજ આપના કસ્ટકારસ્થાનમાં પડવા ઇચ્છતો નથી." વનવીરે રીસ અને ક્રોધમાં જવાબ આપ્યો. રણધીર બંનેના શબ્દો સાંભળી ચકીત થયો. તેણે બંને તરફ એક એકવાર જોઇ કહ્યું,

"આનો શો અર્થ? ઘરમાંજ ફાટફુટ!"

"દુર્દૈવથી પિતાજીને મારા બળનોજ સંશય આવ્યો છે. જતાં જતાં વનવીર બોલ્યો.

"પિતાજી! આ શી ભાંજગડ છે?!" રણધીરે પૂછ્યું.

પિતા પુત્ર મહેલમાં ગયા. પિતાએ પુત્રને સર્વ હકીકત કહી. પુત્રે લક્ષ્યપૂર્વક સાંભળ્યું.

"પિતાજી, મને ક્ષમા કરજો. હું ખરૂં કહું છું કે વનવીરને દુભવવામાં આપે મોટી ભૂલ કરી છે." માલદેવની સ્થિતિ ઘણી ચમત્કારિક થઇ પડી. તેને પ્રત્યેક વિષયમાં સંશય, સંશય અને સંશયજ આવવા લાગ્યા. કોણ તેના હિતમાં છે તેની પણ તેને સમજણ પડી નહી. રણવીર પણ તેનો દોષ કાઢે છે, એ જોઇ તેના વિષે પણ શંકા આવવા લાગી. "ઘરનાંએ અને બહારનાંએ મળી મારૂં કાટલું કરવા વિચાર કરેલો જણાય છે." ભાકળો થઇ માલદેવ બોલી ઉઠયો.

"પિતાજી, આ સમય ક્રોધ કરવાનો નથી, પણ શાંતતાથી વિચાર કરવાનો છે. શાંતતાથી સાંભળશો, અને તેનો વિચાર કરશો તો આવી પડેલા પ્રસંગમાંથી નીકળવાનો રસ્તો ઝટ શોધી શકાશે. અંદર અંદર ચડભડવાથી કે વાગુ કરવાથી કંઇ કામ થનાર નથી. અમે આપનાંજ બાળકો છીએ. પોતાના પિતાનું અહીત ઇચ્છીએ એટલા કૃતઘ્ન થઇશું ? આપને કયા કામમાં અમે મદદ કરી નથી ? આપ તે ન જોતાં, માત્ર ઉપર ઉપરથી જોઇ નિષ્કારણ દોષ દેશો તો અમે શી રીતે મદદ કરી શકીશું ? અમે અમારી ફરજ શી રીતે બજાવી શકીશું ! " પોતાના પિતાના સ્વભાવના વાકેફગાર રણવીરે કહ્યું. રણવીરના ભાષણે સારૂં ઘણું પરિણામ આણ્યું. માલદેવ શાંત થઇ ગયો.

"રણવીર, ગમે તે કહે......પણ, આ વખતે મારૂં મન અસ્વસ્થ થઇ ગયું છે. મને લાગે છે કે, ચિતોડ હવે આપણા હાથમાં નહીં રહે અને જશેજ."

"છું:, પિતા ! રણવીર અને વનવીર, બે સિંહ જેવા પુત્રો જીવતા હયાત છતાં આપના મનમાં આવી કલ્પના કયાંથી આવી ? છેઃ, આપ એ કલ્પના મનમાંથી કાઢીજ નાંખો." રણવીરે ગર્વથી હસતાં હસતાં કહ્યું.

"શાબાશ તુંજ મારો ખરો પુત્ર છે !" રણવીરના ઉત્સાહપૂર્ણ ભાષણથી ઉત્તેજિત થઇ માલદેવે તેની પીઠ થાબડી કહ્યું.

"વનવીરને આપે કઠણ શબ્દો કહ્યા ન હોત તો, તેના મુખમાંથી પણ આવાજ શબ્દો નિકળત." રણવીરે વધાર્યું.

"પણ, જવાદે. તું દિલ્લી તરફના તો સમાચાર કહે ?"

"નહી, પ્રથમ વનવીરની બાબતનો ખુલાસો થવો જોઇએ. કારણકે તેના હાથથી થએલી નાની સરખી ભૂલથી તમે તેના પ્રત્યે આમ ગુસ્સો કરો—"

"નહી. હું સમજ્યો. હું મારી ભુલ સમજ્યો. તું દિલ્લી તરફ.—."

"દિલ્લી તરફનું કંઇ વિશેષ નથી. હું દિલ્લી પહોંચ્યો, ત્યાર પછી કેટલાક દિવસ સુધી તો બાદશાહે મારી મુલાકાતજ કરી નહિ—."

"ત્યારે તે સંબંધી કેમ કંઇ ખબર મોકલી નહિ. ?"

"એટલે ? મારો પત્ર આપને મળ્યો નથી ?" રણવીરે આશ્ચર્યથી પૂછ્યું.

"નહિ. હાં, હું સમજયો. એ પેલા ઠેળવાડાના છોકરાનું કામ."

"એમજ જણાય છે. ઠીક. મહા પ્રયાસે બાદશાહની ભેટ થઇ. પછી કહ્યું કે, 'હાલતો ફોજ મોકલવામાં નહિ આવે.' મને અંદરખાનેથી એમ જણાયું કે, રાણા હમીરે કંઇ લાંચ આપેલી હોવી જોઇએ."

"બાદશાહને લાંચ ? !, એ છોકરાએ બાદશાહને લાંચ આપી ! !" માલદેવ આશ્ચર્યથી બોલ્યો.

"રાણાની તૈયારી ઘણી સારી દેખાય છે. તેથીજ આપને કહું છું કે, ક્રોધથી ઉતાવળા થઇ આપે ભળતું સળતુંજ ન કરતાં શાંતપણે વિચાર કરવો જોઈએ." રણવીરે ગંભીરપણે કહ્યું.

"હવે વિચાર શેનો ? પત્થરાનો કરવાનો છે ?" માલદેવે ત્રાસીને કહ્યું. "મેર લોકોએ ફરીથી બંડ જગાડયું. પેલી શં– (ભુલૈયાં) તેમને જઇ મળી. વીરમતીને તેમણે કેદ કરી. દિલ્લીથી મદદ માટે મોહોકાણના સમાચાર લાવ્યો. શત્રુ જોરપર આવ્યો. હવે કહો, શેનો વિચાર કરૂં ?"

"ત્યારે ત્રાગુ કરવાથી શો ફાયદો થશે ? સંતાપ કરવાથી ઉપાય જડશે ખરો કે ?"

"ત્યારે હું શું કરૂં ? વનવીરની પેઠે તારૂં પણ એમજ કહેવું છે કે, પેલા લુચ્ચાને બોલાવી ચિતોડગઢ આપી દઉં ?"

"આપ શાંત થશો, તો કંઇપણ કાર્ય થશે."

"લ્યો. હું શાંત થયો. હવે બોલો. શું કહો છો ? કયો માર્ગ સુઝાડો છો ?

"અત્યારે તો બીજું કંઇ નથી. પરંતુ, મેર લોકોના બંડ સંબંધી કાગળ લાવનાર સ્વારને મદદ જેમ બને સત્વર મોકલું છું" લખી આપી પ્રથમ રવાના કરો. પછી જે કરવાનું છે તે કરીશું." આમ બાપ દિકરાની મસલતમાં આઠ દિવસ વહી ગયા. વનવીર તો જાણી બુજીને અલગ રહેતો હતો.

"હાલનો પ્રસંગ બારીક છે તો ખરો, પરંતુ આપણા બંને શત્રુઓ વચ્ચે અરસપરસ ઉંચા મન કરાવવાથી આપણું

કામ થાય તેવુ છે. રાણો હમીર બોલવામાં મીઠો છે. પોતાની છાપ લોકો ઉપર કેમ બેસાડવી, તે ઘણી સારી રીતે સમજે છે, એટલે વનવીરનો દોષ કાઢવા જેવું નથી. તે હજુ નાનો છે. શત્રુ તરફનો હેર-જાસુસ પકડાયો કે તેને દેહાંતદંડ આપવો, એટલીજ રાજનીતિ તે સમજે છે. રાણો હમીર ઉદાર થઈ તેની સાથે સારી રીતે વર્ત્યો તેથી તે તેના માટે ભલામણ કરતો હોય તેમાં કંઇ શંકા લેવા જેવું નથી. દિલ્લી તરફથી હાલમાં મદદ મળશે એવી આશા રાખવી એ વ્યર્થ છે. એકતો બાદશાહ છે આજારી. તેણે કરેલા જુલમથી લોક અતિશય કંટાળી-ત્રાસી ગયા છે, તેથી તેના હુકમને માને છે કોણ? રાણાએ આ વખત માથું ઉચું કર્યું, તેનું કારણ આજ છે. તેના મનથી કરેલી કલ્પના સઘળી ખરેખર છે. આપણે માત્ર એકસંપીને રહીશું, અને કિલ્લા ઉપર તોફાન ન થાય તો, તેને થાપ આપી શકાશું. મેર લોકો આપણા મુખ્ય શત્રુ નથી એમ સમજી, તેમની સાથે સમજાવટ કરી-હાથમાં લઈ, રાણાને શેહ આપી એટલે આપણું કાર્ય પરિપૂર્ણ થયું સમજવું. રાણા હમીર અને મેર લોકો એક છે, એમ આપે સમજવુંજ નહિ. આપણે બંનેને એક માનીએ છીએ એ વાત બહાર પડતાંજ તેઓ એક ન છતાં એક થઇ જશે. અને આપણને ભારે પડશે. તેથી હું મેર લોકો ઉપર જાઉંછું, અને તેમના નાયક સાથે સલાહ કરવાની વાત ચલાવું છું. તેમાં તેઓ માનશે તો ઠીકજ છે. કદાચ જોરપર આવશે તો તેમને દબાવતાં કેટલી વાર? આપ અને વનવીર ચિતોડ સંભાળો. આપ મેર લોકો ઉપર જશો એવી રાણાની સમજુત હોવી જોઇએ. આપ અત્રે હશો તો, તે જરા દબાશે-ખમચાશે," આ પ્રમાણે પુષ્કળ મસલત ચાલી. બીજે દિવસે રણવીરે મેર લોકો ઉપર જવું એમ નક્કી કર્યું.

સાયંકાળનો સમય થયો. વીરમતી એકાએક બંદમાં દાખલ થઇ. તેની સ્થિતિ ઉપરથી તે લાંબી મુસાફરી કરી આવી હોય તેમ જણાતું હતું. થોડીવાર વિશ્રાંતી લીધા પછી માલદેવે તેની હકીકત પુછી. રણવીર અને વનવીર પણ ત્યાંજ હતા. વીરમતીએ દુઃખી હૃદયે પોતાની વિતક કહેવા માંડી, "-મારાપત્ર આપને પહોચ્યા હશેજ. પત્ર લખતી વેળાએ મને નહોતું લાગતું કે, હું ચિતોડનાં ફરીથી દર્શન કરી શકીશ. મારે માટે ખાવાનું લાવનાર બાઈને વશ કરવા મેં બહુ બહુ કર્યું. ઘણી ઘણી લા-

લચો આપી. પરંતુ સઘળું વ્યર્થ ગયું. માત્ર તેણે એટલું કહ્યું. કે, તમારો પત્ર પહોચાડીશ ખરો પરંતુ તમારો છુટકો મારાથી નહી થાય. કોઇ સાંભળશે તો મારૂં માથું ઉડી જાય, અને તમારૂં કામ બગડશે." આખરે કપટ રમવાનો નિશ્ચય કર્યો. એક દિવસે મેલી બાઇના ઉપર હું તુટી પડી. તેના મોંમાં ડુચા માર્યા. અને તેને સખ્ત બાંધી તેનાં કપડાં કાઢી લઇ મેં પહેરી લીધાં. આજથી પાંચમા દીવસે મારો છુટકો થયો."

"સાબાશ, ઠીક કર્યું.!" વનવીરે કહયું.

"પેલી દુષ્ટા ક્યાં છે?" માલદેવે પૂછયું.

"કોણ બુલેચાં કે? મુઇ રાંડ એ. એ રહી, મેર લોકોના નાયક પાસે. કોઈ કોઇવાર તો મારી પાસે આવી મને ખીજવતી, અને—"

"મારા હાથમાં આવવા દે એકવાર......નાક કાન કાપી ......" રણવીરે તિરસ્કાર યુક્ત કહ્યું,

"એટલે? મેર લોકો ઉપર તમે જાઓ છો?" રણવીરને વીરમતીએ પુછયું.

રણવીરે સઘળી મસલત કહી સંભળાવી. વીરમતીની મુખમુદ્રા વિચાર ગ્રસ્ત જણાઈ.

"કેમ અમારો વિચાર તને પસંદ નથી?–"

"એમ કેમ હોય વાર? પરંતુ–પરં–તુ મેં તો કંઇ જુદોજ ઘાટ રચ્યો હતો."

"તે કયો? સારો અને હિતકર હશે તો તે પ્રમાણે કરીશું.—"

વીરમતીએ એકવાર આમ તેમ જોયું. વળી કંઇ મનનું સમાધાન ન થયું હોય તેમ ઉઠી–બહાર ગઈ–વળી અંદર આવી બારણાં બંધ કર્યાં, અને નીચે બેસી ધીમે ધીમે બોલી.

"મેર લોકોની સઘળી વાતની મને ખબર છે. મારી કેદખાનાની ઓરડીની પાસેજ તેમની બેઠક થતી." એમ કહી અનેક વાતો વીરમતીએ ધીમે ધીમે પોતાના પિતાને સંભળાવી. તે સાંભળી બધાએ વિસ્મય પામ્યા.

"મને લાગે છે કે પિતાએ મેર લોકો ઉપર જવું. કેમકે તે લોકો અતિશય ચઢી વાગ્યા છે, અને એમ સમજે છે કે માલદેવ મહારાજનું લક્ષ કેવળ કેળવાડા તરફ છે, તેથી તે ક્યાંથી આપણા ઉપર ચઢી આવનાર છે? રણવીર ભાઇ જશે, એટલે તે પુરેપુરા

ચઢી વાગશે. તેથી પિતાશ્રીએજ જવું એજ ઠીક છે. અને એકદમ જઇ તેમને ચકિત કરવા; અને કહેવું કે, ભુલૈયાંને મારે સ્વાધિન કરો, એટલે સલાહ કરી ટંટો મટાડી દઇએ." પ્રથમ તો આ વાત તેઓ કબુલજ કરવાના નથી. પરંતુ તેમનું જોર ઘણું કમી છે. તેમના નાયકને બોલાવી જરા ધમકી અને જરા નરમાશથી કહેવું કે, 'એક સ્ત્રીના નાદે લાગી તમે તમારૂં અને તમારા જાત ભાઇઓનું અહિત કરવા બેઠા છો એ ઠીક નથી.' વળી જરા લડાઇની ધમકી આપી કે તે લોકો જરૂર ઠેકાણે આવશે. આપે મેર લોકો ઉપર ચઢાઇ કરી છે એ વાત બહાર ફુટવી ન જોઇએ. પંદર દિવસમાં તો મેર લોકોનું બંડ બેસી જવાનું અને સર્વત્ર શાંતિ થઇ જશે. એટલો વખત હું અને રણવીરભાઇ ગઢ સંભાળીશું. વનવીરભાઇને મદદ માટે ફરી યત્ન કરવા દીલ્લી મોકલવા. કદાચ આ વખતે કાર્ય પણ થઇ જાય." આ પ્રમાણે બીજી કેટલીક યુક્તિઓ સુચવી. તેમાં ઘણી ખધાએ પાસ કરી. અબળા સબળા થઇ! તેનાં વખાણુ પણ થયાં, અને તેજ દિવસે મહારાણાજી ફોજ લઇ મેર લોકો તરફ રવાના પણ થઇ ગયા.

રણવીર પોતાની રાજનીતિ કુશળ ભગિનીની સહાયથી ચિતોડનો બંદોબસ્ત કરવા રોકાયા. રાણાજી તરફ સલાહ કરવાને બહાને એક વકીલ પણ રવાના કરવામાં આવ્યો, તેમજ વનવીરભાઇ પણ દિલ્લી તરફ રાજી થતા ઉપડી ગયા.

---

## પ્રકરણ ૧૯ મું.

---

### ઉપદેશ.

ફરી તેજ સંગીત! તેજ ભક્તિ રસપૂર્ણ ગાયન સંભળાયું!!

" રામબાણ વાગ્યાં હોય તે જાણે,
વાગ્યાં હોય તે જા......ણે, રામબાણ વાગ્યાં હોય તે જાણે.

ભુલૈયાં એક ચિત્તે સાંભળી રહી. જે દિશામાંથી અવાજ આવતો હતો તે તરફ દોડી. જતાં જતાં બોલી, "ગુરૂ મહારાજ, ફરી આપનાં દર્શનનો અલભ્ય લાભ મળ્યો ખરો! આજ તો ઉપદેશ લીધા સિવાય—ઘનશ્યામ કર્યા કરે છે, તેનો પત્તો મેળવ્યા સિવાય—જવા દેનાર નથી."

સાધુનાં દર્શન થયાં. ભુલૈયાંનો તેના ઉપર દૃઢ વિશ્વાસ

ચોંટયો. આ સાધુ ખરો સત્પુરૂષ દેખાય છે. તેમની સેવા કરી મારે મારો પરમાર્થનો માર્ગ સાધવો જોઇએ. એમ નિશ્ચય કરી ભુલૈયાં, ભક્તિ રસમાં નિમગ્ન થએલા પેલા સાધુ મહારાજ સામે ભજન પુરૂં થતા સુધી ઉભી રહી. કર્મધર્મ સંયોગે તેને બહુ વાર ખોટી થવું ન પડયું. સાધુ મહારાજે નેત્ર ઉઘાડયાં. પોતાના સમક્ષ એક સુંદર તરૂણીને બે હાથ જોડી ઉભી રહેલી જોઈ તેમને ઘણું આશ્ચર્ય લાગવાથી, શાંત સ્વરે પુછયું, "કયા હે માઇ ?"

"પોતાને 'માઇ' કહેલું સાંભળી અને રાણાજીના શબ્દો "મારી માતા હોત તો કેવું સારૂં ?" યાદ આવવાથી ભુલૈયાંને નવાઇ લાગી. સાધુ વૈરાગી, સર્વ સ્ત્રીઓને 'માઇ' કહી બોલાવે છે, તેની તેને ખબર ન હતી, અને હોય પણ કયાંથી ? સ્વચ્છંદમાં ઉછરેલી અને માલદેવ જેવા ચિતોડના રાજાના પાસમાં પડેલી, સર્વને આંગળીના ટેરવા ઉપર નચાડનારીને દુનીઆની પરવા કયાં હતી ? કયાં તેને પ્રજાજનમાં રહેવાનું, કે તેમની સાથે વસવાનું હતું કે તેને દુનીઆના વ્યવહારની ખબર પણ પડે ? તે નમ્રપણે બોલી, "ગુરૂ મહારાજ ! મારે ઉપદેશ જોઇએ છે." વાકય પુરૂં થયું, ન થયું એટલામાં તો સાધુ વિલક્ષણપણે મોટેથી હસવા લાગ્યા, "હું તને ઉપદેશ આપું ? હં:, હં:."

ભુલૈયાં ઘણી ગભરાઇ ગઇ. પોતાના બોલવામાં કંઇ અવિવેક થયો હોય તેમ તેને લાગ્યું. તે વળી કંઈ બોલવા જતી હતી એટલામાં તો, સાધુએ પોતાની ઝોળી ખભે ભેરવી, અને એક તારો ખાંધ ઉપર મૂકી ચાલવા માંડયું. 'પ્રથમ તો તે ધીમે ધીમે ચાલતા હતા, પરંતુ ભુલૈયાંને પોતાની પાછળ આવતી જોઇ ઉતાવળે ચાલ્યા. પરંતુ ભુલૈયાંને પણ તેમની પાછળજ જોઈ તેઓ દોડયા અને અદૃશ્ય થઇ ગયા ! સાધુને જતા રહેલા જોઇ ભુલૈયાં ઘણી નિરાશ થઇ ગઈ. સાયંકાળ સુધી સાધુની તપાસ કરી. આસપાસ ખેતરમાં કામ કરનારા ખેડૂત લોકોને પૂછયું, પાસેના ગામમાં જઇ તપાસ કરી પરંતુ સઘળો શ્રમ વ્યર્થ ! જયાં જયાં તપાસ કરતી, ત્યાંથી 'ના'નો જવાબ મળતો. ભુલૈયાંને અતિશય દુ:ખ થયું, તેમ આશ્ચર્ય પણ લાગ્યું. 'પ્રત્યક્ષ દેવ, સાધુ રૂપમાં મારી કસોટી કરવા તો નહિ આવ્યા હોય ?' એમ તેના મનમાં વિચાર આવ્યો, ને તે સાથે તેણે નિશ્ચય પણ કર્યો કે, 'ત્યારે તો મારે તેમની કસોટીમાંથી પાર પણ પડવુંજ.'

ચાર દિવસ જતા રહ્યા. કાળ તો પોતાનું કાર્ય કર્યાંજ કરતો હતો, તેમ ભુલૈયાં પણ એક સરખી રીતે સાધુ મહારાજની શોધખોળજ ફરતી હતી. માત્ર પેટને ભાડું આપવા—અન્ન મેળવવા ખાતરજ વસ્તીમાં જતી, અને કાર્ય પુરૂં થતાં પોતાની બંશીધરની મૂર્તિને છાતી સરસી ધરી 'રામ ધુન લાગી હોય સો જાણે' ગણુગણુતી ગણુગણુતી ડુંગરા અને ખીણોમાં ફરતી. આ સમયે તેને નહોતો લાગતો કોઇ પણ પ્રકારનો ભય, કે નહતો કંઇ ડર, કે કાળજી. લોકો તેને કોઇ યોગિણી રૂપે ઓળખતા થયા હતા. તેનું ગાયન તેમને બહુ પસંદ પડતું. કદી કદી તેઓ તેજ ગાયન તેની પાસે ગવરાવતા. કોઇ તેને ત્રાસ આપતું નહિ, તેમ કશું પૂછતા પણ નહિ. ભુલૈયાંનું સઘળું લક્ષ પેલા સાધુ મહારાજમાં હોવાથી ઘણી વાર તો બેભાન જેવી જણાતી.

એક રાત્રે ભુલૈયાં આકાશમાંના એક તારા સામું જોતી, પેલા સાધુ મહારાજની મુર્તિ લક્ષમાં લાવી, ' રામ ધુન લગી હોય સો જાને ' ગણુગણુતી બેઠી હતી, એવામાં એજ ગાયન કોઈ ગાતું હોય તેનો ભાસ થયો. તેણે કાન દઇ સાંભળ્યું તો, ખરેખર તેજ ગાયન ઘણું દૂર કોઇ ગાય છે, એમ જણાયું.

ગાયન ગાનારનો સ્વર ઓળખાયો. હર્ષ ઉત્પન્ન થયો. ઝટ ઉઠીને તે અવાજ આવતી દિશા તરફ દોડી. થોડા અંતર ઉપર સાધુ મહારાજ એક તારો લઇ ગાતા દીઠા. ભુલૈયાં ધીમે પગલે તેમની પાસે ગઇ. તેમના પગ ઉપર માથું મૂક્યું. સાધુ મહારાજને તો કંઇ ભાનજ નહતું. તે તો તેમના ધ્યાનમાંજ મગ્ન હતા. સંતના સ્પર્શ માત્રથી, અથવા તો ગાયનના પ્રભાવે ભુલૈયાં ધ્યાનાવસ્થ થઈ ગઈ !

પ્રભાતની ઠંડી લહેરથી ભુલૈયાં શુદ્ધિપર આવી, જુવે છે તો સાધુ મહારાજના સ્થળે પોતાના બંશીધરની મુર્તિ ! સાધુ અદૃશ્ય થઇ ગયા હતા. આખો દિવસ સંધ્યાકાળ સુધી આસપાસના પ્રદેશમાં ફરી વળી, પણ સાધુનાં દર્શન થયાં નહિ.

લગભગ મહિનો જતો રહ્યો. ગમે ત્યારે અને ગમે તે પ્રસંગે ભુલૈયાંને તેજ ગાયન સંભળાતું. સાધુ નજરે પડતા અને અદૃશ્ય થઇ જતા.

" બાઇ ! તું મારી પુઠે શા માટે લાગી છે ? " એક સમયે સાધુએ કહ્યું.

"મારા મનમાં શું છે, તે આપ ક્યાં જાણતા નથી ?"

"ઉપદેશ જોઇએ ! હં:, હં:, ઉપદેશ જોઇએ છે ?"

"આપ મને માર્ગ બતાવશો નહી તો, આપના પગ આગળ પ્રાણાર્પણ કરીશ" ભુલૈયા પ્રથમ તો આભીજ થઇ ગઇ, પરંતુ પૂર્વના સ્વૈચ્છીક સ્વભાવને લીધે જરા ગુસ્સે થઇ બોલી.

"પેલું જો. એ શું છે ?" એક દિશા તરફ આંગળી કરી સાધુએ કહ્યું. ભુલૈયાએ તે તરફ જોયું. એક હરણ દોડતું જતું હતું. આશ્ચર્યથી સાધુ પ્રત્યે તે જોવા લાગી.

"તારે ઉપદેશ જોઇએ છે ને ! જા એ હરણને પકડી લાવ."

"હરણ અને ઉપદેશને શો સંબંધ ? હું શી રીતે પકડી શકું ?" આશ્ચર્યથી બોલી.

"ત્યારે મૈયા ! હરણ કરતાં પણ ચપળ એવા મનને તારા તાબામાં શી રીતે રાખી શકીશ ? જ્યાં સુધી મન આમ તેમ ભટકે છે, ત્યાં સુધી દેવ પ્રત્યક્ષ કેવી રીતે દેખા દે ? !"

ભુલૈયાંની આંખ ઉઘડી ગઇ. તે નીચું જોઇ કંઇ વિચારવા લાગી. "મહારાજ હું અજ્ઞાનને આપના આ સાંકેતિક ભાષણથી શી સમજણ પડે ? આપ કૃપા કરી મને તેટલી યોગ્યતા આપો એટલે થયું." નમ્રતાથી કહી ભુલૈયા પગે પડી. સાધુએ તેના મસ્તક ઉપર હાથ મૂકયો. વાસનાની સળગતી હોળીમાં સદ્ સદ્ વિવેક–બુદ્ધિ બળી જઈ તેના કોયલા થાય છે. તેથી પ્રથમ તો તે વાસનાનો નામશેષ કર; અને પછી આંખ ઉઘાડી જો કે, આખા ત્રિભુવનમાં દેવ કયા સ્થાનમાં નથી ? આવું સ્થાન–દેવ –પ્રભુ સિવાયની કોઇ વસ્તુ કે સ્થાન તને દેખાય તો મારી પાસે આવજે. બોલ શ્રી રામ !" ઇશ્વરના અસ્તિત્વ માટે કબીરે કહ્યું છે કે:—

મોકો કાંહાં તું ઢુંઢે બંદે,
  મૈં તો તેરે પાસમેં;
નામેં કોઇ ક્રીયા કર્મ મેં, ના જોગ સંન્યાસમેં—મોકો.
નામેં પોથી, ના મેં પંડીત ના કાશી કૈલાસમેં,
ના રહતા મેં શ્રી દ્વારકાં, ના રહતા જગન્નાથમેં—મોકો.
ના રહતા મેં મકકા મદીના ના રહતા હીમાલયમેં,
ના રહતા મેં જંગલ સહરા, મેં રહતા બિશ્વાસમેં—મોકો.

કહત કબીર સુનો ભાઇ સાધુ, સબ શ્વાસન કે શ્વાસમે,
જો ખોજે તો તુરત મીલું, મેં છન ભર કે તલાસમેં—ગોહે.

સાધુ મહારાજે માથા ઉપર હાથ મુકતાંજ ભુલૈયાંની અવસ્થા ચમત્કારિક થઇ! નેત્ર મિચેલાં છતાં તેની નજર આગળ કાંઇ કાંઇ ચમત્કારિક દેખાવો દેખાયા. સાધુ જે જે બોલ્યા, તે સર્વ તેણે સાંભળ્યું હતું, પરંતુ તે શબ્દો કોઇ આકાશમાંથી બોલતું હોય તેમ જણાતું. "બોલ રામ!" કહેતાંજ તેણે "રામ" શબ્દ ઉચ્ચાર્યો. તેના અંતઃચક્ષુ સમક્ષ દેખાતી પ્રત્યેક વસ્તુ 'રામ, રામ' કહેતી હતી. ધીમે ધીમે તેણે નેત્ર ઉઘાડયાં. સાધુ પુરૂષ અદ્રશ્ય થએલા દેખાયા. પરંતુ એક પ્રકારનો શાંતિદાયક પ્રકાશ તેની નજરે પડયો અને તે વિરલ હતો. હવે તેને બાહ્ય સૃષ્ટિનું ગ્નાન થવા લાગ્યું, સાધુ પુરૂષના અદ્રશ્ય થવાથી આ સમયે તેના મનમાં કાંઇ પણ થયું નહી, કારણ તેનું ચિત એક પ્રકારના અનનુભુત આનંદથી વ્યાપૃત થઇ ગયું હતું.

સત્સંગતિનો પ્રભાવજ કંઇ વિલક્ષણ હોય છે. સત્પુરૂષો પારસમણિના કરતાં પણ અધિક છે. કારણ કે પારસમણિ તો માત્ર લોહને કાંચન બનાવે છે, પણ પારસમણિ બનાવી શકતું નથી, ને લોહ એક પાયરી નીચું રહે છે; ત્યારે સદ્ગુરૂ જો પારમાર્થિક સત્તાવાળા હોય છે તો તે પોતાના શિષ્યને પોતાની સમાન સ્થિતિમાં લાવી મૂકે છે. લાયકને લાયક બનાવવો એમાં મહત્તા નથી, પરંતુ નાલાયકને લાયક બનાવવો એમાંજ મહત્તા સમાચલી છે, અધિકારી જન તો પોતાના અધિકાર પ્રમાણે વધ્યોજ જશે, પરંતુ અનાધિકારીને અધિકારી બનાવી અધિકારપર લાવી મૂકવો એજ ઉચિત છે. અને એમાંજ મનુષ્યત્વ છે. તેમ ન કર્યું તો પછી શો અધિકાર કર્યો? તો પછી તેને મનુષ્ય શા માટે કહેવો? મહા પુરૂષો તેમ કરતા નથી. તેમની દ્રષ્ટિ માત્રથીજ અનધિકારી પણ અધિકારી બની જાય છે,

**क्या कैलास सुमेरु क्या, सब तरू तरुहि रहंत ।**
**सत् संगत गिरि मलय सम,सब तरू मलय करंत ॥**

કહે છે કે, મલયાચલમાં સર્વ વૃક્ષો ચંદન રૂપજ થઇ જાય છે. તેવી રીતે મહાનુભાવ પુરૂષોના શરણમાં જનાર અધિકારી કે અનધિકારી મહાત્મા રૂપજ બની જાય છે. નહી તો પછી મહાત્માની મહત્તા શી? ઇતર જનોમાં અને તેમનામાં પછી

કરે શો ? મહાપુરૂષો અધિક, કિંવા ન્યૂનભાવથી પણ શરણાંગતને સ્વરૂપનો સાક્ષાત્કાર કરાવી દે છે, અને તેમાં જેટલા દોષો રહેલા હોય છે તે સઘળાઓનું નિવારણ કરે છે. શિષ્ય જ્યાં સુધી પોતાની પદ્મીએ ન પહોંચે ત્યાં સુધી તેની સારી પેઠે કાળજી રાખવી એ મહાત્માઓની ખાસ અને મોટી ફરજ છે. ખાલી ચેલા મુંડી મુંડી છોડી દેવા, કે " અમારે દાતના ચેલા હય," એમ કહેવરાવતા ફરવું અને ચેલાઓને " ભરચા માંગ ખાઓ, વિશાળ દુનિયા પડી હય " એમ કરવું, અથવા તો કોઇનું કંઇ પણ કલ્યાણ ન કરવું અને ફોગટની સેવા કરાવી તેના તન, મન અને ધનની મોજમઝા ઉડાવવી, એમાં કંઇ ગુરૂની ગુરૂતા નથી. એતો ઉલટી લઘુતા છે ! શિષ્યને સન્નમાર્ગે ચઢાવી દઇ મોક્ષ –સિદ્ધિના પરમસ્થાન ઉપર પહોંચાડી દેવો, એમાંજ ગુરૂની ગુરૂતા છે. ગુરૂઓ તેજ, કે જેઓ પારમાર્થિક સત્તાવાળા હોય છે અને શિષ્યોનાં કલ્યાણ પણ કરી શકે છે. એટલાજ માટે કહ્યું છે કે,

" પાણી પીજે છાણીને અને ગુરૂ કીજે જાણીને."

મહાપુરૂષો જેઓ અપૂર્વ પારમાર્થિક સત્તાવાળા, સાત્વિક અને નિષ્કામ હોય છે, તેઓ પ્રથમ તો ઘણા શિષ્યો કરતા નથી, અને જેને શિષ્ય કરે છે તેને પાર પહોચાડે છે. પરંતુ જે ગુરૂઓ પોતે પાર ગયા નથી, તે બીજાને શી રીતે પહોચાડે ? મનુષ્યને સતપુરૂષની સંગતિ શું શું નથી કરતી ?

**जाड्यं धियो हरति सिंचति वाचिसत्यं**
**मानोन्नतिं दिशति पापमपाकरोति ।**
**चेतः प्रसादयति दिक्षु तनोति कीर्ति**
**सत्संगति कथय किं न करोति पुंसाम् ॥**

–"બુદ્ધિનું જડ પણું હરી લે છે, વાણીમાં સત્યતાનું સિંચન કરે છે, માન અને મોટાઇ આપે છે, પાપ સર્વ દૂર કરે છે, અને સઘળી દિશાઓમાં કીર્તિનો ફેલાવો કરે છે."

બુદ્ધિનુ જડપણું ગયું એટલે સત્યાસત્ય અને હેય ઉપાદેયનો વિવેક થઇ અસત્યનો ત્યાગ થાય છે, અને સત્ય વસ્તુનું ગ્રહણ થાય એટલે સઘળા સદાચાર અને સદ્‌ગુણનું પાત્ર થવાય છે. એ શું સત્સંગતિથી થોડો લાભ કહેવાય ? કેમકે, સત્યપણું, માન, મોટાઇ, પ્રસન્નતા અને કીર્તિ પોતાની મેળજ અનુક્રમે આવ્યાં આવે છે. તેથીજ એક અનુભવી કહે છે કેઃ–

**गंगेवाऽघविनाशिनी जनमनः संतोष सच्चन्द्रिका ।**
**तीक्ष्णांशोरपि सत्प्रभेव जगदज्ञानांधकारापहा ॥**
**छायेवा खिल तापनाशन करी स्वर्धेनुवत्कामदा ।**
**पुण्यैरेव हि लभ्यते सुकृतिभिः सत्संगति र्दुर्लभा ॥**

"ગંગાની પેઠે પાપનો નાશ કરનારી, માણસોના મનને રંજન કરવામાં સારી ચંદ્રિકા જેવી, સૂર્યનાં કીરણોની પેઠે જગતના અંધારાને (અજ્ઞાનતાને) મટાડનારી, છાયાની પેઠે સર્વ તાપ (આધિ, ઉપાધિ અને વ્યાધિના સર્વ તાપ) ને ટાળનારી અને કામદુઘા ગાયની પેઠે જે મનકામના થાય તે પૂર્ણ કરે એવી દુર્લભ સત્સંગતિ છે. અને તે જે સારાં કામ કરનારા હોય તેને જ પુણ્ય વડે મળે છે."

કલ્પવૃક્ષ, કામદુધા કે ચિંતામણી પ્રત્યક્ષ અનુભવ કરવાનું આ કલિયુગ–કળિકાળ કે કળાયુગ (!)માં–આ જગતમાં અસંભવિત છે, પરંતુ આ ત્રણેથી શ્રેષ્ઠ જે સત્સંગતિ સત્પુરૂષોનો સમાગમ–અનુભવ પ્રત્યક્ષ કરવો હોય તોપણ તે વિરલ સ્થળે થઇ શકે છે, સંસારના ભયતાપથી તપેલા મનુષ્યોને અનંત શીતળતા આપનાર સંત પુરૂષોજ છે, પરંતુ માત્ર સાચા સંત પુરૂષ શોધીને તેમને આશ્રયે જવું જોઇએ. તેમનો અમૃતમય ઉપદેશવાણી શ્રવણ કરવાં જોઇએ, અને અવિચળ આનંદ ભોગવવો જોઇએ.

વૃદ્ધ ચાણાક્ય પણ કહે છે કેઃ–

**संसार कूट वृक्षस्य द्वे फले अमृतोपमे ।**
**सुभाषितरसास्वादः संगति सुजनैः सह ॥**

જે ગુરૂએ પોતેજ અનંત આનંદ–સત્ચિદાનંદનું ઘર–સ્થાન જોયું ન હોય તે બીજાને શી રીતે બતાવે ? જે પોતેજ સ્વાત્મ કલ્યાણ કરી શકયા નથી, તે શિષ્યોનાં કલ્યાણ કેવી રીતે કરશે ? એવા ગુરૂ નહિ, પણ ગોરૂ (બળદ) સમજવા. અખા ભકતે કદાચ એવાજ ગુરૂઓને જોઇને કહ્યું હશે કેઃ—

"ગુરૂ કર્યો મેં ગોરખનાથ, ઘરડા બળદને ઘાલી નાથ,
ધન હરે પણ ધોકો ન હરે, તે ગુરૂ કલ્યાણ શું કરે ?"

આ મહા પ્રપંચથી ભરપુર જગતમાં મહાન્ પુરૂષો થોડા છે. એ વાત નિઃસંદેહ છે. તથાપિ એ થોડા પુરૂષો પણ જન સમાજને ધારે તો અત્યંત લાભ કરી શકે ખરા. જેઓ પૂર્ણ ભાગ્યશાળી હોય, અને જેઓએ પૂર્વે કંઇ સુકૃત કરેલું હોય, તેવાઓ

નેજ સત્પુરૂષનો સમાગમ થાય છે. જેઓ દુર્ભાગી હોય અને પૂર્વે કંઇ સુકૃત નકર્યું હોય તો તેમને પહેલાંથી સત્પુરૂષોનો સંગ થવો બહુજ દુર્લભ છે, એ વાત અનુભવ સિદ્ધ છે. આવા પુરૂષો પણ પોતાના ભલાને માટે નિષ્પક્ષપાતપણે અનેક ઉપાયો કરે છે, પરંતુ પોતાના ઉત્તમ કૃત્યમાં જોઇએ તેવા પાર પડી શકતા નથી. સત્પુરૂષોની પંક્તિમાં અમે છીએ એમ ધારી, કેટલાંક લક્ષ્મીના મદથી ભરપુર, કેટવાક યુવાનીના મદથી મદેલા-છકેલા, અને કેટલાક અનુસંગીઓના મદથી બુદ્ધિ બહેર મારી ગઇ છે તેવા પુરૂષો અભિમાનનો અગણિત ભાર માથે ઉપાડી આમ તેમ આથડતા દ્રષ્ટીએ પડે છે; એવા લોકો ભલે પોતાના મનમાં ગમે તેમ માને, પરંતુ સત્પુરૂષના જેવું થવું એ દેવતાઓથી પણ જ્યાં બનતું નથી તો, મનુષ્ય તે કોણ માત્ર ! તરવારની ધાર પર અથવા અગ્નિજવાળામાં, કે અસંખ્ય ખીલાઓની અણીઓ ઉપર સુવું એ કઠણ છાતીવાળાને કદાચ સહેલું છે, પરંતુ સત્પુરૂષના જેવાં આચરણથી વર્તવું એ કોઇ પણ દિવસ સહેલું નથી.

ભુલૈયાને તો, 'પેંગડે પગ, અને બ્રહ્મજ્ઞાન' જેવુંજ થયું ! !

---

## પ્રકરણ ૨૦ મું.

---

### ચિતોડની એક ટેકરી પર.

હવે રાણાજીને કોઇ પણ પ્રકારની કાળજી થતી ન હતી. માલદેવ કરતાં પોતે સારી તૈયારી કરી છે, અને ખુલ્લી રીતે લઢતાં પણ તેને હરાવી શકાશે એવી પૂર્ણ ખાત્રી થઇ હતી. વળી દિલ્લી દરબારની અંતઃસ્થિતિ કોઇપણ પ્રકારે સમાધાન કારક નથી, એ જાણ્યા પછી તેમના મનને પૂર્ણ વિશ્વાસ હતો. માલદેવ તરફથી વકીલ આવતાંજ પોતાના ચુંટી કાઢેલા માણસો સાથે ચિતોડ તરફ રવાના થયા, અને થોડાજ દિવસમાં ચિતોડની તળેટી પાસે આવી પહોંચી લઢાઇની શરૂઆત પણ કરી દીધી. માલદેવ મેર લોકો તરફ ગયો છે, તેની બાતમી તેમને હમીરદાસ તરફથી મળી ચુકી હતી.

સઘળું કામકાજ અનુકુળ અને સરળ રીતે ચાલતું હતું.

પરંતુ હમીરદાસના રહસ્ય સંબંધમાં રાણાજીને ઘણુંઘણું વધારે હતી. હમીરદાસ રાણાજીને મન એક કોયડો હતો. રાણાજી વચન આપી ચુકયા હોવાથી પોતાની ઉત્કંઠા તૃપ્ત કરવા અશક્ત હતા. માત્ર પોતાના મનમાં નિરનિરાળા વિચાર કરી, 'આ વ્યક્તિ કોણ હોવી જોઇએ?' તેવો પ્રશ્ન કરતા. પ્રશ્ન મનજ કરતું, અને જવાબ પણ મનજ દેતું!

આ તરફ હમીરદાસ પોતાની સરત મુજબ વર્ત્યો. એક નિષ્ઠાથી રાણાજીની કેટલાક દિવસ નોકરી કરી, માલદેવ તરફના વકીલના આવતા પહેલાં રાણાજી પાસેથી ચાલી ગયો. કેટલાક દિવસ સુધીતો તેના તરફના કંઇ સમાચાર મળ્યા નહી. ચિતોડ પહોચ્યા પછી તેનો પત્ર મળ્યો કેઃ—

"દુર્ગાષ્ટમીના દિવસે જે પ્રમાણે કહેવરાવું તે પ્રમાણે વર્તજો. તે પહેલાં ગઢને ઘેરો ઘાલશો નહી. માણસોની ખુવારી કર્યા સિવાય ગઢ હાથમાં આવવા સંભવ છે."

આજે દુર્ગાષ્ટમી! પરમ દિવસે એટલે વિજયાદશમીને દિવસે આપણું નિશાન ગઢ ઉપર ફરકવુંજ જોઇએ, એવી રાણાજીની પ્રતિજ્ઞા છે. મોટી ઉત્સુકતાથી રાણો, હમીરદાસના પત્રની વાટ જોતા પોતાના તંબુ આગળ ફરે છે. એટલામાં એક માણસ પત્ર લઇ આવ્યો. પત્ર હમીરદાસનોજ હતો. તેની સાથે બીજો પણ એક પત્ર હતો. હમીરદાસના પત્રમાં નીચે પ્રમાણે લખેલું હતું. "સાથેનો પત્ર એક હોશીઆર સ્વારની સાથે ગઢ ઉપર મોકલશો. તે સ્વાર પોતે દીલ્હીથી આવે છે એમ જણાવે, તેમ સમજાવશો. આવતી કાલે ત્રીજા પહોરે સુમારે એક હજાર ચુંટી કાઢેલા માણસોની ફોજ આપના વિશ્વાસુ માણસ સાથે મોકલવી, અને તે પણ પોતે દીલ્હીથી ફોજ સાથે આવે છે એમ જણાવે. આ કામમાં આ સમયે હરદેવજી હોત તો ઘણું સારૂં થાત. ઠીક.આપને મળ્યાને ઘણા દિવસ થયા છે. મહેરબાની કરીને આજ સાયંકાળના સુમારે ગઢની પશ્ચિમ બાજુની ટેકરી ઉપર ફરવાને બહાને આવશો. ત્યાં મળીશ."

પત્ર રાણાજીને મોટો ચમત્કારિક જણાયો. તેમણે બીજો પત્ર ઉકેલ્યો ને તે વાંચ્યો. તેમાં ફક્ત એજ લીટી હતી. "બાદશાહની મુલાકાત થઇ. હજાર ફોજ રવાના કરવાનો હુકમ થયો છે. આઠમ નોમ સુધીમાં આવી પહોંચશે. હું પણ જલદીથી નીકળીશ."—

જાનવીર.—

બીજા પત્ર ઉપરથી હમીરદાસને ચિતોડગઢ ઉપરનો હીલચાલ કેવી રીતે ખબર પડી, તે વિચારવા લાગ્યા, "ગઢ ઉપર શું થાય છે તે, જાણ્યા સિવાય આવો પેચ રચવો તે અશકય છે. વળી બીજા કાગળના અક્ષર પણ જુદાજ હતા અર્થાત્ તે વનવીરના હોવા જોઇએ, અથવા તો તેના અક્ષરની આબેહુબ નકલ પણ કરવી જોઇએ. વળી આ વખતે વનવીર ગઢ ઉપર ન હોતાં દિલ્લી તરફ હોવો જોઇએ. આટલી બધી વાત હમીરદાસને શી રીતે જણાઇ અથવા શી રીતે આવડી? અથવા હમીરદાસ અને વનવીર એ બન્ને વ્યક્તિ એકજ તે નહિ હોય! કદાચ આ કામ ભુલૈયાનું ન હોય? પણ ના, તે તો જણાયા સિવાય ન રહે. ત્યારે શું અમારાં સુલક્ષણાં (!) ધર્મપત્નિ તેમના કરેલાં કૃત્યોના પસ્તાવાને લીધે હમીરદાસતો નહિ બન્યા હોય? કોણ જાણે! પણ તેમ બનવું એ અશકય છે. મારે ને તેને કેટલો સંબંધ? અરે શો સંબંધ! જ્યારે તેનું લગ્ન એક મશ્કરી રૂપ હતું, તો તેને આમ કરવાનું કારણ પણ શું હોય? વળી માલદેવ જેવાની પુત્રીને પોતાના ધણી ઉપર પ્રેમ પણ કયાંથી આવે?" એવા અનેક પ્રકારના વિચારો તેમના મનમાં ઉદ્ભવવા લાગ્યા. પત્ર લાવનાર મનુષ્યને "ઠીક છે." કહી રવાના કર્યો. પોતે તંબુમાં જઇ વળી વિચાર કરવા લાગ્યા. ફરી પેલો કાગળ વાંચ્યો. કંઇ ખુલાસો થયો નહિ, તેમ હમીરદાસના સંબંધનું ગૂઢ રહસ્ય જેમનું તેમ રહ્યું. ગમે તેમ હો, પરંતુ હમીરદાસ આજ સાંજે મળશે, એ જાણી રાણાને આનંદ થયો. તેમણે હમીરદાસના લખવા પ્રમાણે બીજો પત્ર એક સ્વાર સાથે ગઢ ઉપર પહોચતો કર્યો.

ત્રીજો પહોર નમ્યા પછી, રાણાજી એકલાજ પોતાના ઘોડા ઉપર સ્વાર થઇ સંકેત સ્થાન તરફ જવા નિકળ્યા. પ્રતિજ્ઞા પૂર્ણ કરવાની અવધ માત્ર વચમાં એક રાત અને એક દિવસની હતી. તેથી હવે વધારે કાળજી નહતી. પોતે વિજય પામી, પોતાની વિજય પતાકા વિજયાદશમી ને દિવસ ગઢ ઉપર ફરકશે એમાં કંઇ પણ શંકા નથી, એમ તેમનો મનોદેવતા પણ શાક્ષી પુરતો હતો. આનંદીત ચિત્તથી ગઢ તરફ જોતા, અને નવિન ઉગતી મૂછોને આમળતા ચાલતા ડુંચાલતા વિચાર કરતા કે, "પરમ દિવસે આ ગઢનો હું માલિક થવાનો. કેટલાંએ વર્ષ પછી બાપાજીની—બાપ્પા રાવળની ગાદી તેમના વંશના હાથમાં આવશે.

પ્રભુ એક લિંગજી, તમારી લીલા વિચિત્ર છે. કેટલાએક દિવસથી અમે ખેન ખેન થઇ ગયા છીએ. વખતે ખાવાનું મળે છે, અને વખતે મળતું પણ નથી, એવી સ્થિતિ ભોગવું છે. પરંતુ મારા ભાગ્યોદયનો દિવસ પાસે આવેલો છે એમ લાગે છે. પરમદિવસે મારા પૂર્વજોની ઇચ્છા પૂર્ણ કરી શકીશ. મારી સ્વર્ગસ્થ માતાને મારા વિજયથી કેટલું સુખ થશે?! મને વિજય કેમ નહિ મળે? મળશેજ. મારી માતાનો મને તેવોજ આશીર્વાદ છે..." એવા કંઇ ખેદજનક અને કંઇક ઉત્સાહ જનક વિચાર કરતા કરતા તે સંકેતસ્થાને આવી પહોચ્યા. આ એક સાધારણ ટેકરી હોવા છતાં ઉંચી ઉંચી જઇ ગઢના પર્વતને જઇ મળી હતી. ટેકરીના માથા ઉપર બે ચાર પગથીઓ આમ તેમ ગઇ હતી. તે પૈકી એક ગઢ ઉપર જતી હતી, બે વાટના સંગમ ઉપર આવેલા એક ઝાડ નીચે જઇ રાણાજી ઘોડા ઉપરથી ઉતર્યા. ઘોડાને ચરવા છૂટો મૂક્યો, અને પોતે આમતેમ સૃષ્ટિ સૌંદર્ય જોતા ફરવા લાગ્યા. ગઢ ઉપરથી કોઇ જોશે, અથવા પોતાની ઉપર ઓચીંતુ કંઇ સંકટ આવી પડશે, તેની તેમને કંઇ ચિંતાજ ન હતી. સૂર્યાસ્ત થવાની તૈયારી હોવાને લીધે સૂર્યના કીરણો નરમ પડયાં હતાં. નીચેના પ્રદેશમાં ઝાડોની વચ્ચમાં ખેડૂતલોકોનાં ઘર થોડેજ દૂર દેખાતાં હતાં. આસપાસનાં ખેતરોએ સફેદ બુટ્ટાદાર લીલી સાડી ધારણ કરેલી હોય તેવો દેખાવ દેખાતો હતો. વચમાં વચમાં સફેદ તુરાવાળા છોડવાઓ પવનમાં લહેકાતા હોવાથી મનને અધિક આનંદ મળતો. સરોવરનાં પાણી પવનથી લહેર ઉપર ચઢતાં હતાં. વળી ઘર તરફ પાછાં વળતાં ઢોરોનો પોતાના બાળકોને તેમનાં આગમનની સુચના રૂપ હુંબ...હુંબ...અવાજ સંભળાતો, અને તેના પ્રત્યુત્તરમાં વાડામાંનાં વાછરડાં પણ હુંબા હુંબ કરી રહ્યાં હતાં.

રાણાજી, એક ટસે આ દેખાવ જોઇ રહ્યા હતા, એટલામાં બકરીના નાના બચ્ચાનો બેં બેં અવાજ સંભળાયો. તેમણે તે તરફ જોયું તો ડુંગર ઉપરથી નીચે ઉતરતા રસ્તા ઉપર એક તરૂણી એક નાની બકરીને બાથમાં લઇ ધીમે ધીમે આવતી જણાઇ. તેના ડાબા હાથમાં કુમળો કુમળો લીલો પાલો હતો, અને જમણા હાથથી તે બકરીના બચ્ચાને પ્રેમથી ઉંચકી લીધેલું હતું. જે સમયે તે બચ્ચું બેં બોલતું, તેજ વખતે તેના મુખ

તરફ પ્રેમથી જોઇ, તે તરૂણી પણ બેં ઉચ્ચારતી અને તેને ચુંબન કરતી. આ જોઇ રાણાજીને કૌતુક તેમજ નવાઇ લાગી. અને એકીટસે તે તરફ જોઇ રહ્યા.

તરૂણીનું વય લગભગ ૧૬–૧૭ નું હશે. અછૂતની છોકરીઓ પહેરે છે તેવાં સાદાં વસ્ત્ર તેના અંગ ઉપર હોવા છતાં, તેનું સ્વરૂપ ઘણુંજ સુંદર લાગતું હતું.

કોઇ નવિન્ વસ્તુને બારીકાઇથી તપાસતાં, તેની અંદરની ખાંચખુંચ, બારીકસારીક એબ, કે ગુણદોષ આપણી નજરે આવે છે, અને તેથી અચંબો કે નવાઇ લાગવાથી, કે તેમાં કાંઇક અદ્‌ભુતપણું જણાવાથી તેને વધુને વધુ નીરખવાની ઇચ્છા થાય છે, તેમ રાણાજી તે તરૂણી તરફ જોતા હતા, ત્યારે ઇશ્વરે તેમને નિરખવાને બેજ નેત્ર આપ્યા છે, તેને બદલે આધક નેત્રો આપ્યાં હોત તો સારૂં તેમ લાગતું હતું. તે તરૂણીનું લક્ષ્ય રાણાજી તરફ બીલકુલ ન હતું. તે તો માત્ર પોતાના બોકડા તરફ જોતી તે બેં કરતું તો પોતે પણ બેં કરી લેને ચુંબન કરતી ચાલી આવતી હતી. તેની દૃષ્ટિ પોતા તરફ ન હોવાથી રાણાજી ખાસ તેના માર્ગમાં જઇ ઉભા. પરંતુ, તે તરૂણી રાણાજી તરફ ન જોતાં બાજુએ ખસી રસ્તે રસ્તે ચાલવા લાગી. રાણાજીએ ખુંખારો કર્યો પણ તેણે પાછળ વળી જોયું પણ નહી. તે તો તેના એકજ ધ્યાનમાં હતી. રાણાજી ફરીને તેની આગળ જઇ તેના રસ્તા વચ્ચે ઉભા, અને પૂછ્યું "આ રસ્તે ક્યાં જવાશે?" હવેજ માત્ર તેનીએ ઉંચું જોયું, પરંતુ તેની દૃષ્ટિમાં એક પ્રકારનું ઝેર હતું. તે ઝેર, તે બંનેની દૃષ્ટોદૃષ્ટ થતાંજ રાણાજીના અંતઃકરણમાં ઉતરી ગયું. તરૂણીએ ફરીથી નીચું જોયું. તે મંદમંદ હસતી હોય, તેનું તેના ઓષ્ટ ઉપરથી જણાતું હતું. રાણાજીના પ્રશ્નનો ઉત્તર તેનું મંદાસ્મિત હોય તેમ તે પોતાના બોકડા તરફ જોતી મંદમંદ હસતી હતી. રાણાજી તેના પ્રત્યે અનિમિષ નેત્રથી જોતા હતા. ફરી એકવાર તેણે રાણાજી તરફ જોયું. ફરીથી તેજ મધુર વિષે રાણાજીના અંતઃકરણને આઘાત કર્યો. રાણાજીએ ફરીથી પૂછ્યું, "તમારૂં નામ શું?"

"હું, હું......" કરી તે તરૂણીએ મુખતરફ હાથ કરી પોતે મુગી છે એમ જણાવ્યું.

શું? આ છોકરી મુંગી હશે? રાણાજીને મોહ પમાડનારી છોકરી મુંગી?!

રાણાજીએ વિસ્મય અને ખેદ સાથે ફરીથી પૂછ્યું, "તમને બોલતાં નથી આવડતું?"

તરૂણીએ ઇસારાથી નકાર સુચવ્યો. રાણાજી વિચારમાં પડયા. બોકડાએ બેં શબ્દ કરતાંજ તે તરૂણી પણ બેં કરી હું, હું, હું કરતી ઉતાવળી ચાલવા લાગી.

---

## પ્રકરણ ૨૧ મું.

### એક બાળકથી બીન્યા?

એકાદ સુંદર પક્ષી આપણી દૃષ્ટિએ પડેથી, તે સંબંધી માહીતી મેળવતાં મેળવતામાં તો, તે પક્ષી આપણી દૃષ્ટીએથી ઝટ ઉડી જાય-જતું રહે ત્યારે, તે બાબતમાં જેમ આપણી ઉત્સુકતા વધી જતાં, નિરાશા ઉત્પન્ન થઇ વિચિત્ર સ્થિતિ થાય છે, તે પ્રમાણે તે તરૂણીના સંબંધમાં રાણાજીની સ્થિતિ થઇ. તરૂણી દૃષ્ટિ બહાર થતા સુધી તેના તરફ જોઇજ રહ્યા. દૂર ગયા પાછી તરૂણીએ તેમના તરફ એકવાર જોયું, અને કાંઇક ભાવપૂર્વક પણ ચમત્કારિક રીતે હસી. તેના હસવાથી રાણાજીને નવાઈ લાગી. તેમાં જરૂર કંઇ અર્થ હોવો જોઇએ, એવી તેમને શંકા આવી. "પહેલાં કોઇ વખત આ તરૂણીને જોવાનો પ્રસંગ આવેલો નથી, નિદાન તેને કોઇ દિવસ જોઇ હોય તેવું યાદ પણ આવતું નથી, છતાં તેને આ અર્થપૂર્ણ હસવાનું શું કારણ હશે? તેની સાથે કોઈ-પણ પ્રકારનું અસભ્યપણાનું વર્તન નહિ છતાં, તેનું આવું ચમત્કારિક વર્તન કેમ? શું તેના મુંગાપણાના ઢોંગમાં હું છેતરાયો હઇશ, તેથી હસી?" આવા વિચારો તેમના મનમાં આવવા લાગ્યા. રાણાજી, જ્યાં સુધી તે દેખાતી બંધ થઈ, ત્યાં સુધી તે બાજુએ જોઈ રહ્યા. પશ્ચાત એક દીર્ઘ નિશ્વાસ નાંખી, પોતાના ઘોડા તરફ વળ્યા.

સુર્યાસ્તનો સમય હતો. સૂર્યનારાયણ અસ્તાચળ ઉપર જઇ પહોંચ્યા હતા. રાણાજીએ ઘોડા ઉપર સ્વારી કરી, અને ઘોડાને છાવણી તરફ વાળ્યો. આ સમયે તેમના મનમાં તે તરૂણીના અર્થપૂર્વક હસવા સિવાય અન્ય વિચાર કાંઇ આવતો

નહોતો. હમીરદાસ સંબંધી સર્વ વાતનું વિસ્મરણ થયું હતું. ચિતોડને છાવણીનો રસ્તો માહીત હતો. એકવાર એક રસ્તે કોઇ જાનવર ગયું તો તે રસ્તો તે ભાગ્યેજ ભુલશે! આ બાબતમાં કુદરતની ખુબી ન્યારી છે. અવાચક જાનવરને આવી કેટલીક બાબતમાં ઇશ્વરે મનુષ્ય કરતાં ઘણી સારી બુદ્ધિ આપી છે. ચિતોડ જે રસ્તે આવ્યો હતો, તેજ રસ્તે ચાલ્યો. રાણાજીનું રસ્તા ઉપર કાંઇ લક્ષ્ય ન હતું, તેમનું સર્વ લક્ષ્ય પેલી તરૂણીમાંજ હતું.

છાવણી તરફ, ટેકરી અર્ધી ઉતર્યા ન ઉતર્યા એટલામાં તો, ઘોડાએ હણહણાટ કરી કોઇના આવાગમનની પોતાના સ્વારને વધી આપી. રાણાજીની વિચારમાળા અટકી પડી. માળાનો મણકો અટકી ગયો. તેમણે ઉંચું જોયું તો, થોડે દૂર તેમના પ્રતિપક્ષી અને મોટાસાળા રણવીરને ઘોડા ઉપર આવતો જોયો. તેની સાથે બીજા બે સ્વાર પણ છેટે છેટે આવતા જણાયા. રાણાજી સાવધ થયા. તરવારની મુઠ ઉપર હાથ નાંખ્યો. પોતાના ઘોડાને બુચકાર્યો. ઘોડો ઉત્સાહથી આગળ ચાલવા લાગ્યો.

રણવીરની પોતાની ઉપર પહેલેથીજ નજર હોવી જોઇએ એમ લાગ્યું, કારણ કે રાણાજીએ તેના સામું જોયું તે વખતે પોતાના સ્વારોને કંઇક અણસારે સમજાવતો જણાયો. બંને સ્વારો ત્યાંથીજ બારોબાર ઝપાટાથી આગળ વધ્યા. તેમના જવામાં રાણાને કંઇક દાવપેચ–કાવતરૂં હોય તેમ ભાસ્યું, અને ઘણું કરીને તેમનો વિચાર પોતાની ઉપર હલ્લો કરવાનો હશે એમ જણાયું. રણવીર પાસે આવી પહોચ્યો. રામરામ કરી કુચેષ્ટાના ભાવથી બોલ્યો, "કેમ જમાઇરાજ! આજ આમ કઇ બાજુએ પધારવું થયું હતું?"

"સલાહની સરતો માન્ય ન થાય તો, કઇ બાજુથી હલ્લો કરવો ઠીક પડશે તેની તપાસ કરવા નીકળ્યો હતો." રાણાજીએ કંઇક તિરસ્કાર અને કંઇક દમથી ઉત્તર આપ્યો.

રણવીર ખડખડ હસ્યો.

"હસવા જેવુંજ બનવાનું છે કે?"

"ક્યારે વારૂ?" આંખો મીચકાવતો રણવીર બોલ્યો.

"ફક્ત કાલના દિવસમાં. પરમ દિવસે તો ગઢ આપને ખાલી કરી આપવો પડશે."

"અમારી તેમાં ક્યાં ના છે. ત્યારે હું જઇને તે સંબંધી વાટા-

ઘાટ કર્યું છું. ઠીક થયું કે, આપનો આજે અત્રે મેળાપ થયો, નહિં તો સપરમે દિવસે આપ ઘેંસ રંધાવત !"

એમ કહી રણવીરે પોતાનો ઘોડો પાછો વાળવાનો ઢોંગ કર્યો. તે ફાવેબાજ ઘોડાને પાછો વાળતાં બોલ્યો, "પણ આપને અમે પોતેજ ગઢ ઉપર શાંત જગા રહેવાને આપીએ તો? કે પાછળથી આપને કોઇ પ્રકારની ખટપટ કરવાનીજ રહે નહિ."

આ માર્મીક શબ્દો ન સમજે તેટલો ભોળો–ભોટ રાણો હમીર ન હતો. તેણે શાંતપણે જવાબ આપ્યો, "રણવીર ! આ શબ્દોને હું યુદ્ધનું આમંત્રણ સમજું કે ?"

"હું આપના બોલવાનો અર્થ સમજતો નથી." બારીકાઇ-થી ચારેબાજુ જોતો રણવીર ભોળપણમાં બોલતો હોય તેમ મોં કરી બોલ્યો.

"ત્યારે તેનો અર્થ હું તદન સરળ ભાષામાં સમજાવું છું. સાવધ રહેજો." રાણાએ તરવાર ઉંચકી કહ્યું. રણવીરને તેટલુંજ જોઇતું હતું. તેને તો કાંઇ કારણ જોઇતું હતું."

સ્થળ કાંઈક સપાટ હતું. બંને જણ પોતપોતાના ઘોડાને એડી મારી એક બીજાના ઘોડા ઉપર તલપ્યા. એક બે હાથ થયા ન થયા, એટલામાં બીજા ઘોડાઓ દોડતા આવતા હોય તેવો અવાજ સંભળાયો.

"રણવીર થોભો. જો ધર્મયુદ્ધ–દ્વંદ્વ યુદ્ધજ કરવું હોય તો તમારા સ્વારોને વચ્ચે પડવાની જરૂર નથી." રાણાએ કહ્યું.

"નહી. તેમ થનાર નથી. ચાલવા દો. કાંઇ કાંઇ નિમિત્ત કાઢી અટકવાનું નથી. થાકયા હો તો કહી દો, એટલે તેનો વિચાર થાય." રણવીરે હસતાં પણ તિરસ્કારથી જવાબ આપ્યો.

"રણવીર, વિચારપૂર્વક ઉચ્ચારેલા શબ્દો ઠીક પડે છે. કદાચિત્ આ શબ્દો માટે પશ્ચાતાપ કરવાનો સમય તમને ન આવે !" રાણાએ શાંતપણે કહ્યું.

ફરી તરવારો ઉંચકાઈ, હવામાં ઝળકી અને અથડાઇ !

પેલા સ્વાર આવી પહોચ્યા. "એક એક માઇલ સુધીમાં કોઈ નથી" એમ મોટેથી રણવીરને સુચના અપાઇ. રાણાને પુરી સમજ પડી. તેમના ક્રોધે ઉગ્ર સ્વરૂપ પકડયું.

"ત્યારે તુટી પડો." રણવીરે સ્વારોને ઉદ્દેશીને કહ્યું.

"અરે બાયલા ! આ પ્રકારે સમય સાધી મારો ઘાત

કરવા ઇચ્છે છે ? તેમાં તારૂં કેટલું ખાલી ઘમંડ છે ? પણ કેળવાડાનું પાણી જો જે !.' ઘોડાને થાબડી વળી રાણાએ કહ્યું, 'બેટા ચિતોડ ! હવે બતાવ તારૂં ચાતુર્ય, અને મનુષ્યો કરતાં પશુ ઘણા શાણા છે એવો અનુભવ આ નાર્મદને બતાવ."

સ્વારો બિચારા રાણાજીના શબ્દો સાંભળી દૂરજ ઉભા.

રણવીરનું કપટ કારસ્થાન જોઇ રાણાજીને તેની સાથે લઢવું પડયું, પરંતુ તેમનો વિચાર રણવીરને ડરાવવા માટેજ થકવીને છોડી દેવાનો હતો. રણવીરે પોતાનું બન્યું તેટલું કર્યું, પરંતુ રાણાજી આગળ તેનું કંઇ ગાલ્યું નહી. પોતે છેક થાકી ગયો હતો અને તેના સ્વારો વચ્ચે પડતા ન હતા. હવે સ્વારોને ફરી હુકમ કરવો, તેમાં તો પોતાનું નાર્મદપણું જણાય, તેથી તે જેમ તેમ રાણા સાથે લઢયાં કરતો હતો, એટલામાં સૂ-સૂ-સૂ કરતું એક તીર રાણાના ડાબા કાંડાને વાગ્યું.

" અરે વિશ્વાસઘાતકી ! આજ તારૂં ધર્મ યુદ્ધ કે ? " રાણાએ તીરને દાંતથી ખેંચી કાઢતાં કહ્યું. "હં, ચિતોડ ઉપડ !" ઘોડાને એડી મારી રાણાજી બોલ્યા, તે સાથે ચિતોડ હવામાં અદ્ધર ઉપડયો, અને રણવીરના ઘોડા ઉપર જઇ પડયો. આ ધક્કાથી રણવીર ઘોડા ઉપરથી નીચે ગબડી ગયો. ચિતોડે, રણવીરના ઘોડાને બચકું ભરી ફરી જઇ લાત મારી. ઘોડો નાઠો. રણવીર પડી ગયો. તેને સખ્ત ઇજા થઇ. તેનો જમણો હાથ વાંકો વળી જવાથી તેનીજ તરવારની મૂઠ જોરથી તેમાં પેસી ગઇ.

" રણવીર ! યાદ કર તારૂં પેલું હસવું ! અરે, તમે પોતાને વીર કહો છો, અને આ પુણ્યશાળી પ્રાચીન ગઢ આગળ કપટ ભરેલાં વર્તન ચલાવો છો ! અં ? તમે રાજપૂત ! અલ્લાઉદ્દીનની સ્વારી વખતે કેસરીઆં કરનાર વીરોના સગા ! તમારૂં આવુંજ વર્તન કે ? ધિઃકાર છે !! તમારૂં વર્તન જોઈ મને તમારો સગો થવા બદલ ઘણી શરમ આવે છે. એટલુંજ નહિ, પરંતુ તમારી સાથે શત્રુત્વ કરવામાં પણ શરમ આવે છે. મારો શત્રુ-રાણા હમીરનો શત્રુ-આવો બીકણ ! આવો બાયલો ! કપટથી શત્રુને જીતનારો ! થુઃ, તેવા શૂરવીરપણા ઉપર !. જા, નાર્મદ ! ખુશીથી ગઢપર જા. થએલી શિક્ષા પુરતી છે. એક તીર પછી બીજું તીર કેમ ન આવ્યું તેની ખબર છે ? તારૂં ધ્યાન કયાં હતું ? તને તો તારા જીવની પડી હતી ! જો. એ દિશા તરફ જો. કોઇએ તે

બીચારાને ત્યાંનો ત્યાંજ ઝટકાવી નાંખ્યો છે! મારી તરફ શું જોઇ રહ્યો છે? યુદ્ધ ખેલવાની હજી ઇચ્છા છે?" રણવીર, કેવળ નાઇલાજે આ સઘળું સાંભળી રહ્યો. તેને આંતરિક પીડા એટલી થતી હતી કે, પોતાનો ક્રોધ જણાવવા માટે બોલી પણ શકાયું નહિ.

"ચંડાળો, તમારો માલિક પડયા છતાં તમે સ્વસ્થ ઉભા ઉભા શું જોઇ રહ્યા છો? તુટી પડો. શું જોઇ રહ્યા છો? કાપી જ નાંખો." રાણાના શબ્દો સાંભળી એકદમ ઉછળી બેઠો થઇ રણવીરે પોતાના સ્વારોને હુકમ કર્યો. જેમ તેમ કરી એટલું બોલ્યો તો ખરો, પરંતુ પાછો તે પડયો અને મુચ્છૉ આવી ગઇ. સ્વારોનો કાંઇ દોષ ન હતો. રણવીરનું કપટ અને રાણાજીનું શૌર્ય જોઇ તેઓ છક્ક થઇ ગયા હતા. માલિકના આ ગુસ્સા ભર્યા શબ્દોથી તેઓ શુદ્ધીમાં આવ્યા, અને રાણાજી ઉપર ઉલટયા.

રાણાજી તૈયારજ હતા. એટલામાં એક સ્વાર ત્યાં આવી પહોચ્યો.

"મહારાજ! હું આવું કે મદદમાં? હુકમ હોય તો—"

રાણાજી પોતાનું રક્ષણ કરતાં કરતાં તેના સામું જોઇ બોલ્યા, "ઓહો, કોણ હરદેવ!" હાં. તુંજ પેલા તીર મારનાર સાથે લડતો હતો કે? ઠીક થયું. વખતસર ઉપયોગી થઇ પડયો. જા. હું તારો અપરાધ ક્ષમા કરૂં છું. પણ જો હરદેવ! હું આ બંનેને તો પુરતો છું. તું છાવ-ણીમાં જા અને પડાવ ઉઠાવી ગઢની પાસે ફોજ લાવ. આજ ચાંદની છે. આજને આજ ગઢ ખાલસા થવોજ જોઇએ." બોલતાં બોલતાં તરવાર ચાલુજ હતી, બંને સ્વારો તેમને બોલી રહે-વાનો વખત પણ આપતાજ ન હતા. તેઓ માત્ર તેમનું લક્ષ અન્ય બાબતમાં દોરાય કે, ઘડો લાડવો કરી નાંખવાની રાહજ જોતા હતા. હરદેવ આનંદ ભર્યો દોડતે ઘોડે ચાલી નીકળ્યો. તેતો, પોતાને કાઢી મુકયા પછી રાણાજીને કોઇ રીતે ઉપયોગી થઇ પડી, તેમની કૃપા ફરી સંપાદન કરવાની વાટજ જોતો હતો. પ્રભુએ આજ તેની ઇચ્છા પૂર્ણ કરી, તો તેને આનંદ કેમ ન થાય?

રણવીર અને રાણાજીનો મેળાપ થયો, અને હરદેવ છાવણી પ્રત્યે રવાના થયો તે દરમ્યાનના અડધા કલાકમાં ઉપરની સર્વ

રમત રમાઇ ગઇ—ઝપાઝપી થઇ—એક બીજાને હરાવવા—દબાવવા કાસળ કાઢવા પ્રયત્નો થઇ ચુકયા. સૂર્યાસ્ત પછી સંધ્યા પ્રકાશનું આવાગમન થયું. વખત જતો રહ્યો. અષ્ટમીનો ચંદ્ર મધ્ય આકાશમાં રહીને નીચે પૃથ્વી પરના યુદ્ધ પ્રકારને કૌતુકથી જોતો હતો. સ્વારોએ પોતાના માલીકનું વેર લેવા અને તેટલો યત્ન કર્યો. રાણાને પણ યુદ્ધના પોશાકમાં ન હોવાથી, એકનું આસડ બે એમ, પ્રથમ એક જણ અને પછીથી બે જણ સાથે બે વાર યુદ્ધમાં ઉતરવું પડવાથી જખમો પણ લાગ્યા. રાણાને થકવવાની આશામાં, સ્વારોની હીમત ખપી ગઇ. બંને સ્વારો પણ થાકયા. તેઓ પોતાની તરવારો મ્યાન કરતાં બોલ્યા કેઃ—

"આપ અમને બીકણ કહેશો, પણ આપે યુદ્ધ માટે ફોજ બોલાવી છે, તેથી અમારે પણ ગઢ ઉપર જઇ તૈયારી કરવી જોઇએ, તેથી નિરૂપાય છીએ."

રાણાને હસવું આવ્યું. "તમારા માલિકને પણ જતાં જતાં સાથે ગઢ ઉપર લેતા જજો." સ્વારોને કહ્યું.

રણવીર આ સમયે સાવધ થયો હતો. તેનામાં ઉઠવાની શક્તિ ન હતી. તે પડયો પડયોજ યુદ્ધ જોતો હતો, અને રાણાજીના મૃત્યુની આકાંક્ષા કરી રહ્યો હતો. સિપાઈઓએ લઢવાનું બંધ કર્યું જોઇ તેને નવાઇ લાગી, અને ક્રોધ પણ ચઢયો. ડુબતો મનુષ્ય ફીણને પકડે તેમ, તેનાથી બન્યું તેટલા જોરથી ઘાંટો કાઢી કહ્યું, "કેમરે! બે જણ હોવા છતાં એક બાળકથી બીન્યા? ધિક્ઃ છે!"

"બસ. બસ કરો, વિર શિરોમણી! બસ કરો. આપનો ખાલી દમ પુરો કરો. જાઓ, હવે ગઢપર જાઓ, અને કરો મારા સ્વાગતની તૈયારી!" રાણાજીએ તરવાર હલાવતાં કહ્યું.

રણવીરને તો આ વાકય એક ઝટકા સમાન લાગ્યું તો ખરૂ, પણ કંઇ ઉપાય ન હતો.

સ્વારો પૈકી એકે પોતાના ઘોડા ઉપર રણવીરને ઉંચકી લીધો, અને ગઢ ઉપર ગયા.

જે પ્રમાણે પેલી તરૂણીને જોઇ રાણાજી હમીરદાસ સંબંધી સર્વ વાત વિસરી ગયા હતા, તેજ પ્રમાણે આ એકાદ બે કલાકમાં બનેલા બનાવે પેલી તરૂણીનું સ્મરણ પણ મનમાંથી ધકેલી કાઢયું. ઘોડાને થાબડી, તેના શરીર ઉપર પ્રેમથી હાથ ફેરવી, હમીરે પોતાની છાવણી તરફ ઘોડો ચલાવ્યો.

---

# પ્રકરણ ૨૨ મું.

---

## એતો એક નાટક જ!

રાણાજી છાવણીમાં આવી પહોંચ્યા. લશ્કરમાં કૂચ કરવાની તૈયારી થઇ ચૂકી હતી. ઉત્સુક લશ્કરને લડવાનો જોઈતો પ્રસંગ જલદીથી મળશે, એવી આશામાં સૌ કોઇ આનંદમાં હતા. પોતાના માલિકને છાવણીમાં સુખરૂપ આવેલા જોઇ, હરદેવને તેમજ અન્ય લશ્કરીઓને આનંદ થયો. જય ઘોષ થયો, અને એકલિંગજીની જય બોલાવી.

રાણાજીએ જખમો ઉપર પાટા બાંધી, વાળુ કરી લીધું. પછી સર્વ ફોજને પ્રોત્સાહન આપી, સુમારે એક હજાર નિવડક મનુષ્યો તેજ ઠેકાણે રહેવા દઇ બાકીની ફોજને ગઢ તરફ રવાના કરી દીધી.

ડુંગરની તળાટી પાસે ફોજ અટકી. એક હોશીઆર એલચીને એક પત્ર સાથે ગઢ ઉપર રવાના કરવામાં આવ્યો.

પત્રમાં નીચે પ્રમાણે હતું:—

"રણવીર રાજાની સેવામાં—આપને ખબર જણાવ્યા પ્રમાણે હું મારી ફોજ સાથે આવ્યો છું. આજથી ચિતોડગઢનો માલીક હું છું, તેથી વિચાર પૂર્વક આપે ગઢ મારે સ્વાધીન કરવો તેમાં આપનું કલ્યાણ છે. આપ મારા સંબંધી છો, તે હું જાણું છુ, અને તે પ્રમાણે માન સહિત આદરભાવ થશે. આપને આ સઘળું કબુલ ન હોય તો યુદ્ધ સિવાય અન્ય રસ્તો—છુટકો નથી. શ્રી—એકલિંગજી આપને સુબુદ્ધિ આપો..." રાણા હમીર.

પત્ર સાથે એલચી ગઢ ઉપર આવી પહોંચ્યો. રણવીરનો મેળાપ થયો. રણવીરને હવે આરામ લાગતો હતો. વીરમતીએ તેની ખુબ શુશ્રુષા કરવાથી તેને અત્યારે ઠીક લાગતું હતું.

વીરમતીબાઇ પણ ત્યાંજ હતાં. એલચી પાસેથી પત્ર પણ તેમણેજ લીધો અને રણવીરને સંભળાવવા મોટેથી વાંચ્યો. પત્ર પુરો થતાંજ રણવીર એકદમ ઉઠયો અને પોતાની બહેનના હાથમાંથી પત્ર ઝુંટવી લઇને ફાડી કટકે કટકા કરી, તે તુકડા એલચી ઉપર ફેંકી "અલે જાઓ. જાઓ તમારા રાણાને કહેજો, કે હું લડાઇ માટે તૈયારજ છું." કહી પાછો પલંગ પર પડયો.

"મોટા ભાઇ! આટલો બધો ગુસ્સો પત્ર ઉપર, કે એલચી ઉપર કાઢવાથી શો ફાયદો છે? પિતાજી અત્રે નથી, વનવીર દિલ્હી, અને તમે આમ આજારી—"વીરમતીબાઇ ભાઇને નમ્રતાથી કહેતી હતી એટલામાંજ–,

"હું આજારી?" વીરમતીને આગળ બોલતાં અટકાવવા કર્કશ સ્વરે રણવીરજી બોલી ઉઠયા, "હું આજારી? કોણ કહે છે કે હું આજારી છું? જોઇએ તો હું હાલજ લડાઇમાં જવા તૈયાર છું. લાવ મારી તરવાર?" એટલામાં અંગમાં ઠણકવા લાગ્યું, અને પાછા ભાઈસાહેબ પલંગ પર પડયા.

એલચી બિચારો એકવાર રણવીર તરફ અને એકવાર ઘુંઘટવાળી વીરમતી તરફ જોતો હતો. પલંગપર થાકી પડેલા રણવીરને જોઇ વીરમતી બોલી, "આમતો તમે તમારા દુઃખમાં વધારો કરશો. એલચીને જે કહેવાનું છે તે હું કહું છું." એમ કહી એલચી તરફ વળી તે બોલી, "એલચી સાહેબ! આલો બહાર, પત્રનો ઉત્તર હું આપને આપું છું."

પડયો પડયો રણવીર ઘાંટો કાઢી બોલ્યો, "બસ. બસ. બહાર જવાનું કાંઇજ કારણ નથી. મારી સમક્ષજ જે કરવાનું હોય તે થવું જોઇએ. કેવળ તમારી બાઇડીઓની અક્કલ પર ચાલવાનું નથી–"

છેવટનું વાકય રણવીર એવી રીતે બોલ્યો કે, વીરમતીને તેથી ખોટું લાગ્યું, અને બહારના મનુષ્ય આગળ પોતાનું અપમાન કર્યા બદલ ગુસ્સો પણ ચઢયો. "ઠીક, ત્યારે," એમ કહી તે એલચી તરફ વળી બોલી, "એલચી સાહેબ! સવાર સુધી અમે મુદત માગીએ છીએ—"

"શી જરૂર? લડાઇની શરૂઆત એકદમ કેમ નથી કરતાં?" રણવીરે ઉછળી કહ્યું. "વીરમતી! તને યુદ્ધકળા આવડતાં છતાં, અને જાતેજ શૂર છતાં તેનો કંઇ ઉપયોગ કરી શકતી નથી?"

"મોટાભાઇ! એ સઘળું ખરૂં; પણ તૈયારી માટે આપણને કંઇ વખત ન જોઇએ?"

"ઠીક, ઠીક, જાઓ, એલચી સાહેબ તમારા રાણાને કહેજો કે કાલ સવારે તમારો તોર ઉતારીશ." કંઇક કુચેષ્ટા ભરેલા સ્વરે રણવીર મહારાજે કહ્યું.

એલચીને ગુસ્સો તો ચઢયો, પરંતુ તે હસી પડયો. બંને ભાઇ બેહેનને રામરામ કરી રજા લઇ ત્યાંથી ચાલી નીકળ્યો.

એલચી રાણાજી પાસે આવ્યો. રાણાજીએ સવાર સુધી રાહ જોવાનું નક્કી કર્યું, અને આખી રાત સશસ્ત્ર જાગતા રહેવાનો હુકમ ફરમાવ્યો.

રણવીર મહારાજ થોડુંક ખાઇ સૂઈ ગયા. ઉંઘ પણ બરાબર આવી. વીરમતીની સુશ્રુષાથી તેમને ઘણો આરામ જણાયો. એટલે તરતજ લડાઇની તૈયારી કરવા લાગ્યા.

"મોટાભાઇ! એમના પત્રનો કંઈ વિચાર કરવાનો નથી? વીરમતીએ પૂછ્યું.

"કોના પત્રનો ?" રણવીરે આંખો અને મોં ચઢાવી તિરસ્કારયુક્ત પૂછ્યું.

"કોનો વળી કેમ પૂછો ? "

"હાં, હાં. તમારા વરનો કે ?" રણવીરે તુચ્છતાથી હસીને કહ્યું. "હં:, હં:, વીરમતી પિતાજીના જીવ ઉપર આવનારને તું તારો ધણી ગણે છે ?"

"કોણ ? કોના જીવ ઉપર આવ્યા વારૂ ?" વીરમતીએ ઓષ્ટદંશ કરી કહ્યું.

"હં. શત્રુને ચીડવવા માટેજ એમ કરવું પડયું હતું. વીરમતી, તારૂં લગ્ન, એતો માત્ર નાટક જ હતું, અને—"

"બસ કરો, વડિલ બંધુ! બસ કરો. હું સમજી—"

કરો અફસોસ ન કોઇ, અમારે એ બધું સહેવું,
અમારૂં ના ધરો હૈયે, નથી કે'વું! નથી રોવું!;
તમારાં રોપેલાં વૃક્ષો, તણા કાંટા થઇ મોટા,
અમારૂં દીલ ચીરે તો, શું છે કેવું ? શું છે રોવું ?;
અમારાં હાથનાં કીધાં, અમોને વાગતાં હૈયે,
પછી અફસોસ શેનો છે ? શું છે કેવું ? શું છે રોવું !;
અમે મોટી લઇ બેડી, અમારા પાયમાં પહેરી,
કરે છે જો પછી પીડા, શું છે કે'વું ? શું છે રોવું ?.

વીરમતી ત્યાંથી જતી રહી.

## પ્રકરણ ૨૩ મું.

### વિજય !

આખી રાત્રિ રણવીરે તૈયારી કરી. તેનું સર્વ લક્ષ્ય દિલ્હી તરફથી આવતી મદદ તરફજ હતું. હમીરદાસે રાણાજી તરફ વનવીરની સહીવાળો મોકલેલો ખોટો પત્ર રાણાએ ગઢ ઉપર મોકલી દીધો હતો, અને તે કપટનો રણવીર ભોગ થઇ પડયો હતો.

સવાર થતાં થતાંમાં તો રાણાજી પાસે એક પત્ર આવ્યો. તે હમીરદાસનો લખેલો હતો. પત્ર જોતાંજ રાણાજીને તેનું સ્મરણ થયું, અને કાલે તે મળવા કેમ ન આવ્યો, તેનું આશ્ચર્ય થયું, કારણ કે તે મનુષ્ય કહ્યા પ્રમાણે મળવામાં ચુક ન કરે તેવી રાણાને પૂર્ણ ખાત્રી હતી. પત્ર ખોલ્યો, અને મોટી ઉત્સુકતાથી તે વાંચ્યો. તે નીચે પ્રમાણે હતો.

“ હવે આપે યુદ્ધની શરૂઆત કરવી એજ ઠીક છે. મેં ગઢમાં પ્રવેશ કર્યો છે. આપના માણસોની વિશેષ ખુવારી ન થાય તે માટે હું તજવીજમાંજ છું. રૂબરૂ સર્વ ખુલાસો થશે. શ્રીએકલિંગજી સહાય થશે. ”

રાણાજીએ ભેરી વગાડવાનો હુકમ કર્યો. “ એકલિંગજીકી જય ’ એવી રણગર્જના કરી લશ્કર કુચ કરવા લાગ્યું—પર્વત પર ફોજ ચઢવા લાગી. ગઢ ઉપર પણ તાબડતોબ ખબર પહોંચી ગઇ. ત્યાં પણ તૈયારીજ હતી. ગઢ પરથી તીર છૂટવા લાગ્યાં. પોતાનો બચાવ કરતાં કરતાં રાણાજીનું સૈન્ય ગઢની નજીક આવી પહોંચ્યું, સુમારે પહોર દિવસ ચઢયો હતો.

ગઢની ચારે બાજુએ સૈન્યે ઘેરો ઘાલ્યો. રાણાજીનું સૈન્ય કેટલાક દિવસો થયાં આવી સંધિ—સમય શોધતું હતું. તેમના હાથ લઢવાને સળવળી રહ્યા હતા. આજે પ્રત્યક્ષ સમય આવેલો જોઇ, તેમના ઉત્સાહનો પાર ન હતો.

ગઢપર પણ વેતમાંજ તૈયારી થઇ હતી. મેર લોકોનો બંદોબસ્ત કરી માલદેવ જલદી પાછા આવનાર હતા. વળી રાણાજીની સાથે સલાહની સરતોમાં દિવસ લંબાવવા વિચાર હતો, પણ બંને હેતુ નિષ્ફળ ગયા. માલદેવ આજ આવશે, કાલ આવશે એવી ધારણા હતી, પરંતુ તે પણ આવ્યા નહિ—આવી શક્યા નહિ, અને રાણાએ તો એકદમ ઘેરો ઘાલ્યો ! અર્થાત્ જે સૈન્ય ગઢપર હતું, તેથીજ ગઢનું રક્ષણ રણવીરને કરવાનું હતું. દિલ્હી

તરફની ફોજની મદદની મોટી આશા હતી, અને તે આશાથી પોતાની નાની ફોજને ઉત્તેજન આપતો હતો.

આજ આસો સુદ નવમીનો દિવસ. બંને ફોજો પોતપોતાનો બચાવ કરી રહી હતી. બંને ફોજો ઉત્સાહથી લઢી રહી હતી. સંધ્યાકાળ થયો. પરંતુ ગઢમાં પેસવાનો લાગ બહારની ફોજને ન મળ્યો. સવારે તો વિજયા દશમી ! રાણાજીને મોટી ચિંતા થઇ પડી. શું ? દુર્દૈવ રાણાની પ્રતિજ્ઞા પાર પડવા નહિ દે ? નિયમાનુસાર રાત્રીએ યુદ્ધ બંધ પડયું.

સંધ્યાકાળ પર્યંત દિલ્લી તરફથી ફોજ આવી નહી, તેથી રણુવીરને મોટી નિરાશા ઉત્પન્ન થઇ. બીજે દિવસે કેસરીયાં કરવાની યોજના કરી !

બીજો દિવસ થયો. આજ વિજયા દશમી ! રાણા હમીરનો પ્રતિજ્ઞાનો દિવસ ! સૂર્યનારાયણે બંને સૈન્યને ઉત્તેજીત કર્યાં. રાણાજીએ જોયું તો દરવાજા ઉપરના બુરજપર હમીરદાસ આમ તેમ ફરતો જણાયો ! બંનેની એક દ્દષ્ટિ થતાંજ, તે જતો રહ્યો. તેના દર્શન માત્રથી રાણાજીને પ્રોત્સાહન મળ્યું. એટલામાં તો ગઢપરનું લશ્કર કેશરી પોશાકમાં જણાયું !! તે ઉપરથી કેસરીયાં થનાર છે એમ સમજાયું, અને તે પ્રમાણે પોતાના લશ્કરને પણ ખબર આપી દીધી.

સૂર્ય ક્ષિતિજપર આવ્યો ન આવ્યો, એટલામાં તો ગઢના દરવાજા ખુલી ગયા !

“ એકલિંગજી કી જય ” રાણાજીએ પોતેજ ગર્જના કરી. સર્વ સૈન્યે તે એકી અવાજે ઉપાડી લીધાની સાથે સૈન્ય દરવાજામાં પેસી ગયું. હરદેવના હાથમાં નિશાન હતું. એકદમ હરદેવ નિશાન સાથે આગળ ધશ્યો, અને બુરજ ઉપર ચઢી જઇ નિશાન ફરકાવતો ઉભો. રાણાના સૈન્યે ફરી વિજય ઘોષ કર્યો !. રણુવીર પોતાનાં થોડાંજ માણસો સાથે હતવીર્ય થઇ દરવાજા બહાર નીકળી જઇ પલાયન કરી ગયો. તેને ઘણો ખરો લઢવાનો પ્રસંગ આવ્યોજ નહિ. રાણાજીએ તેને જતો અટકાવ્યો પણ નહી. બંને લશ્કરની ખુવારી થતી અટકી ગઇ.

રાણાજીની પ્રતિજ્ઞા પૂર્ણ થઇ !. તેમને તેમના પૂર્વજોનો ગઢ મળ્યો, તેથી ઘણોજ આનંદ થયો. બોલો “એકલિંગજીકી જય.”

કેમકે:—ભાગ્યદેવી જેને પ્રસન્ન, બેડો તેનો પાર,
જશ જીત્યો તે જરૂર નર, કહું છું વારંવાર.

---

# પ્રકરણ ૨૪ મું.

## દરબાર.

આજના જેવો આનંદ રાણાજીના સૈન્યમાં કદી ન હતો!

આજ અશ્વિન સુદ પુર્ણિમાનો દિવસ! ઘેરઘેર મંગળ ઉત્સવ થઇ રહ્યો હતો. હિંદમાં સર્વ સ્થળે આજનો દિવસ એક મહોત્સવ તરીકે પળાય છે. રાત્રિએ ચંદનીમાં બેસી લોકો પૌંઆ અને દુધનો આહાર કરે છે. અને સ્ત્રી વૃંદો,

આસો માસો શરદ પુનમની રાતજો,
ચાંદલીઓ ઉગ્યોરે સખી મારા ચોકમાં-

ચંદ્રને સંબોધીને શરદ પુર્ણિમાની ચાંદનીમાં ગીત ગાય છે. ચાંદની પણ સ્વચ્છ અને સુંદર હોવાથી રાત્રિ આહ્લાદકારક લાગે છે. મનને ખુશ કરે છે, અને તબીયતને આરામ આપે છે.

આજે ચિતોડગઢમાં રાણા હમીર તરફથી એક ભવ્ય દરબાર ભરવામાં આવ્યો છે. દરેક સૈનિકને, તેમજ અમલદાર વર્ગને પોતપોતાના હોદ્દા પ્રમાણે બક્ષીસ આપવાનું કાર્ય આજ રાણાજી સ્વહસ્તે એક મુદ્દામ ઉભા કરેલા સિંહાસન પર બેસી હસતે મુખડે કરે છે. આજે રાણાજીનો ઠાઠમાઠ સમ્રાટને શોભાવનારો હતો. પ્રસન્ન વદનથી પ્રત્યેકને અભિવંદન આપી તેને પારિતોષક આપે છે. લેનાર મનુષ્ય બક્ષીસ લઇ નમન કરી એક બાજુએ ખસી જઇ પોતાના આસન પર બેસે છે.

સિંહાસનથી થોડે દૂર હમીરદાસ હમેશની રીત પ્રમાણે પોતાના યુદ્ધનાજ પોશાકમાં ઉભો હતો. રાણાજી પાસે રહ્યો ત્યારથી કોઇ દિવસ તેને કોઇ પણ મનુષ્ય સાથે બોલતો અથવા મંડળીમાં ભળતો કોઇએ જોયો ન હતો. તેજ પ્રમાણે તેની મુખમુદ્રા, તેનું શરીર, તેનું રૂપ એ પણ કોઈએ-રાણાજી સુદ્ધાં એ જોયું ન હતું. ત્યારે રાણાએ જોયું હતું તે શું? માત્ર જાળીમાંથી ચળકાટ મારતા તેના ડોળા! તેટલા ઉપરથી રૂપની કલ્પના પણ શી રીતે થઇ શકે?

પ્રતાપી રાણા હમીર ચિતોડગઢનો અધિપતિ-માલિક થયા, એની ખબર સર્વત્ર પસરી ગઇ. જે ઠાકોરોએ અને સરદારોએ પોતાની સહાનુભૂતિ અને આદરબુદ્ધિ જણાવી હતી, તેમણે

આવી પોતાનો આનંદ પ્રદર્શિત કર્યો. રાણાએ પણ તેમનો યોગ્ય સ્વીકાર કર્યો.

બક્ષીસ દેવાનું કાર્ય પૂર્ણ થયું. રાણાજી ઉઠવાની તૈયારીમાં હતા, એટલામાં જ તેમણે પાછળ જોયું, અને હમીરદાસને આગળ આવવા નિશાની કરી. હમીરદાસ નમ્રતાથી આગળ આવ્યો. રાણાએ તેને કહ્યું, "વીર પુરૂષ ! અપ્રત્યક્ષ રીતે તમારી અમને ઘણી મદદ મળી છે, એ અમે આનંદથી કબુલ કરીએ છીએ, અને તે માટે અમે તમારો ઘણો આભાર પણ માનીએ છીએ.તમારી સેવાનો બદલો શો આપવો તે કહો ?." રાણાજીના આવા અભિનંદનના શબ્દો સાંભળી હમીરદાસને શરમ આવી હોય એમ જણાયું. તેણે નીચું જોયું. ઘણીવાર સ્તબ્ધ ઉભો રહ્યો. "અને હવે તમે તમારો પરિચય ખુલ્લી રીતે કરાવશો—ઓળખ આપશો એવી મારી ઇચ્છા છે." રાણાજીએ વધાર્યું. તોપણ હમીરદાસ ચુપ રહ્યો.

"વીર ! તું કેમ કાંઇ બોલતો નથી ? ખાત્રી રાખજે કે, તારી યોગ્યતા પ્રમાણે તને પારિતોષક મળશે જ." રાણાએ પ્રેમથી કહ્યું.

"મહારાજાએ કરેલા ગૌરવથી મારી સેવાનું સાર્થક થએલું છે. બીજું શું માગું ? મને આપની સેવામાં રહેવાની આજ્ઞા આપવી." હમીરદાસે ઉંચું જોઈ શાંત સ્વરે કહ્યું.

"તે હું આગળ ઉપર જોઇશ. તારો પરિચય થયા પછી—"

"પણ તે એક સરતે મારી ઓળખ આપવા તૈયાર છું."

"તે કઇ ?"

"હું એકાંતમાં કહીશ."

રાણાજી તત્કાળ ઉઠયા. હમીરદાસનો કોયડો ક્યારે ઉકલે ? એ વ્યક્તિ કોણ હશે ? આવી ચમત્કારિક પદ્ધતિએ આપણી સાથે તેને વર્તવાનું કારણ શું હશે ? વગેરે શંકાનું હમણાં સમાધાન થશે, એ જોઇ રાણાને આનંદ થયો. પોતે સિંહાસન ઉપરથી નીચે ઉતર્યા. તેમણે પોતેજ હમીરદાસનો લોખંડી આવરણવાળો હાથ પકડયો, અને સાથે સાથે ચાલવા લાગ્યા. આ પહેલાં કોઇ દિવસ હમીરદાસ સાથે આવી છૂટથી વર્ત્યા ન હતા, તેથી હમીરદાસના મનમાં કેવું થતું હશે ? "આપ ચાલો, હું પાછળજ આવું છું." ધીમેથી હમીરદાસે કહ્યું.

બંને જણ મહેલમાં ગયા. દરબારમાંની સઘળી મંડળીને આ બનાવથી ઘણી નવાઇ લાગી ખરી, પરંતુ જેને તેને આજ આનંદનો

દિવસ હોવાથી કોઇનું તે તરફ વિશેષ લક્ષ ખેંચાયું નહિં. લક્ષ ખેંચાયું માત્ર એકલા હરદેવનું !

જે મહેલ એકવાર રાણાજી માટે રંગમહેલ કહી તૈયાર કર્યો હતો, તેજ મહેલમાં રાણાજી હમીરદાસને લઇ ગયા. મહેલમાં જતાં અને અંદર ગયા પછી પણ તેમને કૌતુક અને આનંદ થયો. સુમારે મહિના સવા મહિના ઉપર આજ મહેલમાં રાણાજીને શી શી વિટંબના ભોગવવી પડી હતી ?! પરંતુ આજ ! આજ તો ત્યાંના સ્વતઃ માલિક—રાજા હતા ! દૈવગતિ કેટલી વિચિત્ર!

ઉદય ને અસ્તનું ચક્ર રહે, બ્રહ્માંડમાં મસ્ત,
ચઢેલાને પછાડીને, કરે છે તેમનો અસ્ત.

સ્થળમાં જળ, જળમાં સ્થળ, સંપત્તિની વિપત્તિ અને વિપત્તિની સંપત્તિ કરવાને માત્ર તેજ શક્તિવાન છે. અમુક “ મેં કર્યું, હું કરૂં છું, ” આદિ કહેનાર મનુષ્ય પોતેજ જાણતો નથી કે તે અસ્તોદય રૂપી ચક્ર ઉપર ઉભો છે, અને ક્ષણ પછી શું થશે? લક્ષાવધિ મનુષ્યોનું કલ્યાણ કરનાર ભગવાન સહસ્રરશ્મિ પણ પશ્ચિમે પતિત થાય છે, તે સમયે કોઇ તેને સહાય કરે છે ? અરે ! અસ્ત થનારને સહાય કેવી ? સૌ કોઈ ઉગતાને નમે છે. તેથી ‘ ઉદયમાં હર્ષ પણ ન રાખવો, અને અસ્તમાં શોક પણ ન કરવો ’ એવી મહાત્માઓની શિક્ષા છે. ચડતીના સમયમાંજ મનુષ્યે પડતીમાં દીન નિર્ગમન કરવાને તૈયારી રાખવી જોઇએ. સત્ય સુખ પ્રાપ્તિનો તેજ માત્ર શ્રેયસ્કર માર્ગ છે.

રાણાજીએ મહેલમાં પ્રવેશ કર્યો. દૈવવશાત્ જે ઓરડામાં રાણાજીની અને વીરમતીની પ્રથમ ભેટ થઇ હતી, તેજ ઓરડો ખુલ્લો હોવાથી રાણા તેમાં દાખલ થયા, અને ત્યાં પડેલા તેજ પલંગપર પોતે બેઠા, અને તેમની પાસે તેજ કોચ ઉપર બેસવાનું માનપૂર્વક હમીરદાસને કહ્યું. પરંતુ હમીરદાસ થોડા અંતર ઉપર અદબ સર ઉભો રહ્યો. “ વીર ! ગમે તેમ હોય, પરંતુ તારા માટે મારા મનમાં એક પ્રકારનો મોહ અને પ્રેમ ઉત્પન્ન થયો છે, ત્યારે તું કોણ છે તે કહી સંશયયુક્ત કર. હાં. ખરેખર તારી એક કાંઇક સરત હતી ખરી ! પણ તે કઇ વારૂ ? ”

હમીરદાસ મોં નીચું રાખી કંઇ વિચાર કરતો હતો, રાણાજી લક્ષ પૂર્વક તેના તરફ જોતા હતા. હમીરદાસે પોતાનું મૌન્યવ્રત છોડી કહ્યું, “ મહારાજ ! આપ ચિતોડગઢના અધિપતિ થયા

છો. થોડાજ સમયમાં આપ સર્વ રાજવાડાના પણ સમ્રાટ અને રાજસ્થાનના મુકુટમણી થવાના. આપની વય તરફ જોતાં–", હમીરદાસ અટકયો. રાણાજીને તે જોઇ આશ્ચર્ય લાગ્યું. હમીરદાસે ઉચ્ચારેલાં બે ત્રણ વાકયોનો કોની સાથે સંબંધ છે, તેની સમજ પડી નહી, છતાં તે લક્ષપૂર્વક સાંભળી રહ્યા હતા. એટલામાં હમીરદાસે પોતાનું બોલવું અટકાવ્યું.

"કેમ, અટકયા કેમ ?" રાણાએ આશ્ચર્યથી કહ્યું.

"મારા બોલવાથી આપને ગુસ્સો તો નહિ ચઢે ને ?"

"તારા બોલવાથી ગુસ્સો !?" રાણાજી કંઇ ગભરાઇને બોલ્યા, "તું તારી મુદ્દાની વાત ઉપર એકદમ ન આવે તો ગુસ્સો ચઢેજ તો. ઠીક ચલાવ આગળ. ઝટ કર—"

"આજ્ઞા, મહારાજ" હમીરદાસ બોલ્યો. "આ રાજયને પટ્ટાભિષિકત રાજ્ઞીની જરૂર છે."

"એટલે ? એનો અર્થ શો ?"

"શું ? આપ વિવાહ નહિ કરો !" હમીરદાસે ઉલટો પ્રશ્ન કર્યો.

રાણાજી પુરા વિચારમાં પડયા. "તું પ્રત્યેક વાત સ્પષ્ટ કહે. નહિ તો બળાત્કારે મારે કહેવરાવવું પડશે." જરા ક્રોધ કરી બોલ્યા.

"મહારાજાને ગુસ્સે થવાનું કંઇ કારણ નથી. આપની ઇચ્છા હશે તો હું કહું છું. મહારાજાને લગ્ન કરવાની જરૂર પડશે. ત્યારે મહેરબાની કરી મારી એક બહેન છે તેનો અંગીકાર કરશો. આપ આ કબુલ કરશો તો હું મારી ઓળખ સ્પષ્ટ પણે આપવા તૈયાર છું." હમીરદાસે ચોખ્ખે ચોખ્ખું કહી દીધું.

રાણાજીને આ કોયડો હજુ ઉકલેલો ન જણાયો. ગૂઢનું ગૂઢજ રહ્યું. ઘણી વાર સુધી તો વિચાર કરતા બેઠા. "તારૂં પ્રત્યેક ભાષણ ગૂઢજ છે. હજુ સુધી તારા હૃદયની મને ખબર પડી નથી. વિવાહની કલ્પના મારા મનમાં હજુ સુધી ઉત્પન્ન થઇ નથી. ઠીક. હમણાં તો જા, થોડીવાર પછી તને બોલાવું છું."

"મારે લીધે મહારાજાને ત્રાસ થતો હોય તો મારે કંઇ કહેવાનું નથી. આપનો હુકમ હોય તો હું અહીંથી એકદમ ચાલતો થાઉં." હમીરદાસે કહ્યું.

"નહી, નહી, તેમ નથી. પણ મને વિચાર કરવા દે. તારા

સંબંધમાં મને એક પ્રકારની મોહની લાગી છે." હમીરદાસ મોટેથી હસી પડયો. તેના હસવાનો અવાજ સાંભળી રાણાજીને એકાએક કંઈ સ્મરણ થઇ આવ્યું. તે એકદમ મનમાં બોલ્યા, "હા હા. આ હસવું મેં કોઇવાર સાંભળ્યું છે ખરું." પણ એટલામાં તો હમીરદાસ બહાર નીકળી ગયો.

રાણાજી પલંગ પર આડા થયા, અને વિચાર કરવા લાગ્યા. તેમને એટલું તો નક્કી થયું કે, હમીરદાસ ખાસ પરિચયનો માણસ જણાય છે. તે બે રૂપે આપણી સાથે વ્યવહાર કરે છે; પણ તે બે રૂપ કયાં ? એમ વિચાર કરતાં કરતાં તેમને પોતાના વિચિત્ર વિવાહની, ભુલેંચાંની, પેલી દાસીની ઈત્યાદિ સર્વ વાતો નજર આગળ તરી આવી, અને છેવટમાં પેલી તરૂણી–બેં કરનારી તરૂણી સુધી વિચાર પહોંચી ગયો. વળી વિચાર થયો કે, દુર્ગાષ્ટમીને દિવસે હમીરદાસે મને પેલી ટેકરી પર બોલાવી પોતે આવ્યો નહી, પણ તેને બદલે તો પેલી તરૂણી જણાઇ ! તો મારી નજરે પાડવા ખાતરજ તેણે એ વ્યવસ્થા કરી હશે કે કેમ ? તે તરૂણી હમીરદાસની બહેન હશે કે કેમ ? એમજ કાંઇ હોવું જોઇએ. કારણ તેનું હસવું અને હમણાંના હમીરદાસના હસવામાં ઘણુંજ મળતાપણું છે. અવાજ તેનોજ છે. એવી શંકા આવવાથી તેમણે હમીરદાસને બોલાવ્યો.

"હમીરદાસ, તારી બહેન અતિશય સુંદર તો છે, પણ છે મુંગી નહિ વારૂ ?" હમીરદાસને આવતાંજ પ્રશ્ન કર્યો.

"મારી બહેન મુંગી ! નહી, મહારાજ ! તે અતિશય સુંદર છે ખરી, પણ મુંગી નથી. ઉલટી ઘણીજ બોલકણી છે." હમીરદાસે જવાબ વાળ્યો.

"હં, મને તેમજ લાગ્યું હતું. તેણે તેવો ઢોંગ કર્યો હતો, ઠીક છે, આજ સંધ્યાકાળે ફરીથી એ ટેકરી પર જઇશ, એમ હમીરદાસને કહેવું જોઇએ. તે પોતેજ તેને ત્યાં મોકલવાની વ્યવસ્થા કરશેજ" એમ મનમાંજ વિચારી રાણાજી બોલ્યા, "હમીરદાસ, તારી બેહેનની બાબતમાં જે કહ્યું તેનો વિચાર કરી મુકીશ. આજ સંધ્યાકાળે પેલી ટેકરી પર મળજે."

"સંધ્યાકાળે મારાથી અવાશે તો આવીશ. મને આપ આવતી કાલે જણાવશો તોપણ ચાલશે. મને કંઇ ઉતાવળ નથી." હમીરદાસે હસીને જવાબ આપ્યો.

"હં, પોતાની બ્હેનને તે ખાસ મોકલનાર, અને હું આજ તેને ખાસ બોલાવનાર કેવી. લુચ્ચી ! ખાસ મુગાપણાનોજ ઢોંગ કર્યો." રાણાજી મનમાં વિચારતા, મનમાંજ હસતા હતા.

હમીરદાસ તેમના પ્રત્યે જોઈ રહ્યો હતો. રાણાએ તેને જવા આજ્ઞા આપી.

હમીરદાસના ગયા પછી રાણાના મનમાં તેજ તરૂણીનો વિચાર થયાં કરતો હતો. આ પહેલાં કોઇ પણ તરૂણ સ્રીને તેમણે જોઇ ન હતી, એમ ન હતું, પરંતુ આ તરૂણીએ તો રાણાના મન ઉપર ઘણી અસર કરી દીધી હતી, તેથી તેના સંબંધના વિચારમાં તે એટલા તો નિમગ્ન થઇ ગયા કે અન્ય વિષયનું ભાનજ ન રહ્યું. થોડા સમય ઉપર, આજ મહેલમાં બની ગએલા બનાવનું સ્મરણ થઇ આવ્યું હતું. માલદેવની કુંવરીનું શું થયું હશે ? ભુલૈયાં કયાં ગઇ હશે ? માલદેવનું હવે શું કરવું ? દિલ્હી તરફથી ફોજ આવી તો તેનું શું કરવું ? વગેરેનો વિચાર કરવો જોઇતો હતો. પરંતુ તે સર્વ ઉપર વિસ્મૃતિરૂપ પાણી ફરી ગયું, અને રાણાજીને ચારે બાજુએ અને દરેક સ્થળે પેલી મુંગી તરૂણીજ દીસવા લાગી ! સંધ્યાકાળ કયારે થાય ? એજ તેમને વિચાર થતો હતો, અને તેનીજ માત્ર આકાંક્ષા કરી રહ્યા હતા.

સંધ્યાકાળ પણ થઇ. પોતાના ઘોડા ચિતોડ ઉપર સ્વારી કરી રાણાજી તેજ ટેકરી ઉપર ગયા. ત્યાં જુવે છે તો એક ઝાડ નીચે તેજ મુંગી તરૂણી પોતાના બોકડા સાથે રમતી હતી. ! !

---

## પ્રકરણ ૨૫ મું.

---

### મહોલે પધારો મહારાજ ! માણીગર મહોલે પધારો.

આજે શરદ્ પોર્ણિમા ! આશ્વિન શુદ ૧૫. "આસો માસો શરદ પૂનમની રાતજો, ચાંદલીઓ ઉગ્યો રે સખી મારા ચોકમાં," અને 'મહોલે પધારો મહારાજ ! માણીગર મહોલે પધારો,' એવાં એવાં શૃંગાર રસ મિશ્રિત ગીતો સ્રી રત્નો શહેરોમાં, તેમજ ગામડાંમાં ગાતી હતી, ત્યારે આપણી ભુલૈયાં–એક વખત માલદેવના પ્રેમમાં ભુલી પડેલી ભુલૈયાં–રાણા હમીરના એકજ

શબ્દ પ્રહારથી જાગૃતીમાં આવેલી ભુલૈયાં જંગલમાં પોતાના દેવ બંશીધરની સમક્ષ ગાઇ રહી હતી કેઃ—

૨૮ રસના શ્રી નંદ કિશોર—
શ્યામ ગાત પટ પીત વિરાજત, શીશ મુકુટ પિછ મોર,
લલિત ત્રિભંગી સુરત સુહાવની મંદ હસત કછુ ઔર—૨૮૦
રાગ મસ્ત બન બેનુ બજાવત, બંસી બટકી ડોર,
યમુના નિકટ તટ ધેન ચરાવત, કરત સખાસેં કશોર—૨૮૦
ગોપ બંધૂ સંગ ઝમરા મચાવત, મહી પિબન બરજોર,
રસપર હોકર રસિક કહાવત, જ્યોં ચાંદનિમેં ચકોર—૨૮૦
ખલબલ ખંડન અસુર નિકંદન, બ્રજ જનકે ચિત્ત ચોર,
સબિતા અલખ પ્રભુ આપ લખાવત, ભક્ત હૃદય કે ભોર—૨૮૦

પોતાની દુગ્ધ ધવળ અને સ્નિગ્ધ કાંતીથી ભગવાન્ રોહિનાથ, શાંતવૃત્તિથી ભુલૈયાંનું ભક્તિરસ પરિપૂર્ણ ગાયન સાંભળતા હતા ! લત્તા પલ્લવથી શુશોભિત કરેલા એક પત્થર પરના સિંહાસન ઉપર પોતાના બંશીધરને અધિષ્ટિત કરી ભુલૈયાં તેમની સામે બેઠી હતી, અને તાળી પાડી ગાયન કરતી હતી. લગભગ પ્રહર રાત્રી ગઇ હશે. જે ભાગમાં ભુલૈયાં હતી તે તદ્દન શાંત હતો. રાત્રિચર પશુ પક્ષીઓનો કિંચિત્ અવાજ પણ સંભળાતો નહતો. જાણે તે ભાગમાંની અખિલ વસ્તુ પ્રભુના એ ગાયનમાં તન્મય થઇ ગઇ ન હોય ! કવચિત્ કવચિત્ પવન મંદ મંદ વાતો હતો, તેથી વૃક્ષવેલી માત્ર હાલતી દેખાતી. વાયુની લહરે કરીને વૃક્ષોનું શીર કંપન થતું, તે જાણે પ્રભુ ભક્તિના ગાયન સુખે મુગ્ધ થઇ ડોલતાં ન હોય તેવો ભાસ થતો હતો. સ્વતઃ ભુલૈયાંને પણ તેનું પોતાનું ભાન ન હતું. શરત્ પૌર્ણિમાના દિવસે ઠાકોરજીને ચાંદરણામાં બેસાડી ગાયન તથા કથા કીર્તન કરવાનો રાજસ્થાનમાં ચાલ છે. તે ચાલ-રિવાજને અનુસરીને ભુલૈયાંએ નિર્જન પ્રદેશમાં પોતાના બંશીધરને પત્થર રુપી સિંહાસન પર બેસાડયા હતા, અને તેમની આગળ કીર્તન કરતી હતી. ઇશ્વર વિષયક પ્રેમમાં તેનું હૃદય તદ્દન વિહ્વલ થયું હતું. તે પદ ગાતી અને પછી ગદગદ સ્વરે કહેતી હતી કે, “ નાથ ! કયા અભિતક મેરી પુકાર ન સુની ? કયા આપ મેરે હૃદયમેં ન આવોગેં ! પ્યારે ગિરધરલાલજી, અજામિલને આપકો એસા કયા દિયા જો આપ ઉસને એક દફા પુકારતે હિ ઉસકો આપકે પાસ લે ગયે ? કયા અભીતક મૈં પાપી હું ? ભલા બતાઓ તો ? નહીં,

લાલજી, યે બાત અચ્છી નહીં ! ભલા આપકા નામ લેતે કભી પાપ રહ જાતા હૈ ? હે શ્રી કૃષ્ણ ! હે મથુરેશ ! હે અનાથો કે નાથ ! સુનો—સુનો. એક બારહી સુનો. ! સિર્ફ એકહી દફા આપની બો બાંકી છબ દિખાવો ! હે બંશીધરજી, એકી દફે આપની બંશીકી એક તાન સુનાવો. કયા નહિ સુનાવોગે ! તો કયા ફિર ગાઉં ? અચ્છા સુનો તો—" એમ કહી વળી ગાવા લાગી.

જગતમાં નાના પ્રકારનો આનંદ હોય છે, પણ નિર્મળ મનથી ઈશ્વર નામ સંકીર્તનમાં જે આનંદ છે તેની ખરોખર અન્ય આનંદ નથી ! ભુલૈયાં તેજ આનંદ ભોગવતી હતી—લુંટતી હતી. તેની આ સમયની માનસિક સ્થિતિનું વિશ્લેષણ કરવાનું અમારી શક્તિની બહાર છે.

તે આવા પ્રકારના આનંદમાં લીન હતી, તેવામાં આ આનંદમાં વિઘ્ન કરવા કે વિષ ભેળવવા, કે કેમ, તે દૈવ જાણે, પણ પરાભૂત થએલો રણવીર પોતાના પિતા સાથે ત્યાં આવ્યો. ખરૂં જોતાં તો તેમના રસ્તામાં ભુલૈયાંનું આ સ્થાન ન હતું, પરંતુ ગાયન સાંભળી તે અત્રે આવ્યા. તે ખાસ ભુલૈયાંજ ગાય છે એમ સમજીને તો નહિંજ. હવે આમ તેઓ એકાએક કયાંથી આવ્યા તે જોઇએ.

વીરમણીની યુક્તિ પ્રમાણે માલદેવે મેર લોકો ઉપર સ્વારી તો કરી, પરંતુ આ સમયે તે લોકોની તૈયારી ઘણીજ સારી હોવાથી ઉલટો માલદેવનો પરાભવ થયો, અને સંધી કરવાની જરૂર પડી. આ બાજુ રણવીર ગઢ છોડી દઇ—અપયશ લઇ પીતા પાસે ગયો, પડતો કાળ જોઇ લશ્કર પણ થોડું ઘણું વેરાઇ ગયું.

**त्यजंति मित्राणि धनैर्विहीनं दाराश्च भृताश्च सुहृज्जनाश्च**
**तं चार्थवंतं पुनराश्रयंते, ह्यर्थोहि लोके पुरूषस्य वंधु ॥**

" ધનહીણ નરને મિત્ર બંધુ કામિની સુત સેવકો,
સંસારમાં દે ત્યાગ કરી ગણી મૂલ તેહનો ટકો;
નર તેહ જો ધનવંત છે, ફરી મિત્ર આદિ વળગતાં,
માટે સગું સૌ ધન તણું, નથી પુરૂષનું ખરૂં ન્યાળતાં. "

" ચઢતી પડતી થાય, વાય છે વિપરીત વાયુ,
વિચીત્ર એ ઘટમાળ, વિશ્વ તેમાંજ સમાયું. "

એ કુદરતી ન્યાય આગળ માલદેવ કોણ ?

" ફરી ચિતોડ જઇ હમીરને પ્રસન્ન કરવો, અને આપણી ડગમગતી જગા પ્રથમ નક્કી કરવી. પછીથી વનવીર દિલ્હીમાં છે,

તેની સહાયથી દિલ્હીથી મદદ મંગાવી ફરી રાણાજીને દબાવવો" એવો વિચાર ગોઠવી-ઠરાવ કરી પિતા પુત્ર પોતાની પાસે, રહ્યાં સહ્યાં માણસો સાથે ચિતોડ તરફ જતા હતા. વીરમણી મારામારીમાં પડી, એવું કોઇએ રણવીરને કહ્યું હતું, પણ તે ખરૂં લાગતું નહતું. રાણાજીના હાથમાં સપડાઇ ગઇ હોવાથી તેને કેદ કરી હશે એમ તેની કલ્પના હતી, પરંતુ ગઢ એકદમ ખાલસા કેમ થયો, એ બાબત બંને જણને આશ્ચર્ય લાગતું હતું. માલદેવની કલ્પના હતી કે વનવીરે પિતૃદ્રોહ કર્યો, પરંતુ રણવીરને તે ખરૂં લાગતું ન હતું. કાંઇક ફિતુર થવાથી જ ગઢ હાથમાંથી ગયો, એતો નિ:સંશય; પરંતુ તે ફિતુરી વનવીર પોતેજ હોય એમ તેને લાગતું ન હતું. ત્યારે બીજું કોણ હોવું જોઇએ ? એમ શંકા કરતા કરતા બાપ બેટો બંને જણ આવતા હતા, અને આજે ભુલૈયાંના સ્થાન નજીકના એક ગામડામાં તેમણે મુકામ કર્યો હતો. ત્યાં ભુલૈયાંના ગાયનનો સ્વર સંભળાયો. ગાયન લોકો પણ સાંભળતા હતા, પરંતુ તેમનું ધર્મ સંબંધી એટલું જ્ઞાન ન હતું કે, " કોણ ગાય છે? ચાલો જોઇએ " એમ થાય. આ બાપ બેટાને પ્રથમતો આળસ આવ્યું, પરંતુ થોડીવારે તેઓ બંને નીકળ્યા અને સ્વરના અનુમાને રસ્તો શોધતા શોધતા આ અપેક્ષિત સ્થાને આવી પહોચ્યા.

ભુલૈયાંને જોતાંજ બંને આશ્ચર્યચકિત થયા. બંને જણ કેટલોક વખત સુધી તેના પ્રત્યે જોઇરહ્યા. તેનો ભગવો પોશાક, તેની શાંતિદાયક મુદ્રા, તેનું ભક્તિરસપૂર્ણ ગાયન, અને તેની તન્મયતા જોઇ રણવીરને તેના સંબંધમાં ભક્તિ ઉત્પન્ન થઇ, પરંતુ માલદેવને તેમાંનું કંઇજ થયું નહિ. તે સ્વભાવથીજ દુષ્ટ હોવાથી જગતમાં તેને તેવોજ અનુભવ મળેલો હતો. વળી જે સ્ત્રી તેની પાસે ઘણા વર્ષ સુધી રહી કુચ્છંદે વર્તતી હતી, તેનો આવો બાહ્ય દેખાવ માત્ર જોઇ એકાએક ભક્તિ પણ કેમ ઉત્પન્ન થાય ? માલદેવને હસવું આવતું હતું, તે જોઇ રણવીરને કંઇક નવાઈ લાગતી, તેમ ખોટું પણ લાગતું.

ભુલૈયાંને આ બંનેના આગમનની ખબરજ ન હતી. તે ગાતાં ગાતાં વળી બોલી, અને કહેવા લાગી, " હે ગોવિંદ ! હે રાધા કૃષ્ણ ! આપ કહાં ગયે ? આવો, આવો ! અબ હૃદય તુમ્હારી વિરહ સહન નહીં કર શકતા—" એમ કહી તેણે બંસી-

ધરના આગળ નમન કર્યું, અને ડુસકાં ખાવા લાગી. બંનેજણ આ પ્રકાર જોઈ રહ્યા હતા, પણ બન્નેના મનમાં જુદા જુદા વિચારોનો ઉદ્ભવ થતો હતો.

“ ભુલૈયાં ! ધન્ય છે તને ! માનવ દેહ ભોગવનાર કેટલા પ્રાણીઓને ઇશ્વરવિષયક વિરહ અસહ્ય લાગતું હશે ! રડ, ભુલૈયાં ! રડ. તારી એ મૂર્તી પાસે માથું નમાવી એમજ રડ ! તારા અશ્રુની કિમત ઘણીજ મોટી છે ! ભગવાન તારા આ અશ્રુની કિમત તને આપ્યા સિવાય રહેનાર નથી ! દીનદયાળ પ્રભુ, સ્વત; આવી તારાં અશ્રુ લોહોશે ! ” રણવીરે મનમાંજ કહ્યું.

આ સમયે માલદેવના મનમાં ઓરજ તરંગો થતા હતા. ‘ ભુલૈયાં, ઢોંગ તો ખુબ ભજવ્યો ! આવા વેષમાં પણ તારૂં સૌંદર્ય કેવું ખીલી નીકળ્યું છે ? તેથી હું તને સુંદર કહું તો ખોટું નથી જ ! ”

જગતમાં આવા પ્રકાર બનતા નથી તેવું કોણ કહેશે ? જગતમાં પ્રત્યેક વ્યક્તિનું કાર્ય અને રૂપ એ બંને દૃષ્ટિથી જોવાય છે. ટુંકામાં કહેવાનું કે પ્રત્યેક જણ એક બીજા ઉપર જાસુસ ગીરીનું કામ કરે છે એમ કહેવામાં હરકત નથી. ઉચ્ચ અને નીચ એ એક બીજાની તરફ સ્પર્ધાની દૃષ્ટિએ—અદેખાઇની દૃષ્ટિએ જુએ છે.

ભુલૈયાંએ માથું ઉંચું કર્યું. અશ્રુથી તેના બંને કપોળ ભિંજાયા હતા. તે કરૂણા દૃષ્ટિથી મૂર્તી તરફ જોતી બોલી, “ હે કરૂણામય ! હે કરૂણાધન ! તુમારા નામ લેનેસે ચિનશાંતિ મિલતી હે ? ફિર મુઝેં દુઃખ કયોં ? કયા મેં કહાં ચૂકતી હૂં ? અચ્છા ઓ મેરા માર્ગ ગલત હે, તો આપ બતલાતે કયોં નહિ ? આ આ—હે હરી ! પધારો, ઔર અપને બેટીકા ઉદ્ધાર કરો ? ”

આજ સમયે કુચેષ્ટા કરવાને માલદેવે હાંક મારી, ભુલૈયાં !” ભુલૈયાંએ દૃષ્ટિ ફેરવી આમ તેમ જોયું, બે મૂર્તિ તેની નજરે દેખાઇ

જેમ નરસિંહ મહેતાની અરજ સાંભળી—

‘ હડવડકી ઉઠીઆ વેગે વૈકુંઠપતિ, ગરૂડ કયાં ગરૂડ કયાં વદત વાણી. ’

તેમ તેની અરજ—વિનંતી સાંભળી શ્રીકૃષ્ણ ભગવાન દોડતા આવ્યા, એમ તેને લાગ્યું. ઇશ્વર સ્વરૂપમાં તન્મય બનેલી ભુલૈયાંને એ દેવજ આવ્યા છે એમ કેમ ન લાગે ? આહાહા ! કેટલા આનંદથી તેણે કહ્યું “ કોન ? પ્યારે શ્રી કૃષ્ણ ! ” એમ કહી માલદેવની પાસે જઇ તેના—તે પાપી કુચેષ્ટાખોર મનુષ્યના—પગપર

મસ્તક મુકયું ! પોતાના અશ્રુથી તેના પગ ધોતી તે બોલી, " નાથ, ક્ષમા કરો ! ! મૈં બડી પાપી હૂં. નાથ ! આપ કયોં આયે ? હે ભગવાન્ ! હે દીનવત્સલ ! હે કૃપાનાથ ! હે શ્રી કૃષ્ણ !! હાય, હાય ! આપ મેરે લીએ ભી પધારે ! નાથ ! આંસૂ નહી રૂકતે ! ડર લગતા હૈ, કહી મેરે પાપીની કી આંસૂ સે આપ કે પૈર ધધક ન ઉઠે ! કહીં ઉનકે ઉપર ફોડે ન આ જાય ! નહીં, નહિ, નાથ ! મૈં અપને કપડે સે ઉસકો પોંછતી હું ! હે રમા રમણ ! આપકે પૈર કિતને નાજૂક હૈં ! કિતને સુંદર હૈં ? નાથ ! મનમેં આતા હૈ છાતી સે લગા લૂં ! પર નહીં–શાયદ હો કી મેરે પાપી હૃદય કે ઘોર ઉષ્ણતાસે બે કાલે પડ જાય ! " એવું અતિશય ગદગદીત સ્વરે કહી તેણે તેના પગ લોહ્યા, અને પોતાના બંને હાથ તેના ઉપર મૂકી નમન કર્યું ! ભક્તિ રસનો ઉદ્રેક થયો અને તે ગાવા લાગી—

" સુના દો શામ બંસીકી, મનોહર તાન થોડીસી
બહુત વીતિ ફ્જુલી મેં, હૈ બાકી હાલ થોડીસી
મનોહર પ્રેમ સરસાની, મધુર હૈ રસભરી બાની
સુના દો પ્યારે દિલજાની, અજી ગોપાલ ! થોડીસી.

આ પ્રકાર જોઇ બંનેને પ્રથમ તો ઘણી નવાઇ લાગી. માલદેવની પણ તેનો સ્પર્શ થતાંજ ઘણી ચમત્કારિક અવસ્થા થઇ ! ક્ષણ ભરતો તેનું પાપી મન પીગળી ગયું–નિર્મળ થયું !

રણવીર તટસ્થ વૃત્તીથી ભુલૈયાં તરફ જોતો મોટેથી બોલ્યો, " પિતાજી ! આપણે અહીં આવ્યા એ એક ભૂલ કરી. હવે આપ કંઇ કુચેષ્ટા કરશો નહિ. "

આ સમયે ભુલૈયાંએ પોતાના હાથ માલદેવના પગ ઉપરથી ઉપાડી લીધા હતા.

માલદેવ પાછો તેનો તેજ ! તેના ઉપરથી વિજળીની અસર જતી રહી હતી. "હં; ! રણવીર, તને આ મોટી ભક્તાણી લાગે છે ! ગાંડો છે ગાંડો ! આતો બધા ઠગવાના ઢોંગ ! એના એ ઢોંગ જો હમણા છોડાવું છું. જો જે..." કહી તે કુચેષ્ટાથી પોતાનું માથું હલાવતો ભુલૈયાં તરફ જોવા લાગ્યો. રણવીર કાંઇ બોલવા જતો હતો એટલામાં તો, માલદેવે પોતાના જમણા હાથે તેનું ડોકું પકડી એક ધક્કો મારી કહ્યું, " અહો ભક્તાણીજી ! બસ કરો હવે, બસ. તમારી ભક્તિ જોઇ હું ઘણોજ પ્રસન્ન થયો

છું. અને પૂર્વે કરેલાં સઘળાં પાપની ક્ષમા આપી, ફરીથી તને મારી પાસે રાખવા કબુલ કરે છું."

"શિવ! શિવ!!" કહી રણવીરે આંખો મીચી દીધી અને કાન ઉપર હાથ દબાવ્યા. માલદેવ આ જોઇ ખૂબ મોટેથી હસ્યો.

પરંતુ આ બાબતનું તન્મય થએલી વિભૂતીને કાંઇ ભાન ન હતું! આપણે બોલાવેલા ભગવાન દોડતા આવ્યા! પોતે આટલી પાપી છતાં કેવળ ભક્તોના દાસ થએલા દેવ, પોતાને વિસરી ગયા નથી એવીજ ભુલૈયાને કલ્પના, અને તેમાંજ આનંદ હતો! આનંદ કેમ ન થાય? બધું જગત જયાં દેવસ્વરૂપ દેખાવા લાગ્યું, તો માલદેવ દેવરૂપ કેમ ન દેખાય? માલદેવ પોતેજ પાપી હતો. ભુલૈયાંને તે શ્રી કૃષ્ણજ દેખાતો હતો.!

ભુલૈયાં પોતાના ધ્યાનમાં હતી. એ જોઇ માલદેવે ફરી તેનો ખભો પકડી હલાવી, રણવીરથી આ સમયે બોલ્યા સિવાય રહેવાયું નહિ. "પિતાજી! આ લક્ષણ સારાં ન કહેવાય. આ એક જાતનો ઢોંગ છે એમ આપને શી રીતે લાગે છે?"

"કેમ વારૂ? મને તો એના બધા ઢોંગજ લાગે છે" પણ જરા થોભ, હમણાં તને તેનું ભોપાળું બતાવું છું. માલદેવે ભુલૈયાને હલાવી કહ્યું, "તારા એ કૃષ્ણ તો મરી ગયા! મુઆ મરી ગયા તો. આતો હું માલદેવ છું. જરા આંખો ઉઘાડીને જોતો ખરી?"

દુષ્ટોની દુષ્ટ વાણીમાં બ્રહ્માનંદને પણ દહન કરવાની શક્તિ હશે ખરી?

ભુલૈયાની તંદ્રા ઉતરી ગઇ. તેણે ડચકી ઉંચું જોયું, એકદમ ઉઠી ઉભી થઇ, અને માલદેવ તરફ જોવા લાગી. તે જોઈ માલદેવ ડોકું હલાવતો હસ્તો હસતો બોલ્યો, "હં. કેમ. જોયું? હું કોણ છું? માલદેવ છું. ઓળખ્યો કે? હા. ઓળખ્યોજ હશે! બોલ—"પોતાના કમરે બે હાથ મુકી અને જરા દૂર ખસી બોલ્યો, "હં. ઢોંગ તો ખુબ મચાવ્યો છે! કયારથી આ ઢોંગ લીધો વારૂ?" વળી જરા અચકી માલદેવ બોલ્યો.

"આ મારા શ્રી કૃષ્ણે મને શીખવાડયું ત્યારથી?" ભુલૈયાંએ બશીધર તરફ આંગળી કરી કહ્યું. માલદેવ ફરી હસ્યો.

"ભુલ! તારા ચક્ષુમાં વિકાર દેખાય છે. : એતો પત્થર છે પત્થર! જરા બરોબર જો તો ખરી?"

" પિતાજી ! બહુ થયું હવે. ચાલો-ચાલો અહીંથી મુગા મુગા. " રણવીરે કાંઇક ગુસ્સે થઇ કહ્યું.

" ઉભો રહે. મને એના દેવને ખેંચી કાઢવા દે. "

સત્યજ કહ્યું છે કે—" નાવે દુર્જનમાં કદી સુજનતા, સિદ્ધાંત એવો કહ્યો. "

ભુલૈયાં હસી. તે બોલી, " માલદેવ ! આ કેવું ગાંડપણ ? કેવી ખોટી કલ્પના ! જ્યાં દેવ સર્વત્ર છે—પ્રભુનો વાસ સર્વ સ્થળે છે, ત્યાં આપ કેવી રીતે બહાર ખેંચી કાઢશો ? અને અંદર પણ કયાં મૂકશો ? હમેશાં ભક્તિ પોતાની શક્તિ પ્રમાણે દેવને નાનું મોટું રૂપ આપી તેની આરાધના કર્યા કરે છે, તે પ્રમાણે મારા આ બંશીધર ! માલદેવ, મારા બોલવાથી આપને હસવું આવશે પણ જરા ઉંચું જુઓ. શું આ ચંદ્રમાં દેવ નથી ? જો નથી તો તેમાં પ્રકાશ કયાંથી આવ્યો ? પેલી ચાંદરણીઓ જુઓ. પોતપોતાનો માર્ગ કેવી રીતે આક્રમિત કરે છે ? તે શી રીતે વારૂ ? જુઓ આ વૃક્ષ, ફળ અને છાયા આપી જગતને ઉપયોગી થઇ પડયું છે. તેમાં દેવ નથી, એમ કેમ કહેવાય વારૂ ? આ વેલી જુઓ. ફૂલો આપી પોતાનું દેવત્વ બતાવી આપે છે. પેલો વહેળો જુઓ. જીવન આપી સર્વનું જીવન રક્ષે છે અને દેવ છે એમ કહે છે-સૂચવે છે. ઝાડ પર વસનાર પક્ષીઓ જુઓ. એ સઘળાં દેવસ્વરૂપીજ છે. માલદેવ પ્રત્યક્ષ તમેજ દેવજ છો ! હજુ પણ આપ હસો છો ? દેવ કોઇ સ્થળે નથી એમ આપને લાગે છે ? "

દાગડાની વાણીમાં મધુરતાની કયાંથી આશા રખાય ?

" ભુલૈયાં, તું બોલવામાં તો પહેલાં કરતાં ઘણી ચતુર થઇ છે. બસ થયું. હવે તારા ઢોંગ બંધ કર ! " કહેતાં કહેતાં માલદેવ ભુલૈયાંને આલિંગન કરવા જાય છે એટલામાં તો તેને જોરથી ધક્કો વાગ્યો ! પાછળ ફરી જુવે છે તો કોઇજ નથી ! રણવીર ઘણે દૂર નીચું મુખ કરી ઉભો હતો, ત્યારે ધક્કો માર્યો કોણે ? " ભુલૈયાં ભૂત બૂતતો નથી થઇને ? " શૂરવીર માલદેવના મનમાં વહેમ આવ્યો. વહેમ આવતાંજ તેણે ભુલૈયાં તરફ જોયું તો એક ને બદલે બે ભુલૈયાં દેખાઇ ! આંખો ચોળી સાફ કરી જોયું તો ત્રણ દેખાઇ. વળી વધારે નીરખીને જોયું તો ચાર માલદેવને ભયથી કંપ થયો. તેના શૂરવીરપણાનો અંત આવ્યો.

બહાદુરી ગળી ગઇ ! તેનું આખું શરીર થરથર ધ્રુજતું હોય તેમ લાગ્યું. તેણે રણવીરને હાંક મારી પાસે બોલાવ્યો. " જોયું કે ? મને લાગે છે કે એતો ભૂત છે ! નાશ-નાશ મારા બાપ ! " માલદેવ નાસવા લાગ્યો. ખરેખર નાઠો. રણવીર પણ તેની પાછળ પાછળ ગયો.

તેના ગયા પછી ભુલૈયાં પોતાના દેવ આગળ બેઠી. " દેવા તમે નથી કહેનારાને તમે છો એ શી રીતે બતાવાય ? ગુરૂ મહારાજે કહ્યું હતું કે, દેવ કયાં નથી તેવું સ્થળ બતાવ. " વિચાર કરતાં તમે સઘળે છો એમ લાગે છો. ઠીક, તમે સઘળે વ્યાપક છો તો મને પ્રત્યક્ષ કેમ દેખાતા નથી ? તમને સર્વ વ્યાપક છો એમ કહું, કે નથી એમ કહું ? " ખરૂંજ કહ્યું છે કેઃ—

" નિચ તણી સંગત રે, નિશ્ચે અંતે નડે નડે. "

તેથીજ સંત પુરૂષો કહે છે. કેઃ—

પામરકો સંગ ત્યાગ, રે મન ! પામરકો સંગ ત્યાગ—
સત સંગતિ કો રંગ ન લાગત, કરત વિષય મેં રાગ...રે મન !૦
ક્ષુદ્ર બાતમેં લડત ઝઘડત, ક્રોધ કરત જૈસેં નાગ......રે મન !૦
પામર પામરતા નહિ ત્યાગત, સમઝત નહિં મંદભાગ...રે મન !૦
કર્તવ્ય ઔરતો બાકિ વરૈના, ત્યજત ન દિલકા ડાગ.........રે મન !૦
સ્વદોષ દર્શન પરગુનદર્શન, કરત નહિ વે અભાગ......રે મન !૦
નાથ ! કહકર થક ગયે હમ, કુછ ઉપદેશ ન લાગ.........રે મન !૦

ભુલૈયાંના મનમાં પ્રભુના સર્વવ્યાપીપણા માટે જે શંકા થઇ, તેનું કારણ કેટલોક વખત માલદેવ તે સ્થળે હતો તેજ હતું. કોયલો જયાં જયાં અડકે ત્યાં ત્યાં કાળાશ કર્યા સિવાય રહેતોજ નથી. એટલાજ માટે સંત મંડળીની સત્સંગતી કરવા માટે વારંવાર કહેવામાં આવે છે.

થોડીવારમાં ભુલૈયાંનો મોહ ઉતરી ગયો. પાછી તે પોતાના આનંદમાં મગ્ન થઇ ગઇ.

" જયાં જયાં નજર ત્યાં વિશ્વનું જીવન ગણું છું આપને,
સૌ સ્થાન સૌ ઘટમાળ સૌ સંકેત વાસી આપને;
અદ્ભુત ભૂત ભવિષ્ય વર્તમાને ગતિ દેખાય છે,
ત્રિલોક રચના તેજવાળી આપથી જોવાય છે.
સૌ ભ્રમણમાં સૌ રમણમાં સૌ જન્મ મૃત્યુ વેગમાં,
આધાર નિરાધાર સૌ સંસ્કાર જામે આપમાં;
દાતાર હો, શ્રીમંત હો, કંજુસ વા કપટી બનો,
તે આપની આજ્ઞા તણાં સૂત્રો પ્રમાણે યોગ્ય હો.

જોવું ગમે કંઇ ના ગમે અતિશય જગત્ બાજીગરી,
સંધાન ધારણ ખેલ સર્વ અદ્ભુત રહ્યા ફરતા ફરી;
અણુંથી અણું બ્રહ્માંડ પર બ્રહ્માંડથી વિસ્તારમાં,
લાંબી નજર લંબાવતા છો આપ એકાકારમાં.
તલભાર ખાલી ઠામ ના ભરપૂર લીલાવંત છો,
ચિરકાલ વિશ્વ વિકાશ વિભુ બરદાયી આપ અનંત છો;
રસરૂપ પાલન હાર છો શ્રી દેવ દીન દયાળ છો,
અવિનાશી અંતર માંહી સત્યાસત્ય નિર્ણય સાર છો.
બ્રહ્માંડ જે તત્વો વડે તે તત્વનું પણ તત્વ છો,
જળ સ્થળ સકળ સ્થાયી નિયંતા, આપ એકજ સત્વ છો;
સૌન્દર્ય મૂર્તિ આપ છો અનંત શક્તિ આપ છો,
રચના નિરસ રસરંગમાં રસ બસ રસેલા આપ છો.
રસદાર છો મૂળદાર છો રસમૂલ છો મણિરૂપ છો,
આધિ ઉપાધિ વ્યાધિ સૌ હરનાર અમૃત રૂપ છો;
આજ્ઞા મને છે આપની હરનિશ તમારી હું હવે,
સાચી દિશા સંભાળતાં લવલેશ ચિંતા શી હવે."



## પ્રકરણ ૨૬ સું.

## તરૂણીના તાનમાં.

રાણાના મનમાં બે વાતો ઘોળાયાં કરતી હતી. એક તો હમીરદાસ કોણ, અને પેલી તરૂણી મુગી છે કેમ ? અને બીજી વાત, પેલી તરૂણી સાથે હમીરદાસનો કંઇ સંબંધ છે કે કેમ ? આ બે કોકડાંએ તેમનું મન અસ્વસ્થ બનાવી દીધું હતું. દમ દાટીથી પણ એ કોકડાંનો ખુલાસો કદાચ થઇ શકત, પરંતુ વચમાં એક વિશિષ્ઠ મનોવિકારનો ઉદ્ભવ થએલો હતો. તે વિકાર એટલે પ્રેમ ! અર્થાત્ પ્રેમ રાજ્યમાં બળાત્કારને ક્યાંથી સ્થાન મળે ? પ્રેમનું ગૂઢ હમેશાં ગૂઢજ રહેવું જોઇએ. તે ખુલ્લું થવાને બદલે વધુને વધુ રહસ્યમય બનતું થવું જોઇએ, ત્યારેજ તેનું સ્વારસ્ય ! રાણાજીને એક જાતની માનસિક અસ્વસ્થતા ઉત્પન્ન થઇ હતી ખરી, પણ તેજ વખતે એક પ્રકારનો આનંદ પણ તેના ઉપભોગ કરનારને મળતો હતો. ત્યારે તે ગૂઢ આનંદને, અમુક ગૂઢનો ખુલાસો મેળવવા દામ કે બળાત્કાર વાપરી રાણાજી કેમ ગુમાવે ?

તે દિવસ પછી—હમીરદાસ પોતાની બ્હેનના સંબંધમાં વિનંતી કર્યાં પછી—એકજવાર રાણાજીને મળ્યો હતો. રાણાજીએ નાના પ્રકારે અનેક પ્રશ્નો પૂછયા, ' તારી બેન મુંગી છે ? તે અમુક સ્થળે રહે છે ?. " વગેરે પ્રશ્નોના પ્રત્યુત્તરમાં હમીરદાસે ટુંકમાં પતાવવા ખાત્રી આપી હતી કે, તે મુંગી નથી.

તરૂણી અને રાણાજીનો પરિચય થયો. આ પંદર દિવસમાં તો પાંચ છ વખત તેઓ મળ્યાં હશે. એક બે વાર તો તેઓએ ઘણો વખત સંજ્ઞામાં વાતચિતમાં ગાળ્યો હતો. રાણાજી જમીન પર લખતા કે તું ખરેખર મુંગી છે કે કેમ ? તને એકાદ મોટો ભાઇ છે? " તેના જવાબમાં તરૂણી માથું હલાવી ફક્ત ' હા ' કિંવા ' ના ' જણાવતી.

હિંદુસ્થાનમાં સર્વત્ર મંગળમય ગણાતા દિવાળીના દિવસોને ફક્ત પાંચજ દિવસ બાકી હતા. આજે રાણાજીને તેમની જાદુગરણ પેલી મુંગી તરૂણીનો મેળાપ થવાનો હતો. આજના મેળાપ ઉપર રાણાજીનું ભવિષ્યનું આયુષ્યસાખ્ય અવલંબી રહ્યું હતું. તે તરૂણી પોતે મુંગી છે એમ કેટલા વખત કહ્યા છતાં તેમને ખરૂં ભાસતું ન હતું. આજે છેવટનો પ્રયત્ન કરી જોવા નિશ્ચય કર્યો હતો. સાયંકાળ થવા આવી. રાણાજી પોતાના સંકેત સ્થાને આવ્યા. તરૂણી પણ પોતાના બોકડાને સાથે લાવવાનો તેનો નિત્ય નિયમ વિસરી ગઇ ન હતી. તે પહેલાંથીજ આવી હતી અને તેની સાથે ખેલતી હતી. રાણાજીને આવતા જોઇ તે ઉઠી ઉભી થઇ. પરિચય થયા પછી તે ઘણી અદબથી વર્તતી હતી. રાણાએ પોતે રાજા છે એમ તેને જણાવ્યું ન હતું. રાણા પાસે આવ્યા. ઘોડા ઉપરથી ઉતરી પડયા. પેલી તરૂણીએ તેમને નમન કર્યું. તેમના ઘોડાને થાબડયો અને બચકારી એક ઝાડના થડે બાંધ્યો. જે ઘોડો પોતાના માલિક સિવાય કોઇને અડકવા દેતો નહતો, તે પણ આ તરૂણી આગળ ઠંડો થઇ ગયો—નરમ થયો. તરૂણીએ ઘોડાને બાંધ્યો, એ કામ તેણે આજે વધારામાં કર્યું હતું. રાણાને આનંદ થયો. વૃટ વૃક્ષ નીચે ખાસ સાફ કરેલા એક પત્થર પર પોતે બેઠા. તરૂણીનું બોકડું ત્યાં આસપાસ કુદતું ઠેકડા મારતું રમતું હતું. તરૂણી પાસે આવી ઉભી. રાણાએ એકવાર તેના સામું જોયું. શરમથી તેણે નીચું જોયું. રાણાએ તેને પોતાની પાસે હાથ ઝાલી બેસાડી પુછ્યું, " આજે

સ્પષ્ટ અને છેવટનું પૂછું છું કે " તું ખાસ મુંગી નથી એ ખરૂં છે ?. " તરૂણી એક જાળી તરફ બારીકાઇથી જોઇ રહી હતી. રાણાજીના બોલવા તરફ તેનું લક્ષ ન હતું. રાણાએ તેના ખભા ઉપર હાથ મુકી જરા હલાવી; એટલામાં તે ઉચકી જાળી તરફ આંગળી કરી બોલી ઉઠી, " હું હું ! રાણાએ જાળી તરફ જોયું, પણ ત્યાં કાંઇ દેખાયું નહી, તેથી ' શું છે ? ' એમ પૂછવા લાગ્યા. તેનો ઉત્તર ન આપતાં જાળી તરફ જોતી જોતી દબાતી દબાતી જવા લાગી. રાણાને આશ્ચર્ય લાગ્યું. તેમણે નીરખીને જોવાની ઘણી પરાકાષ્ટા કરી, પરંતુ કંઇ દેખાયું નહિ. તરૂણીને કોઈ પણ પ્રકારનો ભાસ થતો જોઇએ. " મહારાજ તીર આવ્યું. આ...વ્યું ! " પેલી મુંગી તરૂણી બોલી ઉઠી. તેનું બોલવું પુરૂં થતાં થતાં તો એક તીક્ષ્ણ તીર એ શૂર અબળાએ પોતાના જમણા હાથની હથેળી ઉપર ઝીલી લઇ રાણાનું રક્ષણ કર્યું. તીર આરપાર નીકળી ગયું ! રાણાજી આ જોઇ ગભરાઈ ગયા. પરંતુ એ તરૂણીને વાચા હોવા બદલ થએલો આનંદ, કોઇ દુષ્ટે તીર માર્યા બદલ ચઢેલો ક્રોધ, અને પોતાનું રક્ષણ કરતાં તરૂણીએ કરેલું સાહસ, એ સઘળું જોઇ રાણાજીને આશ્ચર્ય લાગ્યું. તરૂણી તમ્મર ખાઇ પડી જાત, એટલામાં રાણાજીએ તેને પકડી લીધી ! તરૂણી ધીમેથી બોલી, " મહારાજ ! મુંગાપણાનું નાટક ફુસી પડયું. ક્ષમા કરજો. નીચેની વાડીમાં મને લઇ ચાલો. " રાણાજીએ તેને અદ્ધર ઉંચકી પોતાના ઘોડા ઉપર બેસાડી અને તેની પાછળ પોતે બેસી તે જાળી તરફ ઘોડાને વાળ્યો. ફરીથી એક બે તીર સૂં સૂં સૂં કરતાં આવ્યાં, પણ રાણાએ તે ચુકવ્યાં, અને તરવાર ખુલ્લી કરી જાળી તરફ ધસ્યા. તરૂણી તદ્દન બે શુદ્ધ થઇ ગઇ હતી; એક હાથે તરવાર ફેરવતાં તે બોલ્યા, " કોણ છે બદમાશ ? "

રણવીર અને માલદેવ બહાર ધસી આવ્યા ! રાણાને નવાઇ લાગી ! પણ તત્કાળ તે બંનેને પોતાનું કૌશલ્ય બતાવવાનો નિશ્ચય કર્યો. બંને બાપ બેટો નીચે ઉભા ઉભાજ લઢતા હતા. રાણો ખરેખર એક હોશીઆર લઢવૈયો હતો, નહી તો એક હાથે ઘોડો અને પેલી બેશુદ્ધ તરૂણીને સાચવવાં અને એક હાથે બંને લઢવૈયાના ઘા ચુકવવા, એ જેવા તેવા માણસનું કામ ન હતું. એટલામાં રણવીરને વાગ્યું. તેની તરવાર ભાગી ગઈ. બંને બાપ

બેટાએ ત્યાંથી પલાયન કર્યું. રાણો બેશુદ્ધ તરૂણીને લઇ નીચે વાડીમાં જ્યાં તેનું ઘર હતું ત્યાં લઇ ગયો.

તરૂણીને તેને ઘેર પહોંચાડી. તેનાં માબાપ ઘરડાં હતાં. તેમણે રાણાજીનો મનઃપૂર્વક આભાર માન્યો. હર્ષિતચિત્તથી રાણાજી પાછા ગઢ ઉપર આવ્યા.

રાણાનું મન પ્રસન્ન થયું. જે તરૂણીપર પોતે અનુરક્ત હતા, તે તરૂણી મુંગી નથી પણ બોલકી છે. તેનું સૌંદર્ય જોતાં તે ઉચ્ચ કુળની હોવી જોઇએ. તેને પોતાની અર્ધાંગના તરીકે કબુલ કરવામાં કોઈ પણ પ્રકારની હરકત નથી એમ જણાયું. તેને વાગ્યું, એ એક પ્રકારે ઠીક થયું, કારણ કે તેથી તો તેમની એક શંકાનું નિવારણ થયું. તે તરૂણી પણ તેમના ઉપર પ્રેમ રાખતી જ હોવી જોઇએ, એ તેણે કરેલા સાહસ ઉપરથી સ્પષ્ટ જણાય છે. જો તેણે તે તીરને પોતાના હાથથી અટકાવ્યું ન હોત તો આજ રાણાજી હતા ન હતા થવાના હતા, પરંતુ રામ રાખે, તેને કોણ મારે ?

રાણાજીને આનંદ તો થયો ખરો, પરંતુ વિચારમાળાએ તેમને તજયા ન હતા. તરૂણીએ આવું મુંગાપણાનું વ્રત કેમ લીધું હશે ? જયારે મારા ઉપર પ્રેમ હતો, તો આવું નાટક ભજવવાનું શું કારણ ? એવા એવા અનેક વિચાર એક પછી એક આવી માળાનો મણકો પડયાજ કરતો હતો.

જેમ તેમ રાણાએ રાત તો પસાર કરી. પ્રાતઃકાળમાંજ તે ગઢમાંથી નીકળી નીચે વાડીમાં ગયા. રાણાજીનું તેના વૃદ્ધ પિતાએ આદરપૂર્વક સ્વાગત કર્યું.

શિષ્ટાચાર પ્રમાણે બોલવું પુરૂં થયા બાદ, રાણાજી આંગણામાં પાથરેલી એક જુની પુરાણી ધાગડી ઉપર બેઠા, અને વૃદ્ધને પોતાની પાસે બેસાડયા. પોતાની પ્રણયિનીની પ્રકૃતિ બદલ કુશળ પ્રશ્ન પૂછી ધીમે ધીમે તેના લગ્ન સંબંધી વાત છેડી. વૃદ્ધે કેટલીક વાર તો દાદજ આપી નહી. " હજુ તો તે નાની (!) છે. તેનો હજુ લગ્ન કરવાનો વિચારજ નથી. એક જણાએ તેની વાત થાય છે. " વગેરે નાનાં પ્રકારનાં ગપ્પાં, બીજાંઓ સાંભળી શકે તેમ મોટેથી ચાલતાં હતાં. રાણાજીએ વાતની વાતમાં લાલચ પણ બતાવી, તેમ જરા દાબ પણ કર્યો. પણ કંઇ સંતોષકારક જવાબ ન મળ્યો. રાણાજીને જરા ગુસ્સો આવ્યો. " ડો-

સાજી હું કોણ છું તે આપને માહીત છે ? મેં આટલા વખત સુધી તો જુદુંજ નામ બતાવ્યું હતું, પણ જરા મારા તરફ જુઓ. હું રાણો હમીર—તમારો રાજા, સમજ્યા ? મારી આજ્ઞા તમારે માનવીજ પડશે. તમારી દીકરીના કલ્યાણ તરફ જોવું એ તમારૂં કર્તવ્ય છે. ” રાણાએ કહ્યું.

પોતે રાજા છે એમ જાણી તે વૃદ્ધ નરમ થઈ જશે, એમ રાણાજીની કલ્પના હતી, પરંતુ તેમ તો કંઇ થયું નહિ.

“ બાપુ ! અમારા સરખા ગરીબને ઘેર પધાર્યા તેથી આપના ચરણરજથી અમારૂં ગરીબનું ઘર પાવન થયું, પરંતુ આપે જેમ પ્રથમ ખોટું કહી પાછળથી ખરૂં કહ્યું, તેજ પ્રમાણે મને પણ કરવાની જરૂર લાગતી હતી. મારી દીકરીનાં લગ્ન તો થઇ ચુકયાં છે. ”

એ ઉત્તર સાંભળી રાણા પ્રથમ તો જરા વિચારમાં પડી ગયા, પરંતુ પાછળથી કહ્યું, “ નહી. એ વાત તદન ખોટી હોવી જોઇએ. ”

“ આપને તેમ લાગે તો મારો કંઇ ઇલાજ નથી. આપને ખરીજ વાત કહી છે. ”

“ આપની કન્યાના કલ્યાણ માટે આપ બેફીકર દેખાઓ છો ! ”

“ ના, મહારાજ, ઉલટો હું તેને આપને ન દેવામાંજ કલ્યાણ સમજું છું. ”

“ કેમ ? ”

“ તેને શોકય ઉપર આપવા ઇચ્છતો નથી. ”

“ એટલે ? ”

“ એટલે શું ? માલદેવની દીકરી સાથે આપે પ્રથમ લગ્ન કર્યું છે. આપે તેને ત્યજી. હવે આપે મારી દીકરી ઉપર નજર કરી. કાલે સવારે કોઇ ત્રીજીના નાદમાં પડી મારી દીકરીનો ભવ કેમ જાણ્યું ન બગાડો ? ”

રાણાજી એક પુતળા માફક જોઈ રહ્યા. કંઇ ઉત્તર અપાયો નહિ. માલદેવે અહીં પણ અપ્રત્યક્ષ રીતે પોતાના સુખમાં પથરો નાંખ્યો, તે જોઇ તેમને ઘણો ક્રોધ ચઢયો.

“ માલદેવ હજુ જીવે છે. તેમની દીકરી પણ જીવતી જાગતી હોવી જોઇએ. ધારો કે આજે મેં મારી દીકરી આપી,

અને કાલ સવારે તેઓ આવી મારૂં ગળું પકડે, ત્યારે હું ક્યાં આપને બોલાવવા આવું ? " વૃધ્ધે શાંતતાથી જવાબ આપ્યો.

રાણાજીને તેનું કહેવું ખરૂં જણાયું. માલદેવ અને તેનાં છોકરાંનો પક્કો બંદોબસ્ત કર્યો સિવાય પોતાને સુખ મળવું કઠણ છે એમ લાગ્યું.

" હું તેમનો પાકો બંદોબસ્ત કરૂં છું, પછી તો આપની સંમત્તિ છે ને ? " રાણાએ કહ્યું.

" તે પછી જોઇશ. મારી દીકરી કાંઈ હવે નાની નથી. તેના વિચાર પ્રમાણે સૌ થઇ રહેશે. " વૃધ્ધે ઘણા શાંતતાથી નિષ્કાળજીપણે જવાબ આપ્યો.

" ઠીક છે. " કહી રાણાજી ચિતોડ ઉપર સ્વાર થઇ ગઢ તરફ વિદાય થયા. " માલદેવની કન્યા કયાં હશે ? તેનો બંદોબસ્ત કરવો એટલે શું. " વગેરે વિચારો તેમના મનમાં થયાંજ કરતા હતા.

---

## પ્રકરણ ૨૭ મું.

### દિપોત્સવી !

આજ દિવાળીનો મંગળમય દિવસ ! આજનો માંગલીક દિવસ હિન્દુ પ્રજા, તેમજ બીજી ઘણી વહેપારી કોમો સપરમો-શુભ દિવસ ગણે છે. મુસલમાનોમાં ઇદ, અંગ્રેજોમાં નાતાલ અને પારસીઓમાં પટેટીના તહેવારો જેવી રીતે ઉત્તમ મનાય છે, તેવીજ રીતે દીવાળીનો તહેવાર સમસ્ત હિંદુભાઇઓમાં શ્રેષ્ટ ગણાય છે. એ તહેવારની સંકલના એવા પાયા ઉપર થએલી છે કે, તે ઉજવવામાં કોઇ પણ વર્ગ બેનસિબ રહેવા ન પામે. આ તહેવારનો વેપારી વર્ગ સાથે ગાઢ સંબંધ છે, એટલે વહેપારી વર્ગ પછી તે ગમે તો તે મોટો અગર નાનો હોય તોપણ, આ તહેવાર પ્રસંગે કાંઇને કાંઇ આનંદોત્સવ કરશે જ કરશે.

લગભગ સઘળાં હિન્દી બજારોમાં વિક્રમ સંવતથી વહેપાર ચાલતો હોવાથી આજથી ચોપડા બદલાશે. આખા વરસમાં કરેલી લેવડ દેવડના હિસાબો નક્કી કરી, શું કમાયા, કે શું ખોયું ( ગુમાવ્યું ) એનાં સરવાયાં કઢાઇ ગયાં, અને આવતી કાલથી

( નવા વર્ષમાં ) સારૂ કમાવાની ઇચ્છાએ પોતાના ધંધા ધાપાની શરૂઆત કરશે.

કૃષિકારો પણ આખું ચોમાસું મહેનત કરી પકવેલું અનાજ તૈયાર થઇ ચુકેલું હોય તેને ઘેર લાવવાના કામથી નિવૃત્ત થવાથી આ તહેવાર ઉજવવામાં આનંદ મેળવે છે. કૃષિકારોની સ્થિતિ ગરીબ હોય છે, છતાં તેઓને આ તહેવારમાં આનંદ લેતા જોઇએ છીએ. તેવીજ રીતે ચિતોગઢ ઉપર જ્યાં ત્યાં આનંદ આનંદ છવાઇ રહ્યો હતો. પ્રજા પૈકી કોઇ પણ દુ:ખી કે ઉદાસી જણાતું ન હતું, કેમકે:—

જૂનું ત્યજી જન બધાંય, નવું ચહે છે,
જૂનું વિસારી સહુ, સર્વ નવું સ્મરે છે;
હર્ષોત્સવો નવીન કાજ સહુ રચે છે,
(પણ) અન્તે તથાપિ નવું સર્વ, જુનું બને છે.

\+ \+ \+ \+

આવે નવું વરસ, એમ સહુ કહે છે,
ઉગે નવીન રવિ, એમ સહુ ભણે છે;
ભાવિ થશે શુભ, નવિન બધાં ચહે છે,
વૃદ્ધિ ગણી સુખદ હર્ષ દિલે ભરે છે.

\+ \+ \+ \+

છેતો બધું નવું, અને નહિ તો કશું ના !
છે શું ન જૂનું વળી ? વા, નવું યે શું છે ના ?
આભાસથી અવનવું સઘળું દિસે છે,
કિન્તુ સ્વરૂપ ન નવિન કહિ બને છે !

વીત્યાં અનેક, વીતિ વર્ષ, અનેક જશે,
આવે નવું વરસ, તોય ફરી સુણાશે
જૂનું જ વા અવનવું, નવ કૈં કળાશે,
આવે નવું વરસ એમ છતાં વદાશે. ”

ચિતોડગઢમાં પણ તેવીજ સ્થિતિ હતી. નવિન્ વર્ષ, નવિન્ રાજા અને નવિન અમલ તાજાંજ હતાં. મુસલમાનોનો ત્રાસ ગયો અને પોતાના રાજા—ખુદ જુના માલિકના હસ્તક તેમને સુખ પ્રાપ્ત થશે, એ આનંદની સાથે દીવાળીના મહોત્સવનો આનંદ મિશ્ર થવાથી અધિક આનંદ જણાતો. છતાં એકજ વ્યક્તિ દુ:ખી જણાતી. તે વ્યક્તિ કોણ ? રાણાજી પોતેજ ! એમના મનમાં અનેક વિચારોનું આન્દોલન થયાંજ કરતું હતું. આ મહોત્સવના ચાર

પાંચ દિવસમાં તેમણે ગઢ પરના નોકરો અને દાસ દાસીઓને પુષ્કળ પૂછપરછ કરી હતી—બારીકાઇથી વીરમણીની શોધ કરી હતી. પણ પ્રત્યેક જણ એમજ કહેતું કે, "કેસરીયાં કરવાના આગલે દિવસે તેમને જોયાં હતાં. પછીની ખબર નથી." ત્યારે તે લડાઈમાં પડી, કે તે પણ રણવીર સાથે પલાયન કરી ગઇ! મરી ગઇ હોય તો તેનું મડદું પણ હાથ લાગવું જોઇએ, લડાઈ પહેલાં હમીરદાસ કિલ્લામાં હતો, તેનેજ હવે પૂછવાનું બાકી હતું, પરંતુ તેનો તો પત્તોજ ન હતો! તેની બેહેન સંબંધી નિશ્ચિત જવાબ કંઈ રાણાએ હજુ આપ્યો ન હોવાથી તે રીસાઇને જતો રહ્યો, એમ રાણાજીને લાગ્યું.

ગઢ ઉપર દીપોત્સવીની તૈયારી ધમકારા બંધ ચાલતી હતી. રાણાજી પોતે વ્યવસ્થા કરવાનું સુચવતા હતા. એટલામાં એક દાસીએ આવી જણાવ્યું કે, "મહારાજ! એ પધાર્યાં છે!"

"એ કોણ?" રાણાએ આશ્ચર્યથી પૂછ્યું.

"એ આપનાં—" દાસી ગભરાતી હોય તેમ જવાબ દીધો, "આપનાં વીરમણીબાઇ સાહેબ."

રાણા ઉપર જાણે વીજળી પડી! થોડીવાર ઉપર તો લડાઇમાં ખપી ગઇ હોય તો ઠીકજ થયું, એમ તેમના મનમાં લાગતું હતું, એટલામાં તો દાસીએ આવી જણાવ્યું કે, "વીરમણીબાઇ સાહેબ પધાર્યાં છે!!"

"નવાઇ જેવું! ગઢ પર ફરીથી આવતાં તેને કાંઇ લાજ, કે ભય લાગ્યો નહીં? કેટલી નિર્લજ! બે શરમ!" નફ્ટ!! એમ વિચાર કરતાં "ઠીક, ચાલ કયાં છે?" કહી ક્રોધ-મય ઉઠયા.

"આપના રંગમહેલમાં?"

"રંગ મહેલમાં?!" હોઠ ચાવતા રાણાજી મનમાંજ બબડયા. નિર્લજપણું તે કેટલે સુધી? જે મહેલમાં તેણે પોતેજ પોતાના પતીનું ખૂન કરવાનો નિશ્ચય કરેલો, અને જયાં પોતાના ભાઇ બાપે મારા ઉપર અત્યાચાર કરી અન્યાયી વર્તન કર્યું, તેજ વીરમણીબાઇ નિર્લજપણે પાછાં ગઢમાં આવે છે તો આવે છે, પણ પાછાં તેજ મહેલમાં મને મળવા બોલાવે છે. ત્યારે લોકો કહે છે કે "આભ, ગાભને વર્ષા તારા, સ્ત્રી ચરિત્રને રોતાં બાળા" એ ખરૂંજ છે. સ્ત્રી ચરિત્ર ખરેખર ગહન છે!

એમ બબડતા અને હોઠ ચાવતા તે મહેલના દ્વાર પાસે આવ્યા. દાસી બારણું ઉઘાડી, ખસી ગઇ. રાણાજી અંદર ગયા. આમ તેમ નજર કરી પણ કોઇ જણાયું નહિ. તેઓ ત્યાં પડેલા પલંગ ઉપર બેઠા. વીરમણી થોડે છેટે આવી ઉભી ! લગ્નની પ્રથમ રાત્રિએ તેણે જે પોશાક ધારણ કરેલો હતો, તેજ આજે પણ પહેર્યો હતો, તે ઉપરથીજ રાણાએ એજ વીરમણી છે એમ ઓળખી; મુખ ઉપર સાડીનો ઘુંઘટ હોવાથી તેનું મુખ કમળ પહેલાં પણ જોવામાં આવેલું ન હતું, અને આજે પણ તેવોજ ઘુંઘટ હતો. રાણાજીએ તેના સામું જોયું. વીરમણી બહાર ગઇ, અને કોઇ બહાર નથી એમ ખાત્રી થતાં તે પાછી અંદર આવી. રાણાજી તેની 'ઢીલચાલ ઉપર ક્રોધ અને તિરસ્કારથી જોતા હતા. દૈવની ગતિ કેવી વિચિત્ર છે ? ! તે રંગમહેલનું પણ ભાવી કેટલું ચમત્કારિક ! વીરમણી રાણાજીની અર્ધાંગના ! છતાં તેને માટે રાણાજીના મનમાં કેવો ખરાબ વિચાર ! વીરમણી ધીમે ધીમે રાણાજી પાસે આવી અને સાડીના છેડા નીચેનો ડાબો હાથ કાઢી એક ચિઠ્ઠી રાણાજીને ધરી. ચિઠ્ઠી તરફ દુર્લક્ષ કરી રાણાજી બોલ્યા, હું ચિઠ્ઠી વાંચવા નવરો નથી. અહીં કેમ આવવું થયું છે તે કહો, અને એકદમ જેવાં આવ્યાં તેવાં ચાલતાં થાઓ." વીરમણીએ ચિઠ્ઠી અંગ પર ફેંકી. અતિશય તિરસ્કારથી તે ચિઠ્ઠી રાણાએ વાંચી. તેમાં એકજ લીટી લખેલી હતી—

"કૃતાપરાધની ક્ષમા કરી દાસીનો અંગિકાર કરશો."

રાણાજીએ એકવાર તેના ઢાંકેલા મુખ તરફ જોઇ પેલી ચિઠ્ઠી તેના તરફ ફેંકી. "આવી ચીઠ્ઠી લઇ આવતાં જરા શરમાવું હતું. પક્કી નિર્લજ દેખાય છે ? જા, એક ક્ષણ પણ અત્રે થોભીશ નહિ. મને તારાં દર્શન અસહ્ય થઇ પડે છે."

વીરમણી હસી પડી ! રાણાજીને તેથી ઘણીજ ચીઢ ચડી. "તને હસવું આવે છે ! પોતાના પતીની વિટંબના કરવામાં તને મોજ લાગે છે કેમ ? જા, ફરીથી કહું છું, તું એકદમ અહીંથી ચાલતી થા. મારા ગઢમાં એક ક્ષણ પણ ટકીશ નહીં."

"વીરમણી ધીમેથી બોલી, "આપની આજ્ઞા માન્ય છે. પરંતુ જાઉં એવું આપ મનઃ પૂર્વક કહો છો ને ?"

"હા, હા, ટળ અહીંથી"

"જો, જો, પાછળથી આપને ન થાય કે વીરમણી હોત તો—"

" જા ! મને તારા ઉપદેશની કંઇ જરૂર નથી."

" આપનો ને મારો સંબંધ—"

" ના, તદ્દન નથીજ. હશે તો મારે તેની કંઈ પરવા નથી."

" મહારાજ ! આપ રાજપૂત છો. કદી વચન ભંગ કરતા નથી. મારોને તમારો સંબંધ તુટયો છે, એવું આપ વચન આપો." પોતાનો જમણો હાથ લંબાવી કહ્યું.

રાણાજી હથેળીમાં હાથ મારવા જતા હતા એટલામાં, તે બોલી, " મહારાજ ! જરા ધીમેથી ! મને હથેળીમાં જરા ઇજા થઇ છે, તેથી આપ ધીમેથી હાથ ઠોકજો—" આપને યાદ તો છે ને કે " रघुकुल रीति सदा चली आ...ई, प्रानजाय बरु बचन न जा...ई. "

સાંભળી રાણાજી જરા ખમચાયા.

" વચન આપો છો ને ? આપને મારાથી ત્રાસ થાય એવી મારી ઇચ્છા નથી."

રાણાએ વચન આપ્યું. હથેળી ઉપર આંગળીઓ પડી !

" આપને વચન ભંગ કરવાનો પ્રસંગ ન આવો ! મહારાજ, જુઓ, " દ્વાર લગી જઇ વીરમણીએ કહ્યું, " આપની આજ્ઞા પ્રમાણે આ ચાલી. હવે ફરીથી કદી આવીશ નહી." કહી મુખ ઉપરનો ઘુંઘટ દૂર કર્યો.

રાણાજી જુવે છે તો પોતાની પ્રણયિનીને કાંવખાજ મુખથી પોતાના તરફ જોઇ હસતી દીઠી.

" મહારાજ ! હું જાઉં છુ હો કે ! કહી એક કટાક્ષ મારી વીરમણી અદૃશ્ય થઇ ગઈ. નયનનો અદ્વિતીય પ્રહાર કરી ચાલી ગઇ. તેથીજ એક કવિ કહી ગયો છે કે:—

" કત્લ મત કરના મુઝે તેગો તબરસે દેખના
બસ કિફાયત્ હે તેરા તિરછી નજરસે દેખના."

કેમકે:—

" નારીના કટાક્ષ આગળ, પુરૂષ છે ગુલામ,
હાવ ભાવને કરીને હરે છે પુરૂષ હામ."

રાણાજી આશ્ચર્યથી ગાંડા જેવા થઇ દ્વાર સામુંજ જોઇ રહ્યા પોતે સ્વપ્નમાં છે, કે જાગે છે તેનો પણ તેમને ભ્રમ પડયો !

## પ્રકરણ ૨૮ મું.

### વચન ભંગ થાય છે !!

રાણાજીને તેમની આટલી વયમાં આવો ગુંચવાડો કદી ઉપસ્થિત થએલો નહતો. તેમની શંકાનો કોઈ પણ પ્રકારે ખુલાસો થતો ન હતો, ઉલટું કોકડું અધિક ગુંચવાતું જણાતું. વીરમણી, હમીરદાસ અને પોતાની પ્રણયિની એ સર્વેએ એકત્ર થઇ, તેમણે મારા ઉપર કોઇ પ્રકારનો જાદુ તો ન કર્યો હોય ? એમ વહેમ આવતો, તો બીજી વાર એમ લાગતું કે માલદેવનું આ વળી બીજું કપટ કારસ્થાન કેમ ન હોય ? વળી વિચાર આવતો કે વખતે મારી પ્રણયિનીએજ મારી મશ્કરી કરવા આમ કર્યું હશે તો ? આમ અનેક પ્રકારના વિચાર આવતા. વળી વચ્ચમાં ભૂત પ્રેતોના વિચાર થઈ આવતા. ગમે તેમ હો પરંતુ રાણાજીની મનની સ્થિતિ વિચિત્ર થઇ હતી, એતો નક્કીજ. વીરમણીનો પોશાક પહેરીને પોતાને કેવો ફસાવ્યો ? મારી પાસેથી વચન લઇ છેવટે જતાં જતાં, "આપની આજ્ઞા પ્રમાણે જાઉં છું. હવે ફરીથી કદી આવીશ નહી" કહી કેવી જતી રહી ? કેવાં કાવા ખાજ ! પણ હવે શું કરવું ? વીરમણી અને તે તરૂણી એકજ હોય અથવા તો તેણે વીરમણીનો પોશાક પહેરી મને ફસાવ્યો. તેનો હવે શોધ શી રીતે કરવો ? ગઢ ઉપર ખુલ્લી રીતે શોધ પણ કેમ કરાશે ? અને શોધ પણ કોનો કરવો ? વીરમણીનો કે પેલી તરૂણીનો ? જેમ જેમ વિચાર થતા ગયા, તેમ તેમ કોકડું વધારેને વધારે ગુંચવાતું ગયું, આવો રણધુરંધર અને રાજનીતિજ્ઞ પુરૂષ એક સ્રી ચાતુર્ય આગળ હારી ગયો !

તરૂણીના ગયા પછી દ્વાર સામુ જોતા રાણાજી ઘણી વાર બેસી રહ્યા. કેટલીકવારે જે દાસીએ વીરમતીના આવ્યાની ખબર આપી હતી તેને બોલાવી. તેને ઉલટ પાલટ અનેક પ્રશ્નો પુછ્યા પણ કંઇ ફાયદો જણાયો નહિ.

"મહારાજ ! હું તો મહેલમાં પુંજો વાળતી હતી, એટલામા એ બાઇ આવ્યાં અને આપને બોલાવવા કહ્યું. તે કેમ આવ્યાં, ક્યારે આવ્યાં અને ક્યાં ગયાં તેની ખબરજ નથી. મને તેમનું નામ પણ ખબર નથી. તેમણે કહ્યું એટલુંજ..." રજવાડામાં જેનો જન્મારો ગયો છે, તે દાસી આથી વધું શું કહે ?

બીજાં દાસ દાસીને બોલાવી ચોકશી કરતાં એટલું જણાયું કે, એવાં કોઇ આવેલાં જોયાં હતાં ખરાં, પણ તે કેમ આવ્યાં ને ક્યાં ગયાં તેની માહીતી નથી. " દાસીઓએ સસ્સે ઠા તીન પાઉં બતાવ્યા !

આવા નિરાશા ભર્યા જવાબથી રાણાજીને શંકા આવી કે, " એ બધું ભુતાવળ જેવું તો નથી ? "

સંધ્યાકાળનો સમય થયો હતો, એટલે તળેટીની વાડીમાં જઇ પેલી તરૂણીની તપાસ કરવા ઘોડા ઉપર સ્વાર થઇ રાણાજી ચાલ્યા. કુદરતે પ્રેમ એ કેવી ચીજ ઉપજાવી છે કે જેથી આ દશ્યમાન્ જગતમાં ઉપજેલી સઘળી વસ્તુઓ એક બીજા તરફ આકર્ષાય છે ? **સ્નેહાની મૂલાની દુઃખાની છે** છતાં–

" પ્રેમાંધી જીવ કોટિધા ઝુરી મરે, પ્રેમાંધના પાસમાં,
આશા નાશ થશે તથાપિ નવ તે છોડે મહા ત્રાસમાં:
પીડા દેહ સજે તજે ગૃહ તથા, સંસાર સુનો કરે
તોએ પ્રેમ પુરો પડે નહિ હૃદે, અંતે દુઃખેથી મરે. "

રાણાજી વાડીમાં ગયા. ત્યાં જુવે છે તો કોઇજ ન મળે ! ઘર બંધ ! પાડોશમાં તપાસ કરતાં ખબર મળી કે પોતાની દીકરીને લઇને તેનાં માબાપ પોતાના જમાઇને ઘેર ગયાં ! રાણાજી ભ્રમિત જેવા થઈ પાછા ફર્યા. ગઢ ઉપર રોશનાઇ થઇ હતી. સર્વ માણુસો હર્ષનાદમાં આમ તેમ હરતાં ફરતાં હતાં. છોકરાંઓ આનંદમાં દોડા દોડ કરી રહ્યાં હતાં. નોબત ગડગડી રહી હતી. સરણાઇઓનો મધુર અવાજ સંભળાતો હતો. સર્વત્ર આનંદજ આનંદ. માત્ર એકજ પ્રાણી દુઃખી ! તે રાણા હમીર ! ગઢ પરના લોકોને શી ખબર હોય ? હરદેવ વગેરે કેટલાક જણને કંઇક શંકા આવી હતી. રાણાજી એટલા ત્રાસી ગયા હતા, કે પ્રત્યેક શબ્દ અને પ્રત્યેક બાબત માટે તેઓ ચિઢાઇને જવાબ આપતા હતા. ઘણાને આશ્ચર્ય લાગતું ! રાણાજી કેટલા આનંદી અને મિલનસાર હતા ! પણ એક સ્ત્રીએ તેમની ખાના ખરાબી કરી મુકી હતી.

" છે પ્રેમ એવી વસ્તુ કે જે સ્વાર્થને નથી માનતી,
સજ્જન તથા જજમાનને* પણ તે કદા ન પિછાનતી;
દીપક પરે બળતા પતંગો સર્વથા નિઃસ્વાર્થ તે,
ને પ્રાણ અર્પે છે ચકોરો, ચંદ્ર પર ન સ્વાર્થ તે, "
( બાપ્પા રાવળ )

* લજ્જવદ્ધમાન.

હરદેવ ઉતાવળીઓ હતો. તેણે એકદમ રાણાને પૂછયું, "મહારાજ ! રાજ્યમદ કેવો હોય છે તે આપનાથી સમજાયો." આ શબ્દોએ રાણાની શુદ્ધ ઠેકાણે આણી. તેમણે હરદેવના ખભા પર હાથ ટેકવી કહ્યું, " હરદેવ ! ભાઈ. તેમ નથી. આ રાજ્યમદ નથી. પણ હું ઘણોજ દુઃખી છું. " હરદેવ કંઈ બોલ્યો નહિ. તેને પોતાના માલિક માટે ઘણું લાગી આવ્યું.

" પણ મહારાજ શું દુઃખ છે ? " થોડીવારે હરદેવે પૂછયું.

" તેની મને પણ ક્યાં ખબર છે ? " કરણવાણીએ એટલાજ શબ્દો કહી ત્યાંથી એક બાજુ ચાલતા થયા. હરદેવ દુઃખી થતો બીજી બાજુ ચાલ્યો.

આજ લક્ષ્મી પૂજન પણ હતું ! કુળાચાર પ્રમાણે ગૃહની સર્વ ક્રિયાઓ થતી હતી. રાણાજી એક કુંચી આપેલા યાંત્રિક પુતળા માફક આમ તેમ ફરતા હતા. એક પણ વાત તરફ તેમનું ચિત્ત ન હતું. બપોરના મળવાનો દરબાર થયો હતો. રાણાની મુદ્રા ચિંતાથી કાળાશ મારતી હતી. તેમની ભારે આંખો જણાવતી હતી કે चिन्तातुराणां न सुखं न निद्रा પ્રમાણે આખી રાત્રિ નિદ્રાદેવી પ્રસન્ન થયાં ન હતાં. ત્રણ વાગે દરબાર ખલાસ થયો, અને ભ્રમિત જેવા રાણાજી રંગમહેલ તરફ આવ્યા. અંદર જતાંજ સામે પલંગ પર એક અલંકાર વિભૂષિત સુહાસ્ય વદના ચારૂગાત્રી રમણી જોઇ ! તેનું સૌંદર્ય જોઇ રાણાજી ત્યાંજ સ્તબ્ધ થઇ ગયા ! રમણીને રાણાના આવ્યાની ખબર થઇ હોય કે નહી, તેની તેનેજ ખબર. પરંતુ તે પુષ્પમાળા ગુંથવામાં તલ્લીન થએલી દેખાતી હતી. પલંગપર તે બેઠી હતી. એક પગ પલંગ ઉપર હતો અને બીજો પગ લટકતો હતો. રેશમી કસબ મિશ્રિત ઓઢણું તેના શરીરને દ્વિગુણીત શોભા આપતું હતું. કમરે રત્નખચિત પટો અને ગળામાંનો રત્નહાર ઓઢણામાંથી ચમકારા મારતો હતો ! રાણાજીએ આ બધું ધારી ધારીને જોયું, છતાં તેમના નેત્રોની તૃપ્તિ ન થઇ ! એટલામાં કંઈ અવાજ આવવાથી તે તરૂણીએ એકદમ ઉંચું જોયું, ઝટ ઉઠી ઉભી થઇ. પગના નુપુરના મંજુલ સ્વરે રાણાજીના કાનમાં પેસી આનંદ આપ્યો. લજ્જાથી તેના ગાલ ઉપર લાલી ચઢી આવી. ઓષ્ટ ઉપર મંદહાસ્ય ફરકી રહ્યું. રાણાજીએ પોતાની પ્રણયિનીને ઓળખી. તરતજ તેઓ આગળ આવ્યા, અને બોલ્યા, " તું છે કોણ ?

આવી ગૂઢ રહસ્યમય લીલા બતાવી મને તાજુબીમાં નાંખી મારી નાંખવા ઇચ્છે છે કે કેમ ? ”

તરૂણી કેટલી નિષ્ઠુર ! તે હસી પડી. તેના હસવામાં કેટલું માધુર્ય !

“ મહારાજ ! આપને ત્રાસ થતો હોય તો હું આ ચા... આ...લી.” તરૂણીએ કહ્યું.

“ નહી, નહી, હું મારી હાર થઇ તે કબુલ કરૂં છું. તારા ચાતુર્ય આગળ હું નિષ્પ્રભ થયો છું. હું વીર ખરો, પણ આજ તેં મને તારો દાસ કર્યો છે. હવે તારૂં જાદુ બંધ કર.” રાણાએ તેને જતાં અટકાવી, હાથ ઝાલી કંઇક કરૂણસ્વરે કહ્યું. રાણાએ હજુ તેને જાદુગરણીજ ધારી.

“ મહારાજ ! આપને ત્રાસ થશે. ” હાથ છોડાવી તે તરૂણી દ્વાર તરફ દોડી.

“ નહી હવે તને છોડનારજ નથી. ” ફરી હાથ પકડી ઉભા રાખી રાણાએ કહ્યું.

“ મહારાજ ! આપનું વચન ભંગ થાય છે. ”

“ થવા દે—મને તેની કંઇ કાળજી નથી. હવે તો તુંજ મારી આરાધ્ય દેવતા છે, તુંજ મારૂં પરમપૂજ્ય દૈવત છે, સર્વ કંઇ તુંજ છે ! તારા વગર એક પણ સ્ત્રી મને જગતમાં પૂજ્ય નથી. ”

---

## પ્રકરણ ૨૯ મું.

---

### કોકડું ઉકલી ગયું !

“ મહારાજ ! એક રણધુરંધર, રાજનીતીજ્ઞ પુરૂષનું શાણપણ, એક અબળા આગળ આમ જતું રહેશે એમ હું માનતી ન હતી. જગતમાં સ્ત્રીઓને અબળા અને મૂર્ખ એ વિશેષણ આપવા કરતાં તો, પુરૂષોને તે હોદ્દા આપ્યા હોત તો સયુક્તિક ગણાત એમ મને લાગે છે. અનેક વખત પુરૂષો, પોતાના ધારેલા કાર્યમાં ફતેહ મેળવ્યા સિવાય પાછા હઠયા છે. એવા અનેક પુરૂષોએ કર્તવ્ય-ક્ષેત્રમાંથી કંઇ પણ કર્યો સિવાય પાછા ફર્યાનું અવલોક્યું છે, પરંતુ સ્ત્રીઓએ પોતાના જીવનના લક્ષ્યબિંદુને

યથેષ્ટ ફતેહ મળ્યા સિવાય પ્રાણ જતાં પણ વિસાર્યું હોય, તજ્યું હોય એ અમારા સાંભળવામાં હજુ સુધી નથી આવ્યું ! સ્ત્રીઓ ધારે તે કરી શકે છે. વિરાંગનાઓની વીરતા, રમણીઓની રમણીયતા, અને ચતુરાઓની ચતુરાઇ એતો જગત વિખ્યાત છે ! મહારાજ હું કોણ ? આપને કંઇ કલ્પના થતી નથી ? અવાજ ઉપરથી, શરીરના કદ–બાંધા ઉપરથી, હાલવા ચાલવા ઉપરથી માણસને ઓળખવું અશક્ય છે ? મને આપ ઓળખશો એવો ભય હતો, પણ અહીં તો તેથી ઉલટું જણાયું ! જુઓ મહારાજ, હજુ પણ મને બારીકીથી જુઓ. આપને ચાલી બતાવું ?" કહી હસતાં હસતાં તે સ્ત્રી ચાલવા જતી હતી એટલામાં, "આમ નાશી જવાની યુક્તિ હવે ચાલવાની નથી." કહી તેનો હાથ રાણાએ સખ્ત પકડયો.

"નહી, નહી." મહારાજના પગ આગળ નીચે બેસી તેમના ઢીંચણ પર હાથ મુકી તેમના તરફ જોતાં તે બોલી, "એક વખત આ પગની દાસી થઇ, તે શું નાશી જવા માટે ? નહી. નહી. મને લાતો મારીને કાઢી મૂકશો, તોપણ હું જનાર નથી. આ પગ મારા પ્રાણ ! તેને છોડી હું કયાં જવાની ? નાથ! દાસી આપની સેવામાં કેટલા દિવસથી હતી, છતાં આપે તેને ઓળખી નહી. એ આશ્ચર્ય કહેવાય ! હું કોણ છું તે સાંભળો. આપનું નામ દઇ તેને 'દાસ' શબ્દ જોડનારી અને આપની સેવામાં રહેનારી વ્યક્તિ તે હું જ !

"શું ? તું હમીરદાસ !" રાણા આશ્ચર્યથી ડોળા ફાડી જોતા બોલી ઉઠયા.

"હા નાથ ! હું આપને સઘળી હકીકત કહું છું. પણ આપ મને ક્ષમા આપશોને ?"

"ક્ષમા. તને મારા ખરા અંતઃકરણથી ક્ષમા ! ઉઠ, બેસ મારી જોડે, અને બધી હકીકત કહે." તેને ઉઠાડવા પ્રયત્ન કરતાં રાણાએ કહ્યું.

"નહી. નાથ ! હું ગમે તેટલી શૂર હોઇશ, પણ આ પગની દાસી ! આપની સાથે બેસવાને લાયક નથી. નાથ ! મને બોલતાં ભય લાગે છે કે મારો તિરસ્કાર થશે કે કેમ ? પણ નહી, આપની દૃષ્ટિમાં પ્રેમ છે. નાથ ! આપની સાથે શત્રુત્વપણું દાખવનાર માલદેવની કન્યા અભાગી વીરમતી તે હું જ. રણવી-

રની ભગિની પણ હુંજ ! શું હજુ પણ મહારાજને હું પ્રિય છું ? ”

“ હા, તું મને મારા પ્રાણ કરતાં પણ પ્રિય છે. ”

“ વળી એક વાત કહું છું. આપે મારો કરગ્રહણ કર્યો તે પહેલાં હું વિધવા હતી. ”

“ તેની મને ખબર છે. ” રાણાએ શાંતપણે જવાબ દીધો.

“ નાથ ! આપના શૌર્ય પ્રમાણે આપનામાં ઔદાર્ય પણ અલૌકિક છે. હવે હું આગળની હકીકત કહું છું. આપનો વિશ્વાસઘાતથી ઘાત કરવાનેજ લગનના મિમિત્તથી આપને અત્રે તેડાવવામાં આવ્યા હતા. આપના સંબંધી મને કંઇ માહિતી ન હતી, તેમ મારાં એકવાર લગ્ન થયાનું મને સ્મરણ પણ ન હતું. આપ અતિશૂર છો, એટલુંજ સાંભળેલું અને તેથીજ લગ્ન કરવાનું કબુલ કરેલું. પ્રથમ હું મારા પિતાના કપટમાં સામેલ હતી એમ કબુલ કરવામાં કંઈ હરકત નથી, પણ આપને જોતાંજ મારૂં મન ફરી ગયું. આપનું રક્ષણ કરતાં પ્રાણ અર્પણ કરવો પડે, તોપણ હરકત નહી એમ નિશ્ચય કર્યો. ભુલૈયાંની યોજના આપને માટે થઇ હતી મેં ઉઘાડી રીતે કોઈ પણ બાબતમાં નકાર દર્શાવેલો ન હોવાથી મારા ઉપર સંશય લાવવાનું મૂળગું કારણ નહતું. તેથી મને ભુલૈયાં ઉપર નજર રાખવાનું ફાવ્યું. તે દિવસે તેના હાથ ઉપર તીર મારી આપનું રક્ષણ કર્યું ? આપને ભોજન માટે તેને ત્યાં આમંત્રણ દેવાયું. ભુલૈયાં પોતાના સૌંદર્યની જાળમાં આપને ફસાવનાર હતી. આપને ભોજન થઇ રહ્યા પછી આપ મહેલમાં પધાર્યા. હું આપની ત્યાં કેવી સ્થિતિ છે તે જોવા આવી હતી. આપે તરવારની માગણી કરી હતી, પણ એકાએક આપને શી રીતે તરવાર પહોચાડાય ! તેથી મારે આપની ભેટ થાય ત્યાં સુધી રાહ જોવી પડી. આમ ભુલૈયાં તરફથી કામ ફસી ગયું ત્યારે મારા પિતાએ મને તે કામ કરવા કહ્યું. મારે આપને તરવાર આપવીજ હતી, તે શી રીતે આપવી ? સંશય આવે, તે પણ કામનું નહિ. ત્યારે મેંજ મારા બાપને કહ્યું, કે તમે તરવાર લાવીને આપજો, એટલે કાર્ય પુરૂં સમજજો. મહેલમાં આવ્યા પછી હું જ આપને સઘળું કહેનાર હતી, પણ દૈવની ગતિ વિચિત્ર છે ! આપના મનમાં શંકા આવી. મારા પિતાએ તરવાર આપી, તેનો અર્થ આપને ભળતો જણાયો. પછીની હકીકત આપને ખબર છે. આપના ગયા પછી, મને ચેન પડયું નહી. આપની

કૃપા કેમ સંપાદન કરવી, અને કિલ્લાની બહાર નીકળવા શી યુક્તિ કરવી એ વિચારમાં હતી, તેવામાં એક સંધિ મળી. તે સંધિનો લાભ લઈ, હું બહાર નીકળી તો ખરી, પરંતુ આપની કૃપા કેમ મેળવવી? મેં મર્દાની વેષ લઈ આપની પાસે આવવાનું નક્કી કર્યું. આપની સાથે યુદ્ધનો પ્રસંગ પાડતાં મને કેટલું લાગ્યું હતું ? ! હું હમેશાં યુદ્ધના પોષાકમાં રહીશ એ સરત આપ મને ઓળખી ન શકો તેટલાંજ માટે હતી. કારણ કે ભુલૈયાને આપે ઓળખી કાઢી હતી. યુદ્ધ કૌશલ્યની કળાથી હું આપની કૃપાને પાત્ર થઇ. પછી ચિતોડગઢ લેવામાં શી રીતે સહાયભૂત થવું તે વિચાર કરતાં મને એક કલ્પના સુઝી. હું ફરી ગઢ ઉપર આવી. કંઇ થાપ આપી મેં મારા પિતાને બહાર કાઢ્યા. વનવીરને દિલ્હી મોકલ્યો. તે દિવસે રણવીરને અને આપને તકરાર થઇ ન હોત તો આપની ફોજે પેલા બનાવટી કાગળ પ્રમાણે કિલ્લામાં પ્રવેશ કર્યો જ હોત. ભગે તેમ થયું પણ, છેવટે જય થયો;" કેમકેઃ—

"સહનશીલતા ભરી હૃદયે, પળે જે નેમના પંથે
બહી બસ માર ખાએ તે, વિજય નેમી તણી અંતે."

વીરમણી શાંત થઇ. તેની મુદ્રા પ્રસન્ન થઇ હતી. પ્રેમભરી દૃષ્ટિથી તે પોતાના પ્રિય પતિ તરફ જોવા લાગી. રાણાજીએ તેને ખેંચી પ્રેમાલિંગન દીધું, અને કહ્યું, "રાણી સાહેબ, પેલું મુંગાપણાનું નાટક કેમ કર્યું હતું? તે વાત કેમ ઉડાવી દીધી?"

---

## પ્રકરણ ૩૦ મું.

---

### દેવી ભુલૈયાં.

વીરમતી હસી પડી ! પોતાના પ્રિયના ગળામાં હાથ નાખી તે બોલી, "અમો સ્ત્રીઓ પાસે ઇશ્વરદત્ત બે હથિઆરો હાથ છે. એક તો શિયળ અને બીજું હથિયાર સૌંદર્ય ! દુષ્ટોનો પરાભવ કરવા માટે અમો સ્ત્રીઓ શીયળનો ઉપયોગ કરીએ છીએ, અને સૌંદર્યનો પ્રયોગ પતી ઉપર કરી તેને પ્રસન્ન કરી ઠેકાણે લાવીએ છીએ ! તેમાંનો એ પણ એક પ્રયોગજ હતો. બાકી અમારા આગળ પુરૂષોની તો હારજ થાય છે !" "સ્ત્રી ચારિત્રને દૈતો

બાળ, તેનો કોઇ નથી પામ્યું પાર," એ કહેવત શું ખોટી છે? રાણાજીએ હસતાં હસતાં વીરમતીના ઓષ્ટ ઉપર પારિતોષક આપ્યું. આ પહેલાજ પ્રેમ ચુંબનથી વીરમતીનાં ગાત્ર હર્ષરોમાંચિત થયાં અને તેના બંને કપોળ ઉપર લાલી ચઢી આવી, તેની શોભામાં-સુંદરતામાં વધારો કર્યો. પોતાના પ્રિય તરફ એક પ્રણયકટાક્ષ ફેંકી તે નીચું જોવા લાગી.

"ખરેખર વીરમતી! એકેક વાત મારા મનમાં આવતાં એમ લાગે છે કે મેં તને ઓળખવી જોઇતી જ હતી. તારો તે યુદ્ધ નિમંત્રણ પત્ર જોઇને—" રાણા બોલ્યા, "અક્ષરો મને ઓ-ળખીતા જેવા લાગ્યા ખરા, પણ તેનું મને બરાબર સ્મરણ ન થયું. તે જો ઓળખ્યા હોત તો ચિતોડ ઉપરની દાસી અને હમી-રદાસ એ બંને એકજ છે, એમ ત્યાંજ જણાયું હોત—"

"પણ અમો સ્ત્રીઓની જાદુ શું જેવી તેવી?"

"વીરમતી! આજ તેં તારા ચાતુર્યથી મારો પરાભવ કર્યો છે. તું કેટલી સુંદર દેખાય છે?"

"બળી એ સુંદરતા. એમાં તો કલંક છે ને."

"તેમાં શું થયું. કલંકને લીધેજ ચંદ્ર પણ વિશેષ શોભા-યમાન દેખાય છે ને. તારૂં કલંક તારા અવગુણોને લીધે નથી. તે તો કુદરત—"

"જવાદો એ વાત."

"પામો પીડા, 'અરર' કહેવું એય ઇચ્છા મન છે,
વ્હાલા! રોવું સહન કરતાં એય ઇચ્છા મન છે.
રોતાં રોતાં મનની કથવી એય ઇચ્છા મન છે,
અંકે સુવું પછી સ્વજને એય ઇચ્છા મન છે.
વ્હાલા! તારૂં ગજબ અતિનું દુઃખ દારૂણ સુણી,
લૂણી વીની સ્મરી શરીર આ કમ્પી ઉઠે છે ભૂલી."

(લલિત)

રાણાજી અનિમિષ નેત્રોએ પોતાની પ્રિયતમ તરફ જોઇ રહ્યા હતા. વીરમતી પણ વચમાં વચમાં તેમના તરફ જોતી, અને વળી આડું જોઇ સ્મિત હાસ્ય કરતી હતી.

"હવે તો ખરે ખરી સાંજ છે ને? વળી કાલે સવારે કહીશ કે—" વિનોદની ખાતર રાણા બોલતા બોલતા હસી પડયા.

"હું આપની જાદુગરણ." વીરમતીએ વાક્ય પુરૂં કરતાં પોતાનો બાહુ પાશ રાણા ઉપર નાંખી તેને દઢ આલીંગન આપ્યું.

'પ્રણયી યુગલ નિજ પ્રેમમાં મશગુલ બન્યું-તલ્લીન થયું.'

એટલામાં એ જોડા ઉપર કોઇએ ફુલનો વરસાદ વરસાવ્યો! બંને જુવે છે તો ભગવાં વસ્ત્ર ધારણ કરેલી ભુલૈયાંને દીઠી! બંને એક બીજાના પ્રેમમાં એટલાં તો દંગ થઇ ગયાં હતાં કે, ભુલૈયાં ક્યારે આવી તેનું તેમને ભાન સુદ્ધાં ન હતું. તેથી દેવી સ્વરૂપ બનેલી ભુલૈયાંને જોતાંજ બંને જણ શરમિંદા થઇ ગયાં. વીરમતી એકદમ ખસી જઇ દુર ઉભી. ભુલૈયાં શાંતપણે સસ્મિત બોલી, "નહી, નહી, રાધે! કૃષ્ણથી દુર થઇશ નહી. જા. જા. તેમના અંક પર બેસ. મને તમારૂં પ્રેમાળ ઐક્ય જોવા દે."

ભુલૈયાંની મુદ્રા ઘણી તેજસ્વી દેખાતી હતી! રાણાજી અને વીરમતી બંને ચકિત થયાં, એટલુંજ નહિ પણ બંનેના મનમાં ભુલૈયાંના માટે ભક્તિ ઉત્પન્ન થઇ. રાણાજીએ આવી તેના પગ ઉપર મસ્તક નમાવ્યું, "માતા! ધન્ય છે તને!!" ભુલૈયાં હસી. વીરમતીએ પણ પોતાના પતીનું અનુકરણ કર્યું. ભુલૈયાંએ તેના મસ્તક ઉપર હાથ મુકી મંગળ આશીર્વાદ આપ્યો." વીરમતી, બેટા! શીયળ અને સૌંદર્યનો આવોજ ઉપયોગ કરજે. પ્રભુ તારૂં કલ્યાણ કરો!" પછી રાણાજી પ્રત્યે જોઇ કહ્યું, "રાણાજી! મને આ સ્થિતિ પ્રાપ્ત કરાવનાર તમેજ! તમેજ કારણભૂત છો! નહિ તો મારૂં શું થાત, તે પ્રભુને ખબર! ઈશ્વર તમારૂં કલ્યાણ કરો. આયુષ્યમાન અને કીર્તિવાન થાઓ! મારા ઉદ્ધાર માટે હું યાત્રાએ જાઉં છું. મારો દેહ ત્યાં પડશે તો મારો ઉદ્ધાર થશે. યાત્રાએ જતા પહેલાં તમને મળવું એવી ઇચ્છા થવાથી આવી છું. તમને બંનેને એક જગાએ જોઇ મને ઘણો આનંદ થયો. શ્રીકૃષ્ણે રાધા સહ મને હજુ દર્શન આપ્યાં નથી. તમારૂં રૂપ જોઈ તમેજ રાધા કૃષ્ણ છો એમ મને લાગ્યું. રાણાજી, વીરમતી! સુખી થાઓ. પુષ્કળ વર્ષો સુખેથી રાજ્ય કરો! સંતતી સંપત્તિનો ઉપભોગ કરો અને શુદ્ધ અંતઃકરણથી ઇશ્વરને ભજો! તેજ તમારૂં કલ્યાણ કરશે!"

રાણાએ અને વીરમતીએ તેને ફરી નમન કર્યું. ભુલૈયાંએ કહ્યું, "હવે હું જાઉં છું. કદી કદી મારૂં સ્મરણ થાય તો મારો જલદીથી ઉદ્ધાર કરવા માટે તે મહાન્ પ્રભુને પ્રાર્થના કરજો.

હવે મને રજા છે ? " તેનો સ્વર ભાખરો થયો. આંખમાં અશ્રુ ભરાઈ આવ્યાં. બંનેને ઘણી નવાઇ લાગી. ભુલૈંયાં પોતાનાં અશ્રુ લોહોતાં બોલી, "હવે મારી એક ઇચ્છા છે. રાણાજી, વીરમતીને તમારા અંક ઉપર બેસાડો. વીરમણી, ચાલ બેસ. એજ તારૂં સિંહાસન. શરમાઇશ નહી. માતા આગળ છોકરાંને શરમાવું કેવું ? એમ કહી પોતેજ વીરમતીને રાણા પાસે લઇ ગઇ. વીરમતીને રાણાજીએ પોતાના ડાબા અંક ઉપર બેસાડી એક બીજાની ખાંધ ઉપર હાથ નાંખ્યો. ભુલૈંયાં આનંદથી તેમના તરફ જોતી બોલી, " વીરમતી ! જરાક ઉંચું જો ! મને તમારૂં બંનેનું રૂપ ખુબ ધરાઇને જોવા દો ! ખરેખર રાધા—કૃષ્ણ જેવાંજ શોભો છો ! " "હરીનો ધાર્યો મનુસુબો, હર બ્રહ્માથી નવ ફરે" કહી ફરી તેમના ઉપર ફુલોનો વરસાદ વરસાવ્યો ! રાધેકૃષ્ણ ! રાધેકૃષ્ણ ! જય શ્રી રાધેકૃષ્ણ—" કરતી ભુલૈંયાં અદૃશ્ય થઈ ગઇ.

---

## પ્રકરણ ૩૧ મું.

---

### ઉપસંહાર.

" નદિનાં શુભ ગંગ, તથા નૃપકુળ પવિત્ર રઘુકુળ શાખ અશી,
તરૂમાં સુરવૃક્ષ વનેચરમાં મૃગરાજની જાત ગણી છજ શી;
ખગમાં પતિ લક્ષ્મી તણા તણું વાહન, વાહન હું કહું વાત કશી,
કળિમાં નૃપ અન્ય વિષે લમ છે શુભ રાવળ શાખ પવિત્ર તશી "

—ગણુપતરામ ભટ્ટ.

રાણા હમીરે, બાપદાદાનું રાજય મેળવ્યું, ઇ. સ. ૧૩૦૧માં મેવાડની ગાદીએ બેઠો, પરંતુ તે ગાદી કેલવાડામાંજ હતી. પાછળથી ચિતોડ લીધું, અને બાપ્પા રાવળની રાજયગાદી ઉપરસ્થીર થયો. તે સમયે ખીલજી બાદશાહ અલ્લાઉદ્દીનનો અંત આવ્યો. ચિતોડનો સુબો માલદેવ દિલ્લી ગયો, અને અલ્લાઉદ્દીનની પાછળ ગાદીએ બેસનાર મહમદ બાદશાહને થએલા નુકશાનથી વાકેફ કર્યો. મહમદશાહ પોતાનું ગએલું રાજય મેળવવા મેવાડ ઉપર ચઢી આવ્યો, હાર્યો અને હમીરનો કેદી બન્યો. અજમેર, નાગોર, સુએસોપર વગેરે પરગણાં અને ૫૦ લાખ રૂપીઆ રોકડા, ૧૦૦ હાથી અને કેટલાક સુંદર ઘોડાઓ આપી ત્રણ માસે હમીર સાથે સલાહ કરી છુટો થયો.

માલદેવનું શું થયું તે જણાયું નથી.

માલદેવનો પુત્ર વનવીર, રાણા હમીરની નોકરીમાં રહ્યો. તેને નીમચ, જીરણ, રતનપુર અને કેરારનાં પરગણાં જાગીરમાં આપ્યાં, વનવીરે ઇમાનદારીથી તેની નોકરી બજાવેલી કહેવાય છે.

રાણી વીરમતીનું હમીરની સાથે લગ્ન થયું. તે બાળ વિધવા હતી, તેને ભાટી જાતના એક સરદારને મુસલમાનોના ત્રાસને લીધે નાનપણમાંજ પરણાવી દીધી હતી. મુસલમાનો કુંવારી છોડીઓનેજ ઉપાડી જતા અથવા પરણતા. કોઇની સાથે લગ્ન થએલું હોય તે કન્યાને હરામ ગણતા. પરંતુ વિષય લાલુપતા તેમનામાં કમી ન હતી તેથીજ, અને હિંદુઓ વિધર્મી હોવાથી કાફર ગણતા તેથી તેમને હેરાન કરવા, કે સ્વધર્મમાં લાવવા તેમની દીકરીઓને ઉપાડી જઇ પોતાના જનાનામાં રાખતા. વીરમતીનો સ્વામી લગ્ન પછી, મુસલમાનો સાથેની લડાઇમાં, થોડાજ સમયમાં કતલ થયો. કુમારી વીરમતી પોતાના સ્વામીનું મુખ પણ જોવા પામી નહતી. બિચારી વીરમતીનું લગ્ન ઘણીજ નાની ઉમ્મરમાં એટલે આઠ નવ વર્ષની વયે થયું હતું. હરીચ્છા બલીયસી !

ઇતિહાસ કહે છે કે માલદેવજીને પાંચ દિકરા હતા. આપણી વાર્તા સાથે બેજ દીકરાનો સંબંધ આવે છે. માલદેવનો એક દીકરો હરિસિંહ, મહમદશાહના પકડાવા પછી હમીર રાણા સાથે દ્વંદ્વ યુદ્ધ કરતાં મરાયો. રણવીર અને બાજાનું શું થયું તે જણાયું નથી.

રાણા હમીરને રાણી વીરમતીથી ખેતસી નામે પુત્ર થયો, સિંહનાં બચ્ચાં સિંહજ નિપજે.

કહે છે કે વીરમતી કુંવરીના લગ્ન પછી કરીઆવર તરીકે પહેરામણીમાં હમીરને 'જાલ' નામનો મહેતો માગવા વીરમતીએ પહેલે દિવસે શીખવી મુક્યું હતું, અને એજ જાલની યુક્તિ અને અક્કલથી હમીરે ચિતોડ જીત્યું. પરંતુ આપણી નવલકથા એથી જૂદાજ ખ્યાલ આપે છે. ગમે તેમ હો, પરંતુ હમીરે સ્વબળેજ ચિતોડ લીધું એ તો સત્યજ.

સર્વ કોઇ ઉગતાને પૂજે છે. એ ન્યાયે જે ચિતોડ-મેવા-

ડના રાણાઓ—સઘળાં દેશી રાજ્યોમાં શ્રેષ્ઠ ગણાતા, તે મુસલમાનોના હાથમાં જવાથી બંધ પડયું, તેમને અપાતી ખંડણી અટકી; તેઓ ગાદીએ બેસે ત્યારે અપાતાં નજરાણાં બંધ પડયાં. રાણાને જરૂર પડે ત્યારે લશ્કર મળતું તે સઘળું બંધ થઇ ગયું. પરંતુ જ્યારે હમીરે હિમ્મત અને બહાદુરીથી પોતાના બાપદાદાનું રાજ્ય પાછું મેળવ્યું, ત્યારે સૌ કોઈ નમતા આવ્યા. બધો વખત ફેરવાઇ ગયો ! વીશીનું ચક્ર ફરી ગયું ! મારવાડ, જેપુર, બુંદી, ગ્વાલીઅર, ચંદેરી, રાયસેન, સિકરી, કાલ્પી અને આબુ વગેરેના રાણાઓ તાબે થયા. હમીર મહારાજાધિરાજ કહેવાયો, અને હમીરના અંત પછી કેટલાંએ વર્ષ સુધી કોઇ પણ મુસલમાન બાદશાહે ચિતોડ લેવા હિમ્મત કરી નહિ.

હમીરનો અંતકાળ ઇ. સ. ૧૩૬૫ માં આવ્યો. લગભગ ૫૦ વર્ષની લાંબી મુદતની શાંતિથી મેવાડ વેપાર રોજગારમાં પૈસે ટકે, તેમ વિદ્યા હુનરમાં અને લડવૈયા માણસોથી તર થયું, હમીર રૈયતને વાજબી ઇન્સાફ આપી પુત્ર પ્રમાણે પાળી લોકોનો આશીર્વાદ લેતા ૬૪ વર્ષ સુધી રાજ્ય કરી પોતાના દીકરા ખેતસી માટે સલાહ શાંતિવાળું, આબાદ અને વિસ્તીર્ણ રાજ્ય મૂકી સ્વર્ગે સીધાવ્યો.

બિચારી ભુલૈયાં ! તે તો ભુલાઇજ—વિસરાઇજ ગઇ ! તે પછીથી ક્યાં ગઇ અને તેનું શું થયું, તેનો પત્તોજ ન મળ્યો, એક સમયે કાશીથી તેની ખબર મળેલી, પણ પાછળથી તેની બાતમી મળીજ નહિ. હમીરે તેના સુખને માટે બનતું કરેલું હતું. મનુષ્ય સત્સંગ અને ખરા પશ્ચાતાપથી શુદ્ધ થાય છે, પરમ સદ્ભક્ત સંતનો દષ્ટિ સમાગમ—સંગ થતાંજ આ અસાર સંસાર માંથી પાર ઉતરાય છે, સંતપુરૂષના સમાગમથી જીવનાં સર્વ પાપ સમૂળગાં નાશ પામે છે. સર્વ દુઃખનો નાશ થાય છે, અખંડ સુખની પ્રાપ્તિ થાય છે. અને છેવટે સ્વર્ગ લોકને પામે છે. સત્સંગ એ પરમ સુખનું મૂળ છે અને સર્વ સાધનોનું પણ સાધન છે, એ ભુલૈયાંના દષ્ટાંત પરથી જણાશે.

